# મહાવીરસ્વામીનો સંયમધર્મ

[ જૈન આગમ 'શ્રી સૂત્રકૃતાંગ'નો છાયાનુવાદ ]


સંપાદક

ગોપાલદાસ જીવાભાઈ પટેલ



શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ

ઠે. ગુજરાત વિદ્યાપીઠ

અમદાવાદ નં. ૧

શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાલા–૧૦

# મહાવીરસ્વામીનો સંયમધર્મ

[જૈન આગમ 'શ્રી સૂત્રકૃતાંગ'નો છાયાનુવાદ]

સંપાદક
ગોપાલદાસ જીવાભાઈ પટેલ

'बुज्झिज्जत्ति तिउट्टिज्जा बन्धणं परिजाणिया'
'જીવના બંધનનું કારણ જાણી, તેને દૂર કરવું.'–સૂત્ર૦ ૧

શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ
ઠે. ગુજરાત વિદ્યાપીઠ
અમદાવાદ નં. ૬

પ્રકાશક
ગોપાલદાસ જીવાભાઈ પટેલ,
મંત્રી, શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ, અમદાવાદ
મુદ્રક
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ



આવૃત્તિ પહેલી, સં. ૧૯૯૨
સુધારેલી વધારેલી નવી આવૃત્તિ સં. ૨૦૦૧
કિંમત રૂ. ૧–૮–૦

પ્રાપ્તિસ્થાન
નવજીવન કાર્યાલય
અમદાવાદ અને મુંબઈ નં. ૨

# નિવેદન

[પ્રથમ આવૃત્તિ વખતનું]

આ ગ્રંથ પ્રસિદ્ધ જૈન આગમ સૂત્રકૃતાંગનો છાયાનુવાદ છે. એટલે કે, મૂળ ગ્રંથની પૂરેપૂરી છાયા પ્રામાણિકપણે સંઘરાય એ દૃષ્ટિ રાખી, મૂળ ગ્રંથના વિષયોનું સ્વતંત્ર શૈલીથી આમાં સંપાદન કરવામાં આવ્યું છે. આ શૈલી ગ્રહણ કરવાનું સૂઝયું એ વિચારથી કે, મૂળ ગ્રંથ નહીં નહીં તોય ૨૦૦૦ ઉપર વરસનો જૂનો ગણાય. તેની શૈલી — પુસ્તકરચના તથા વિષયનિરૂપણ વગેરે — સૌ રીતે તે જમાનાને યોગ્ય હોય. આજે એ જ શૈલીનો ગ્રંથ ઓછો લોકપ્રિય થાય. આ માળાનો પ્રધાન ઉદ્દેશ તો આ આપણા જૂના અમૂલ્ય વારસાને આજે સમાજગત કરવાનો હોઈ, શૈલીભેદ કરવો જ ઘટે. એ પરથી આ અનુવાદનું સ્વરૂપ સૂઝયું. એ સ્વરૂપ લોકપ્રિય, સફળ છે કે કેમ એ અભ્યાસીગણ જણાવે એવી વિનંતી છે.

આ શૈલી અનુસરતાં ગ્રંથસંક્ષેપ આપોઆપ જ થાય એ દેખીતું છે. જૂની સંવાદશૈલીમાં વસ્તુ ઉપર ભાર દેવા તેનું અનેકરૂપે પુનરાવર્તન કરાતું જોવામાં આવે છે. એ વસ્તુનો છેદ ઉડાડવાનું તો સહેજે જ સૂઝે. એ એક સંક્ષેપક ફેરફાર તો અનુવાદમાં છે જ.

ઉપરાંત, ચાલુ પ્રકરણનું વસ્તુ ક્રમબદ્ધ થઈને જો રજૂ થાય, તો આજના વાચકને વધારે ફાવે. એથી કરીને અનુવાદમાં ફકરા પાડવાની ગોઠવણ સ્વીકારી છે. અને એમ કરતાં દલીલને ક્રમબદ્ધ કરવા મૂળના શ્લોકોને ઉપર-નીચે કરવા પડયા છે. અભ્યાસીની અનુકૂળતાનો વિચાર કરીને, ફકરાને અંતે મૂળમાંના સ્થાનનો નિર્દેશ કરેલો છે.

ફકરા પાડવા ઉપરાંત પ્રકરણોમાં પણ વિષયની રજૂઆતની દૃષ્ટિએ સ્થાનાંતર, સંક્ષેપ વગેરે થઈ શકત. પણ એ ફેરફાર એટલો બધો આવશ્યક ન જણાવાથી અને બને ત્યાં સુધી મૂળના રચનાક્રમાદિને વળગી

રહેવાના ઇરાદાથી તે નથી કર્યું. ક્યાંક પ્રકરણનો નામફેર કર્યો છે એટલું જ. આવી જાતના ફેરફારો જ્યાં કર્યા છે, ત્યાં નીચે નોંધમાં એ બતાવવાનો નિયમ રાખ્યો છે.

મૂળ ગ્રંથમાં વિદ્યમાન ઐતિહાસિક, સામાજિક, ધાર્મિક વગેરે બધી હકીકતો તથા સામગ્રીને એમની છાયારૂપે આ ગ્રંથમાં પૂરું સ્થાન આપેલું જ છે, એ વાત જણાવવાની ભાગ્યે જરૂર હોય.

સૂત્રકૃતાંગનો મોટો ભાગ પદ્યાત્મક છે. એટલે તેમાંથી સુભાષિતો જેવા શ્લોકો અનેક મળી આવે તેમ છે. તેમાંથી કેટલાક ચૂંટી કાઢી, મૂળ પ્રાકૃતમાં ગૂજરાતી ભાવાર્થ સહિત પુસ્તકને અંતે આપ્યા છે. તે ઉપરથી મૂળની ભાષા તેમજ શૈલીનો કાંઈક ખ્યાલ વાચકને આવી શકશે.

ગ્રંથમાંના વસ્તુને સમજાવવાની દૃષ્ટિએ તેમજ જૈનઆગમ ગ્રંથો અને તેમના ઇતિહાસનો કાંઈક ખ્યાલ અજૈન વાચકને પણ મળી રહે તે દૃષ્ટિથી, શરૂઆતમાં વિસ્તૃત ઉપોદ્‌ઘાત જોડ્યો છે. તેમાં આપેલી માહિતી બધા મુદ્દાઓની બાબતમાં શ્વેતાંબર કે દિગંબર એમાંથી કોઈ એક જ પરંપરાને અનુસરતી નહી માલૂમ પડે. સામાન્ય રીતે આધુનિક વિદ્વાનો બંને પરંપરાની વિગતો ભેળવીને જે સામાન્ય ખોખું ઉપજાવે છે, તેને અનુસરવાનો તેમાં પ્રયત્ન કર્યો છે. ભગવાન મહાવીરના કાલનિર્ણયની બાબતમાં સામાન્ય રીતે જૈનપરંપરા જે સમય સ્વીકારે છે, તે જ સ્વીકારેલો છે. પરંતુ તેને અંગે કેટલાક વખતથી ઉદ્‌ભવેલી ચર્ચા વાચકના ખ્યાલ બહાર ન રહે તે માટે, તે વિષે વધુ પુસ્તકને અંતે પૂર્તિમાં જણાવેલું છે. અભ્યાસીને ઉપયોગી થાય તે દૃષ્ટિથી ગ્રંથના વિષયોની અને વિશેષનામોની સૂચિ પણ સાથે જોડેલી છે.

આ અનુવાદ તથા ટિપ્પણો વગેરે તૈયાર કરવામાં પં. બેચરદાસજીના ‘પુરાતત્ત્વ’માં પ્રસિદ્ધ થયેલા ‘સૂત્રકૃતાંગ’ વિષેના લેખોની તેમજ પ્રો૦ જેકોબીના અનુવાદની જે મદદ લીધેલી છે, તેની અહીં નોંધ લેવી ઘટે છે. તથા, જ્યારે જ્યારે મુશ્કેલી કે શંકા પડી, ત્યારે ત્યારે પં. સુખલાલજીએ કામનું દબાણ હોવા છતાં સદ્‌ભાવથી તરત જ જે મદદ આપી, તે માટે તેમનો પણ અહીં આભાર માનવો ઘટે છે.

આચાર્યશ્રી આનંદશંકરભાઈએ નાદુરસ્ત તબિયત તથા અનેક કામના બોજાઓની ઉપરવટ થઈને જે પ્રસ્તાવના લખી આપી છે, તે બદલ તેમનો આભાર માનવામાં વાચકવર્ગ પણ સામેલ થશે એવી ખાતરી છે.

[સં. ૧૯૯૨] —સંપાદક

આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરતી વખતે મળેલી તકનો લાભ લઈ, ઉપોદ્‌ઘાત તથા અનુવાદ બંનેના લખાણમાં ઘટતા સુધારાવધારા કરી લીધા છે.

[સં. ૨૦૦૧] —સંપાદક

# પ્રસ્તાવના

આ ગ્રંથ જૈન આગમના એક પ્રાચીન ગ્રન્થ – સૂત્રકૃતાંગ – નો 'છાયાનુવાદ' છે. દર્પણમાં પડતી 'છાયા' તો મૂળનું સર્વાંશે પ્રતિબિમ્બ હોય છે, પણ આ 'છાયા' એટલે પડછાયો : માત્ર આકૃતિનું દર્શન. તે વાચક આગળ મૂકવામાં અનુવાદકર્તાનો એક સ્તુત્ય ઉદ્દેશ એ છે કે, આવા પ્રાચીન ગ્રન્થોના જે ભાગમાં આજકાલના જમાનાને રસ નથી અને જે જાણવાથી ખાસ લાભ થવાનો પણ સંભવ નથી, તેવા ભાગ છોડી દઈ, માત્ર જે ભાગ અત્યારના વાચકને રસ ઉપજાવે, જ્ઞાન આપે અને લાભ કરે, તેવા ભાગ જ રજૂ કરવા. એ પદ્ધતિ સ્વીકારવામાં અનુવાદકે બહુ ડહાપણ વાપર્યું છે અને ગૂજરાતના સર્વ વાચકોની – જૈનોની તેમજ જૈનેતરની — સારી સેવા બજાવી છે.

'સૂત્રકૃતાંગ' એ જૈન આગમનો એક પ્રાચીન તેમ જ બહુ મૂલ્યવાન ગ્રન્થ છે. એમાં 'નવા દીક્ષા પામેલા શ્રમણોને સંયમમાં સ્થિર કરવા માટે અને તેઓની મલિન મતિને શુદ્ધ કરવા માટે જૈન સિદ્ધાન્તોનું વર્ણન કરવામાં આવ્યું છે,' એટલું જ નહિ જ પણ, વર્તમાન સમયના વાચકને, જેને આપણા દેશની પ્રાચીન બુદ્ધિસંપત્તિ જાણવા ઉત્સુકતા હોય, તેને જૈનેતર 'બીજા વાદીઓના સિદ્ધાંતો' જાણવાનું પણ મળે છે. તેમજ કોઈ ભાઈને ભૌતિક જીવનમાંથી આધ્યાત્મિક જીવનમાં ઊંચે ચઢવા ઇચ્છા હોય, તેને જૈન–જૈનેતર એવા ક્ષુદ્ર ભેદની પાર વિરાજતો "જીવ-અજીવ, લોક–અલોક, પુણ્ય–પાપ, આસ્રવ–સંવર, નિર્જરા, બન્ધ અને મોક્ષ" એ પદાર્થોનું વિવેચન સાહાય્યકારી થાય છે.

મને આ હમેશાં આશ્ચર્ય લાગ્યા કર્યું છે, અને જે કોઈ ભાઈ આપણા પ્રાચીન ધર્મગ્રન્થોનું નિષ્પક્ષપાત અને તત્ત્વગ્રાહિણી દૃષ્ટિથી અવલોકન કરશે તેને એ આશ્ચર્ય લાગ્યા વિના રહેશે નહિ, કે જૈન, બૌદ્ધ અને બ્રાહ્મણ યાને વૈદિક ધર્મના અનુયાયીઓ વચ્ચે આટલો વિરોધ શો? કહેવાતા ત્રણ ધર્મ તે વસ્તુતઃ એક જ ધર્મની ત્રણ

શાખાઓ છે. એઓના તત્ત્વજ્ઞાનનાં દર્શનોમાં વિરોધ હોય એમાં આશ્ચર્ય નથી. કારણકે, તત્ત્વ એવો વિશાળ પદાર્થ છે કે આંધળાના હાથી પેઠે દરેક જિજ્ઞાસુ એનું અપૂર્ણ સ્વરૂપ ગ્રહણ કરે અને અંશ (part) ને કૃત્સ્ન (whole) માની લઈ, પરસ્પર અજ્ઞાનથી લઢી પડે એ સ્વાભાવિક છે. પણ આ જાતનો વિરોધ તો તે તે ધર્મનાં અવાન્તર દર્શનોમાં ક્યાં નથી? નૈતિક સિદ્ધાન્તમાં અને આગત્મિક ઉન્નતિ સંપાદન કરવાના આચારમાં ત્રણે ધર્મમાં તત્ત્વતઃ એટલી એકતા છે કે, તેઓનો પરસ્પર વિરોધ સમજી શકાતો નથી.

વાચકની ક્ષમા યાચીને હું એને મારા એક વાક્યનું સ્મરણ આપવા ધૃષ્ટતા કરું છું કે—'જૈન' થયા વિના 'બ્રાહ્મણ' થવાતું નથી. અને 'બ્રાહ્મણ' થયા વિના 'જૈન' થવાતું નથી. તાત્પર્ય કે, જૈન ધર્મનું તત્ત્વ ઇન્દ્રિયોને અને મનોવૃત્તિઓને જીતવામાં છે; અને બ્રાહ્મણ ધર્મનું તત્ત્વ વિશ્વની વિશાળતા આત્મામાં ઉતારવામાં છે. તો હવે, કહો કે ઇન્દ્રિયોને અને મનોવૃત્તિઓને જીત્યા વિના આત્મામાં વિશાળતા શી રીતે આવે? અને આત્માને વિશાળ કર્યા વિના ઇન્દ્રિયોને અને વૃત્તિઓને શી રીતે જિતાય? આ કારણથી જ ગ્રન્થમાં 'બ્રાહ્મણ' શબ્દના ખરા અર્થમાં અને 'બ્રાહ્મણ'ની ઊંચી ભાવનાનું સ્મરણ કરાવતા શબ્દોમાં મહાવીર સ્વામીને 'મતિમાન બ્રાહ્મણ મહાવીર' (પૃ. ૧૧૦) કહ્યા છે, અને 'જગતનો સત્ય વિચાર કરનારા'ઓમાં શ્રમણ અને બ્રાહ્મણ ગણાવ્યા છે (પૃ. ૧૨૨). તે જ પ્રમાણે ઉત્તરાધ્યયન વગેરે અનેક પ્રતિષ્ઠિત જૈન ગ્રન્થોમાં 'બ્રાહ્મણ'ની પ્રશંસા કરી છે અને ખરો બ્રાહ્મણ કોણ એ સમજાવ્યું છે. બેશક, એ પ્રશંસા ખરા 'બ્રાહ્મણ'ની જ છે, પણ ખરા 'જૈન' થયા વિના કયા જૈનને વર્તમાન બ્રાહ્મણની નિંદા કરવાનો અધિકાર છે? અને એ જ પ્રમાણે, ખરા 'બ્રાહ્મણ' થયા વિના વર્તમાન જૈનની નિંદા કરવાનો પણ દરેક બ્રાહ્મણને અધિકાર નથી. અને બ્રાહ્મણ ખરો બ્રાહ્મણ થશે, અને જૈન ખરો જૈન થશે, પછી નિન્દાનો અવકાશ જ ક્યાં રહ્યો? ઉભયની, બ્રાહ્મણોની તેમ જ જૈનોની, બંનેના ગ્રંથો એકઠા કરી એમાંથી આધ્યાત્મિક ઉચ્ચ જીવનને ઉપયોગી થતા આચારવિચાર જીવનમાં ઉતારવાની ફરજ છે.

પ્રાચીન ભારતના તત્ત્વજ્ઞાનના અભ્યાસીને સૂત્રકૃતાંગમાં નોંધેલા વિવધ જૈનેતર સિદ્ધાંતો જાણવા જેવા અને રસ ઉપજાવે એવા છે. એવી જ નોંધ બૌદ્ધ ધર્મના બ્રહ્મજાલસુત્તમાં પણ મળે છે. પણ એ સિદ્ધાંતોના સમયનો પ્રશ્ન તત્ત્વજ્ઞાનના ઇતિહાસકારને મૂંઝવે એવો છે. બૌદ્ધ ત્રિપિટકો અને ખાસ કરીને તદન્તર્ગત બ્રહ્મજાલસુત્ત ઈ. સ. પૂ. ૨૦૦ વર્ષ પહેલાં મૂકી શકાય એમ નથી, એમ એની ભાષાના સ્વરૂપ ઉપરથી સિદ્ધ થાય છે. જૈન આગમના સર્વથી પ્રાચીનમાં પ્રાચીન ગ્રન્થો, જે મહાવીર સ્વામીથી પણ પૂર્વેના માનવામાં આવે તે, એ 'પૂર્વ' નામથી પ્રસિદ્ધ છે. અને તે, પછીની 'દ્વાદશ અંગ' નામની ગ્રન્થાવલિમાં બારમું અંગ જે 'દૃષ્ટિવાદ' કહેવાતું, તેમાં દાખલ કરવામાં આવ્યાં હતાં; પરંતુ કાળબળે બારમું અંગ આખું લુપ્ત થયું અને તે સાથે પૂર્વો પણ ગયાં ! એ દૃષ્ટિવાદ અને પૂર્વો હયાત હોત, તો એમાં જૈનેતર દૃષ્ટિની બહુ હકીકત આપણને મળત, અને એ પુસ્તકો મહાવીરસ્વામીની પહેલાંનાં હોવાથી એ દૃષ્ટિઓના સમયના પ્રશ્નનો પણ કાંઈક અંશે નિર્ણય થઈ શકત. પરંતુ ઉપર કહ્યું તેમ એ નષ્ટ થવાથી સૂત્રકૃતાંગ વગેરે જે અંગો હયાત છે, એમાંથી જે પુરાવો મળે તે ઉપર આપણે આધાર રાખવો પડે એમ છે. સૂત્રકૃતાંગ બીજાં અંગોની પેઠે સુધર્માસ્વામી, જેમનો જન્મ ઈ. સ. પૂર્વે ૬૦૭માં થયેલો મનાય છે, એમણે મહાવીરસ્વામીના નિર્વાણ પામ્યા પછી, પોતાના શિષ્ય જમ્બુસ્વામીને કહ્યું. અને ઈ. સ. પૂર્વે પહેલા શતકમાં પાટલિપુત્રમાં મળેલા સંઘે જૈન આગમના સંરક્ષણનો ભારે પ્રયત્ન કરી, આગમ અમુક રૂપમાં સ્થિર કર્યાં. તે પછી કેટલેક કાળે ઈ. સ, ૪૫૪ માં, દેવર્ધિગણિના પ્રમુખપદે વલભીપુરમાં જૈન સંઘ મળ્યો એણે આગમોને વ્યવસ્થિત અને પત્રારૂઢ કર્યાં. આ રીતે, આપણે હાલ જે રૂપમાં એ ગ્રન્થો જોઈએ છીએ એ રૂપમાં જૈન આગમ મહાવીરસ્વામી પછી લગભગ એક હજાર વર્ષ પછીનાં છે. ઓછીવત્તી આ સ્થિતિ પ્રાચીન બૌદ્ધ અને બ્રાહ્મણ ગ્રન્થની પણ છે. પણ જે શ્રદ્ધા અને માનથી પ્રાચીન ગ્રન્થો—અને તે પણ ધર્મના પ્રાચીન ગ્રન્થો—આપણી પ્રજા સાચવે છે, તે ધ્યાનમાં લેતાં, ઉપલબ્ધ ગ્રન્થો એમના શબ્દાંશમાં ભલે કાંઈક ભિન્ન હો, પણ એમના અર્થાંશમાં તો એ લગભગ યથાપૂર્વ રક્ષિત

હશે એમ માનવું અપ્રમાણુ નથી. આ રીતે સૂત્રકૃતાંગ પ્રાચીન દૃષ્ટિઓના સ્વરૂપ ઉપર બહુ પ્રકાશ પાડે છે અને એને બૌદ્ધ બ્રહ્મજાલસુત્તમાં કરેલા નિરૂપણથી સ્વતંત્ર પુષ્ટિ મળે છે. એ દૃષ્ટિઓનું આ પુસ્તકના ઉપોદ્ઘાતમાં સારું સ્પષ્ટીકરણ થયેલું છે. એટલે એ સંબંધી પિષ્ટપેષણ કરવાની જરૂર નથી. તથાપિ એક વસ્તુ ઉમેરું. એમાં ઉલ્લેખાયેલા વાદો પુરાણા સિદ્ધાંતોનાં વિકૃત રૂપ જણાય છે, અને એ વિકૃતરૂપે શ્રીમહાવીરસ્વામીના સમયમાં એ લોકમાં પ્રચલિત હશે એમ અનુમાન કરવું પડે છે. એમ, મૂળ રૂપમાં પણ એ સર્વ વાદો અનેકાન્ત જૈન દૃષ્ટિએ અપૂર્ણ સત્ય છે એ ધ્યાનમાં રાખવાનું છે. અને સૌથી મોટી વાત લક્ષમાં રાખવાની છે તે એ કે, અત્રે કરેલા જૈન ઉપદેશ પ્રમાણે:

"બાકી જ્ઞાનમાત્રનો સાર તો આ જ છે કે, કોઈપણ જીવની હિંસા ન કરવી. પ્રાણીઓનું સ્થાવર હોવું કે જંગમ એ અમુક ચોકસ કારણોને લીધે હોય છે. બાકી બધાં જ જીવભાવે સમાન છે. તેમાંય જંગમ પ્રાણીઓ વિષે તો આ સ્પષ્ટ સમજાય એવું છે. એટલે, પોતાની જેમ કોઈને દુઃખ નથી ગમતું. માટે કોઈની હિંસા ન કરવી. અહિંસાનો સિદ્ધાંત તે આ જ છે. માટે મુમુક્ષુએ ચાલવામાં, સૂવાબેસવામાં તથા ખાવાપીવામાં સતત જાગૃતિભેર સંયમી ને નિરાસક્ત રહેવું; તથા માન, ક્રોધ, માયા ને લોભ તજવાં. આ પ્રમાણે સમ્યક્ આચારવાળા થઈ, તથા કર્મો આત્માને ન લેપે એ સારુ અહિંસા, સત્યાદિ પાંચ મહાવ્રતોરૂપી સંવર (એટલે કે છત્ર) દ્વારા સુરક્ષિત બનવું; અને એમ કરી, કર્મબંધનના આ લોકમાં પવિત્ર ભિક્ષુએ પૂર્ણતા પ્રાપ્ત કરતા સુધી રહેવું."(પૃ૦ ૬૯)

અમદાવાદ
શ્રાવણ શુક્લ ૧૫, સોમવાર

**આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ**

# અનુક્રમણિકા

## ખંડ ૨ જો

# ઉપોદ્ઘાત

## ૧

જે ગ્રંથનો અનુવાદ આ પુસ્તકમાં રજૂ કરવામાં આવ્યો છે, તે ગ્રંથ જૈન ધર્મગ્રંથોમાં સૌથી પ્રાચીન ગણાતા બાર 'અંગ' ગ્રંથોમાં મહત્ત્વનું બીજું સ્થાન ભોગવે છે. બૌદ્ધ ધર્મગ્રંથોનો સમૂહ જેમ ત્રિપિટક નામથી ઓળખાય છે, તેમ જૈન ધર્મગ્રંથો 'ગણિપિટક' કહેવાય છે. 'ગણી' એટલે સાધુઓના ગણ અથવા સમૂહનો નાયક— આચાર્ય; અને આચાર્ય પાસે રહેતી જ્ઞાનની પેટી તે 'પિટક.' આ સૂત્રકૃતાંગ ગ્રંથમાં જ (૨-૧-૧૧) જણાવ્યું છે કે 'इमं समणाणं निग्गन्थाण दुवालसङ्गं गणिपिडगं; तं जहा आचारो, सूयगडो जाव दिट्ठिवाओ' 'જૈન શ્રમણ નિર્ગ્રંથોનું ૧૨ અંગ ગ્રંથોરૂપી ગણિપિટક છે; તે જેમ કે, આચારાંગ, સૂત્રકૃતાંગ, એમ દૃષ્ટિવાદ સુધી.'*

તે અંગ ગ્રંથોમાં વર્ણવેલો સિદ્ધાંતભાગ જૈન ધર્મના ૨૪મા તીર્થંકર શ્રીમહાવીર ભગવાને ઉપદેશેલો ભલે હોય; પરંતુ એ ગ્રંથો પોતે મૂળ તો ભગવાન મહાવીરના ૧૧ પટ્ટશિષ્યો જેઓ 'ગણધર' કહેવાતા, તેમાંના પાંચમા સુધર્મસ્વામીએ રચ્યા છે એમ કહી શકાય. કારણ કે તેવી પરંપરા હોવા ઉપરાંત, તે ગ્રંથોમાંના ઘણાની રચના જ એવા પ્રકારની છે કે, જાણે સુધર્મસ્વામીને તેમના શિષ્ય જંબુસ્વામીએ પ્રશ્ન પૂછ્યો હોય, અને તેના જવાબમાં સુધર્મસ્વામી તે તે અંગ કે તેમાંના અધ્યયનનો વિષય કહી સંભળાવતા હોય. પરંતુ જે અગિયાર અંગગ્રંથો અત્યારે ઉપલબ્ધ છે, તેમનું અત્યારનું સ્વરૂપ ક્યારે કેવી રીતે નિયત થયું તથા જૈન પરંપરામાં તે અંગગ્રંથોના રચયિતા ગણાતા શ્રીસુધર્મસ્વામીનું શું સ્થાન હતું, એ વગેરે બાબતો સમજવા માટે આપણે પ્રથમ જૈન સંઘ વિષે થોડીક ઐતિહાસિક માહિતી મેળવી લેવી પડશે.

---

* તે બારે અંગ ગ્રંથોનાં નામ તથા વિષયના ટૂંક વર્ણન માટે જુઓ ઉપોદ્ઘાતને અંતે પરિશિષ્ટ ૧.

મહાવીર ભગવાનના પોતાના જીવનકાળ દરમિયાન જ, તેમના હજારો શ્રમણ (સાધુ) અનુયાયીઓ જુદા જુદા ગણો — સમૂહો — માં વહેંચાઈ જઈ, ૧૧ પટ્ટશિષ્યોના નિયમન હેઠળ ગોઠવાઈ ગયા હોય એમ જણાય છે. તે અગિયાર શિષ્યો તે કારણથી 'ગણધર' કહેવાતા. તે અગિયારમાં ગૌતમ ઇંદ્રભૂતિ મહાવીરના મુખ્ય શિષ્ય હતા.[૧]

મહાવીર ભગવાનના નિર્વાણ પછી ગૌતમ બાર વર્ષ કેવળજ્ઞાની તરીકે જીવ્યા (ઈ. સ. પૂર્વે ૫૧૫); પરંતુ કેવળજ્ઞાનીને સંઘવ્યવસ્થા વગેરે કાર્યો કરવાનાં હોય નહિ; એટલે તે કામ પાંચમા ગણધર સુધર્મ સ્વામી ઉપર આવી પડ્યું. કારણકે બાકીના ગણધરો મહાવીરની પહેલાં જ નિર્વાણ પામી ગયા હતા.

સુધર્મસ્વામીનો જન્મ ઈ. સ. પૂ. ૬૦૭માં એટલે કે ગૌતમનો જન્મ જે વર્ષમાં થયો હતો તે જ વર્ષમાં, નાલંદા નજીક આવેલા કોલ્લાકમાં થયો હતો. તેમના પિતાનું નામ ધમ્મિલ્લ તથા માતાનું નામ ભદ્રિલા હતું. સુધર્મા વેદપારંગત હોઈ સેંકડો શિષ્યોના અધ્યાપક હતા. એવી કથા છે કે, એક વખત અપાપા નગરીમાં સોમિલ નામના એક ધનાઢ્ય બ્રાહ્મણે યજ્ઞ કર્યો. તેમાં તેણે ગૌતમ, સુધર્મા વગેરે તે વખતના અગિયાર સુપ્રસિદ્ધ બ્રાહ્મણોને યજ્ઞકર્મમાં કુશળ જાણી નોતર્યા. એ અરસામાં ભગવાન મહાવીર તે જગાએ ફરતા ફરતા આવી ચડ્યા. તેમને આવેલા જાણી મનુષ્યસમુદાય યજ્ઞ છોડી તેમની પાસે જવા લાગ્યો. એટલે ચિડાઈને ગૌતમ વાદવિવાદમાં મહાવીરને હરાવવા તેમની પાસે ગયા. આખ્યાયિકા એવી છે કે, તે અગિયારે વિપ્રો તત્ત્વજ્ઞાનાદિમાં કુશળ હોવા છતાં તે દરેકના મનમાં એક એક શંકા હતી. પરંતુ પોતાનું મહત્ત્વ ઘટવાને ભયે તેઓ એકબીજાને પૂછી તેનું નિવારણ કરી શકતા નહોતા. તે દરેકની શંકાનો ભગવાન મહાવીરે નિરાસ કર્યો; એટલે તે અગિયારે જણ પોતાના શિષ્યો સાથે મહાવીરના પંથમાં ભળ્યા. પ્રથમથી જ તેઓ પ્રજ્ઞાવાન તથા વિચક્ષણ તો હતા જ; એટલે પોતાના હૃદયમાંથી

૧. તેમને વિષે વિશેષ હકીકત માટે જુઓ આ ગ્રંથ ખંડ ૨, અધ્ય૦ ૭ ને અંતે ટિપ્પણ નં. ૧

'મિથ્યાદર્શનરૂપી શલ્ય' દૂર થતાં, તેઓ ઝટ સમ્યક્‌જ્ઞાન અને ચારિત્ર પ્રાપ્ત કરી શક્યા.

સંઘની વ્યવસ્થાનું કામ સંભાળતાં સંભાળતાં સુધર્મસ્વામીને ૯૨ વર્ષની ઉંમરે કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. એટલે તેમણે સંઘનું કામ પોતાના શિષ્ય જંબુસ્વામીને સોંપ્યું. ત્યારબાદ તે કેવળજ્ઞાની તરીકે આઠ વર્ષ જીવ્યા અને ૧૦૦ વર્ષની ઉંમરે ઈ. સ. પૂ. ૫૦૭માં, એટલે કે મહાવીરના નિર્વાણ પછી ૨૦ વર્ષે, નિર્વાણ પામ્યા.

જંબુસ્વામીનો જન્મ રાજગૃહ નગરમાં ત્યાંના પ્રસિદ્ધ શેઠ ઋષભદત્તનાં પત્ની ધારિણીને પેટે થયો હતો. તે નાનપણથી જ ચતુર હોઈ, પોતાનાં માતપિતાને અત્યંત લાડકા હતા. અને માતપિતા પણ પોતાની સર્વ રિદ્ધિસિદ્ધિથી તેમને ઉછેરતાં હતાં. તે સોળ વર્ષના થયા ત્યારે એક વખત સુધર્મસ્વામી ફરતા ફરતા તે નગરમાં આવી ચડ્યા. જંબુસ્વામી પણ બીજાઓની સાથે તેમનો ઉપદેશ સાંભળવા ગયા. તે સાંભળતાં જ પોતાના પૂર્વસંસ્કારો જાગ્રત થઈ આવવાથી, સંસાર પ્રત્યે તે તીવ્ર વૈરાગ્ય પામ્યા; અને જલદી માતપિતા પાસે આવી, પ્રવ્રજ્યા લેવાની રજા માગવા લાગ્યા. પરંતુ માતપિતા તેવી રજા કેમ કરીને આપે? અંતે માતાએ જણાવ્યું કે, તને પરણેલો જોવાનો મારો ઘણો જૂનો તેમ જ ઉત્કટ મનોરથ છે. તે પૂર્ણ કરીને પછી ભલે તારી ખુશી હોય તો તું પ્રવ્રજ્યા લેજે. જંબુસ્વામી માતપિતાની યુક્તિ સમજતા હતા, છતાં તેમ કરવા કબૂલ થયા. જંબુસ્વામીનો વિવાહસંબંધ ત્યાર પૂર્વે રાજગૃહના જ પ્રસિદ્ધ શ્રેષ્ઠીઓની આઠ કન્યાઓ સાથે થઈ ગયેલો હતો. તે લોકો હવે ધર્મસંકટમાં આવી પડ્યા. કારણ, તે બધા જાણી ગયા કે જંબુકુમાર લગ્ન પછી તરત અવશ્ય પ્રવ્રજ્યા લેવાનો છે. પરંતુ તે કન્યાઓએ ભારપૂર્વક પોતાનાં માતપિતાને જણાવ્યું કે, તમે એક વાર મનથી તો અમને જંબુકુમારને જ આપી ચૂક્યાં છો એટલે હવે અમે બીજા કોઈ સાથે લગ્ન કરનાર નથી; તેમજ લગ્ન પછી જંબુકુમાર જે માર્ગ લેશે તે અમારો પણ થશે. પછી ધામધૂમથી તેમની સાથે જંબુકુમારનું લગ્ન થયું. ઘરનાં બધાં માણસો મોડી રાત સુધી ઉત્સવમાં થાકી જઈ ઘોર નિદ્રામાં પડ્યાં હતાં, તે વખતે અવસર જોઈ જયપુરનિવાસી વિંધ્યરાયનો પુત્ર તથા ચોરવિદ્યામાં

નિષ્ણાત એવો પ્રભવ તે ઘરમાં દાખલ થયો. તે વખતે જંબુ જાગતો હતો. તેની સાથે પ્રભવને વાર્તાલાપ થયો. વાતચીત દરમ્યાન પ્રભવે જાણ્યું કે, આ બધો વૈભવ તથા પોતાની તરુણ નવોઢા પત્નીઓને છોડીને જંબુ બીજે દિવસે જ સંન્યાસી થઈ જવાનો છે; ત્યારે તેને ઘણું આશ્ચર્ય થયું અને તે જંબુને તેનું કારણ પૂછવા લાગ્યો. કારણ જાણ્યા પછી તેને પણ વૈરાગ્ય આવ્યો અને તેણે પણ જંબુસ્વામી સાથે દીક્ષા લીધી.

આ જંબુસ્વામીના પ્રશ્નોના જવાબમાં સુધર્મસ્વામીએ બારે અંગો કર્યાં છે, તથા મહાવીરના મૂળ ઉપદેશને વણી લીધા છે, એવી પરંપરા છે. પરંતુ આપણે હજુ આગળ ચાલીએ.

જંબુસ્વામીને સંઘની વ્યવસ્થા કરતાં કરતાં કેવળજ્ઞાન પ્રાપ્ત થયું એટલે તેમણે તે કામ પોતાના મુખ્ય શિષ્ય બનેલા પ્રભવને સોંપ્યું. ત્યાર બાદ તે કેવળજ્ઞાની તરીકે ૪૪ વર્ષ જીવ્યા અને ૮૦ વર્ષની ઉંમરે ઈ. સ. પૂ. ૪૬૩માં એટલે મહાવીર પછી ૬૪ વર્ષે નિર્વાણ પામ્યા. જંબુસ્વામી આ યુગના છેલ્લા કેવળજ્ઞાની કે કેવળી કહેવાય છે. કારણ કે, જૈન માન્યતા પ્રમાણે મહાવીરસ્વામીના નિર્વાણ પછી જે દુઃષમા નામનો ૨૧૦૦૦ વર્ષ પહોંચનારો યુગ બેઠો છે, તેમાં આ ક્ષેત્રે કોઈ કેવળજ્ઞાન કે મોક્ષ પ્રાપ્ત કરી શકે તેમ નથી. મહા પ્રયત્ને પણ મનુષ્ય ઉચ્ચ દેવગતિ જ પ્રાપ્ત કરી શકે, અને ત્યાંથી પછી એક યા વધુ જન્મે ભલે મોક્ષ પામે.

તેથી જંબુસ્વામી પછીના આચાર્યો શ્રુતકેવળી જ કહેવાયા. કારણ કે તેમને માત્ર શ્રુત એટલે શાસ્ત્ર મારફતે તત્ત્વોનું પરિપૂર્ણ જ્ઞાન હતું. જંબુસ્વામી પછી પ્રભવસ્વામી ૧૧ વર્ષ સુધી આચાર્ય રહ્યા. તેમની પછી શય્યંભવસ્વામી ૨૩ વર્ષ આચાર્ય રહ્યા. અને તેમની પછી યશોભદ્ર મુનિ ૫૦ વર્ષ આચાર્ય રહ્યા. તેમની પછી તેમના બે શિષ્ય – સંભૂતિવિજય અને ભદ્રબાહુ આચાર્ય બન્યા. સંભૂતિવિજય ૮ વર્ષ આચાર્ય રહીને મૃત્યુ પામ્યા, જ્યારે ભદ્રબાહુ ૧૪ વર્ષ સુધી આચાર્ય રહ્યા હતા. તે છેલ્લા શ્રુતકેવળી હતા એમ કહી શકાય. તેમના સમયમાં મગધ દેશમાં

બાર વર્ષનો મોટો દુકાળ પડ્યો. આવા કારમા દુકાળના વખતમાં લોકો પર અસહ્ય બોજો નાખ્યા વિના આટલો મોટો ભિક્ષુસંઘ જીવનનિર્વાહ કરી શકશે નહિ, તેમજ સંઘના સખત નીતિનિયમોનું પાલન અસંભવિત થઈ પડશે એમ લાગવાથી, ભદ્રબાહુ પોતાનો શિષ્યસમુદાય કે જેની સંખ્યા ૧૨૦૦૦ કહેવાય છે, તેની સાથે દક્ષિણમાં કર્ણાટક તરફ ચાલ્યા ગયા. બાકી રહેલાઓના આચાર્ય સંભૂતિવિજયના શિષ્ય સ્થૂલભદ્ર હતા.

દુકાળના વખતની અસ્તવ્યસ્ત સ્થિતિમાં પરંપરાથી ચાલ્યું આવતું શ્રુતજ્ઞાન ઘણું છિન્નભિન્ન તથા લુપ્ત થઈ ગયા જેવી દશામાં આવ્યું હતું. તેનો સમૂળગો લોપ થઈ જતો અટકાવવા પાટલિપુત્રમાં (આશરે ઈ. સ. પૂર્વે ૩૦૦ના ગાળામાં) શાસ્ત્રગ્રંથો એકત્રિત કરવા સંઘ એકઠો થયો. તે વખતે અગિયાર અંગ ગ્રંથો એકત્રિત થઈ શક્યા. પરંતુ જેમાં જૈન ધર્મનો પ્રાચીન ઉપદેશ સચવાઈ રહેલો મનાતો હતો, તે ૧૪ 'પૂર્વ' ગ્રંથો કોઈ જાણતું ન હોવાનું માલૂમ પડ્યું. માત્ર ભદ્રબાહુને જ ચૌદે પૂર્વનું જ્ઞાન હતું. પરંતુ તે તો, દુકાળ પૂરો થતાં પાછા આવીને, મહાપ્રાણવ્રત નામનું બાર વર્ષ ચાલનારું તપ સ્વીકારી, નેપાળ તરફ ચાલ્યા ગયા હતા. એમને બોલાવી લાવવા સંઘે બે સાધુ મોકલ્યા. પરંતુ ભદ્રબાહુસ્વામીએ પોતાનું તપ શરૂ કરી દીધું હોવાથી તેમનાથી ત્યાં અવાય તેમ ન હતું. છેવટે તેમણે એમ સૂચવ્યું કે, મારી પાસેથી ૧૪ પૂર્વો શીખવા માટે કોઈ ચતુર સાધુઓ મોકલો. સંઘે સ્થૂલભદ્ર વગેરે સાધુઓ મોકલ્યા. પરંતુ તેમાંથી સ્થૂલભદ્ર સિવાયના બીજાઓ કંટાળીને પાછા ફર્યા. સ્થૂલભદ્રે શીખતાં શીખતાં દશ પૂર્વ લગભગ પૂરાં કર્યાં. તેવામાં તેમને મળવા આવેલી બહેનોને તેમણે પોતે નવી શીખેલી વિદ્યાઓનો પ્રયોગ કરીને ચમત્કાર કરી બતાવ્યો. આથી ભદ્રબાહુ બહુ નારાજ થયા; અને હવે પછી આવનારા વિષમ કાળમાં એ બધી વિદ્યાઓ સામાન્ય જનોના હાથમાં જઈ ન પડે, તે માટે એમણે બાકીનાં ચાર પૂર્વ સ્થૂલભદ્રને એ શરતે શીખવ્યાં કે, તેમણે તે પૂર્વ બીજા કોઈને શીખવવાં નહિ. એટલે સ્થૂલભદ્ર પછીના આચાર્યો 'દશપૂર્વી' કહેવાયા. એવા સાત (કે બીજે મતે અગિયાર) 'દશપૂર્વી'

થયા. ત્યાર પછી તે દશ પૂર્વનું જ્ઞાન પણ ધીમે ધીમે લુપ્ત થતું ગયું; અને અત્યારે તો માત્ર ૧૧ અંગોનું જ જ્ઞાન બાકી રહ્યું છે.[1]

આ 'પૂર્વ' ગ્રંથો વિષે આ સ્થાને થોડો વિચાર કરી લેવો જરૂરી છે તેમના નામ ઉપરથી સૂચિત થાય છે તેમ, તે ગ્રંથો જૈન ધર્મના પ્રાચીન ગ્રંથો હશે. અંગ ૪થાની ટીકામાં જણાવ્યું છે કે, "તીર્થ પ્રવર્તાવતી વખતે તીર્થંકરે (મહાવીરસ્વામીએ) ગણધરોને 'પૂર્વ' ગ્રંથોનાં સૂત્ર તથા અર્થ શીખવ્યાં; અને ગણધરોએ (તે ઉપરથી) આચારાદિ ગ્રંથો રચ્યા."

તે જ ટીકાકાર એવો 'મતાંતર' પણ જણાવે છે કે, ભગવાને ગણધરોને પૂર્વ ગ્રંથોનું વસ્તુ કહી સંભળાવ્યું; તે ઉપરથી ગણધરોએ પૂર્વ ગ્રંથો રચ્યા; તેમ જ આચારાદિ અંગગ્રંથો પણ રચ્યા.

પૂર્વ ગ્રંથોમાં જ બધા સિદ્ધાંત સમાઈ જતા હોવા છતાં (सर्वस्य वाङ्मयस्य अवतार:), બીજા અંગ ગ્રંથો રચવાનું કારણ એ જણાવાય છે કે, "પૂર્વ ગ્રંથો મંદ મતિવાળા સામાન્ય માણસો તથા સ્ત્રીઓ વગેરેથી સમજી શકાય તેમ ન હોવાથી, તેમ જ સ્ત્રી જેવા તુચ્છ સ્વભાવવાળા, બહુ અભિમાનવાળા, ચપલેન્દ્રિય અને બુદ્ધિએ દુર્બળ એવા જીવોને, ચમત્કારિક વિદ્યાઓ જેમાં સમાયેલી છે, તેવા પૂર્વ ગ્રંથો આપવા ઠીક ન લાગવાથી, અંગગ્રંથોની રચના કરવામાં આવી છે." (વિશેષાવશ્યક૦ ૫૫૧-૫૫૨)

પૂર્વગ્રંથોની સંખ્યા જેમ ૧૪ બતાવવામાં આવે છે, તેમ અંગગ્રંથોની સંખ્યા ૧૧ કહેવાય છે. અંગગ્રંથોમાં જ જ્યાં દીક્ષા લઈ કોઈ શાસ્ત્રાભ્યાસ કરતો હોવાનું જણાવાય છે, ત્યાં સામાન્ય રીતે તે ૧૪ પૂર્વો ઉપરાંત अगियार અંગો જ શીખ્યો હોવાનું જણાવાય છે. પરંતુ પછીથી કોણ જાણે ક્યારે ૧૪ પૂર્વગ્રંથોને જુદા ગણવાને બદલે, અગિયાર અંગોમાં ૧૨મું દૃષ્ટિવાદ અંગ નવું ઉમેરી, તે ૧૨મા અંગમાં તે પૂર્વોને સમાવી દઈને, 'દ્વાદશાંગ ગણિપિટક' એવો શબ્દ રૂઢ થતો ગયો.

અંગગ્રંથોની પણ પહેલાં રચાયેલા એવા પૂર્વ ગ્રંથો, તેમની પછી રચાયેલા ૧૧ અંગગ્રંથોને છેડે — બારમા અંગરૂપે — શા માટે જોડી લેવાયા, તે પ્રશ્નનો કશો નિશ્ચિત જવાબ મળી શકે તેમ નથી. આપણે એટલું કહી શકીએ છીએ કે, દ્વાદશાંગ — બાર અંગો — એવો ઉલ્લેખ અંગગ્રંથોમાં બહુ થોડો મળે છે, અને જ્યાં મળે છે (અં૦ ૪, અં૦ ૫, તેમ જ અં૦ ૮) ત્યાં, તે ઉલ્લેખ અગિયાર અંગોના ઉલ્લેખ જેવો સ્વાભાવિક કે પ્રાચીન નથી મનાતો.

---

૧. આ પછીનો નાના અક્ષરવાળો ભાગ ચર્ચાત્મક હોઈ, તેને પડતો મૂકીને પણ આગળ ચાલી શકાય.

પછીથી તો અંગો બાર હોવાની વાતને અતિ પ્રાચીન — પ્રથમથી જ ચાલી આવતી ઠરાવવા સારુ ખાસ પ્રયત્ન થયો લાગે છે, અને તેમનું અસ્તિત્વ પ્રથમ તીર્થંકર ઋષભદેવના વખતથી ચાલ્યું આવતું કહેવાય છે ! તથા સાથે સાથે બારમું અંગ લુપ્ત થવાની હકીકતને પણ પ્રાચીનકાળથી ચાલી આવતી જણાવાઈ છે. જેમ કે, પહેલા તીર્થંકરના વખતમાં ૧૨ અંગ હતાં, પણ પછીના આઠ તીર્થંકરના વખતમાં ૧૧ અંગો જ રહ્યાં, અને ત્યાર પછીના સાત તીર્થંકરના સમયમાં તો બારે અંગ વ્યુચ્છિન્ન થઈ ગયાં ( अर्हद्धर्मवार्तापि नष्टा ! ). ત્યાર બાદ છેવટના આઠ તીર્થંકરોના સમયમાં બારે અંગ ચાલુ રહ્યાં પરંતુ મહાવીર પછી ( ૧૭૦ વર્ષ બાદ ) પાછું બારમું અંગ વ્યુચ્છિન્ન થયું કારણ કે જંબુસ્વામી પછી ભદ્રબાહુ –સ્થૂલભદ્ર સુધીના પાંચ ( કે ૭ ) આચાર્યો જ ૧૧ અંગો તેમ જ ૧૪ પૂર્વોના જ્ઞાનવાળા હોવાથી શ્રુતકેવલી કહેવાય છે ત્યાર પછીના ૧૧ ( અથવા ૭ ) આચાર્યોને ૧૧ અંગ અને ૧૦ પૂર્વનું જ જ્ઞાન હોવાથી, તેઓ દશપૂર્વી કહેવાય છે. ત્યાર પછી તો ધીમે ધીમે દશ પૂર્વો પણ એક પછી એક ઓછાં થતાં ગયાં, અને છેવટે દેવર્દ્ધિગણીના સમયે ( મહાવીર પછી ૯૮૦ વર્ષે ) તો એક જ પૂર્વનું જ્ઞાન બાકી રહ્યું. અને શાંતિચંદ્ર જણાવે છે તે પ્રમાણે, મહાવીર પછી ૧૦૦૦ વર્ષે તો પૂર્વોનું જ્ઞાન ( અર્થાત્ બારમું અંગ ) પૂરેપૂરું લુપ્ત થઈ ગયું.

આમ ચૌદ પૂર્વોરૂપ, અથવા ચૌદ પૂર્વો જેના પાંચ ભાગોમાંના ( ત્રીજા કે ચોથા ) એક ભાગરૂપ ગણાય છે, તે દૃષ્ટિવાદ અંગ એક બાજુથી આટલું મહત્ત્વનું ગણાતું હોવા છતાં, બીજી બાજુથી તે જ અંગ શાથી વારંવાર લુપ્ત થતું કહેવાય છે, તે સમજી શકાતું નથી જુદા જુદા શાસ્ત્રગ્રંથો દીક્ષા પછી કયા વર્ષે ભણવા — એ વગેરેની ગણતરીઓ જ્યાં આપવામાં આવી હોય છે, ત્યાં દૃષ્ટિવાદને છેક છેલ્લા વર્ષમાં — એટલે કે ૧૯મા વર્ષમાં ભણવાનું જણાવેલું હોય છે. ( વીસમા વર્ષમાં તો મુખ્યત્વે બધા ભણેલા ગ્રંથોનું પુનરાવર્તન જ કરવાનું હોય છે. ) એ હકીકત ઉપરથી એવી કલ્પના થઈ શકે ખરી કે, એ અંગ ભણવું અતિશય અઘરું હશે, અને તેમાં જૈન સિદ્ધાંતના જૂનામાં જૂના એવા પૂર્વગ્રંથો આવતા હોવાથી ભાષાની તથા શૈલીની દૃષ્ટિએ પણ તે મુશ્કેલી વધતી જતી હશે. પૂર્વગ્રંથોનું કદ પણ અતિશય મોટું જણાવાય છે આ બધાને કારણે એમ સંભવે ખરું કે, પૂર્વગ્રંથોનો અભ્યાસ બહુ થોડા અને પ્રખર બુદ્ધિશાળી સાધુઓ કે આચાર્યો પૂરતો જ મર્યાદિત રહ્યો હશે, અને તેમની આસપાસ ટીકા-ભાષ્ય વગેરેની અભ્યાસગત કશી નિયત પરંપરાઓ ઊભી થઈ શકી નહીં હોય. આમ અનભ્યાસ અથવા મર્યાદિત અભ્યાસને કારણે તેમાંના ઘણા મોટા ભાગો ધીમે ધીમે ભુલાતા જતા હશે.

પૂર્વગ્રંથો જૂના ગ્રંથો હોવા છતાં અગિયાર અંગગ્રંથોને છેડે બારમા અંગરૂપે કે બારમા અંગમાં શા કારણથી સમાવાયા હશે તે પ્રશ્નનો જવાબ પણ વધુમાં

એ કલ્પી શકાય છે કે, પાટલિપુત્રમાં આગમગ્રંથો એકઠા કરવા મળેલો સંઘ માત્ર ૧૧ અંગો જ એકઠાં કરી શકયો હતો ૧૪ પૂર્વો ભણવા માટે તો સ્થૂલભદ્રને ખાસ ભદ્રબાહુ પાસે મોકલવા પડયા હતા. એટલે સ્થૂલભદ્ર જે કાંઈ શીખી લાવ્યા, તે બધું પછી અગિયાર અંગોને છેડે, બારમા અંગરૂપે ગોઠવી દેવામાં આવ્યું હશે. પછી તો જેમ ચૂલિકારૂપે તે અંગમાં પાંચમો ભાગ ઉમેરાયો, તેમ આગળના ત્રણ વિભાગ પણ ઉમેરાયા હશે, અથવા જુદા પાડવામાં આવ્યા હશે.

અસ્તુ; પરંતુ મુખ્યત્વે ઉત્તરમાં રહેલા સંઘના પ્રયાસથી જે આગમ-ગ્રંથો પાટલિપુત્રમાં એકઠા કરવામાં આવ્યા, તે દુકાળ વખતે દક્ષિણમાં ચાલ્યા ગયેલા (અને પછી પાછા આવેલા કે ન આવેલા) સંઘે સ્વીકાર્યા નહીં. તેમને મતે પ્રાચીન ગ્રંથો — પૂર્વો તેમજ અંગો — લુપ્ત જ થઈ ગયા હતા. એટલે જે કાંઈ થોડું-ઘણું ફાવે-તેમ ભેગું થઈ શકયું, તેને કોઈ પણ સંપ્રદાય પોતાના આચાર-વિચારનું મૂળ માનીને સ્વીકારી શકે નહીં.

વળી ઉત્તરમાં રહેલા સાધુઓ શ્વેત વસ્ત્રો પહેરતા હતા; જ્યારે દક્ષિણમાં ગયેલાઓ મહાવીરસ્વામીએ શરૂ કરેલ નગ્ન રહેવાના કડક નિયમને જ અનુસરતા હતા. એટલું તો નક્કી જ કે, મહાવીરની પહેલાંના જૈન તીર્થંકર પાર્શ્વનાથના અનુયાયીઓ વસ્ત્રો પહેરતા હતા, અને મહાવીરે જ વસ્ત્રો ન પહેરવાનો નિયમ દાખલ કર્યો હતો. મહાવીરસ્વામીના પ્રભાવશાળી વ્યક્તિત્વની અસર હેઠળ પાર્શ્વનાથના અનુયાયીઓ મહાવીર-સ્વામી હેઠળના એકત્રિત જૈન સંઘમાં આવી ગયા હતા. પરંતુ ત્યારથી જ વસ્ત્રો પહેરવા ન પહેરવા બાબતમાં મતભેદ જેવું તો જૈનસંઘમાં ચાલતું જ હોવું જોઈએ. અને તેને કારણે બે ભેદ જેવું સંઘમાં ત્યારથી જ શરૂ થયું હોવું જોઈએ. ગમે તેમ હો પણ, તે વખત પૂરતા તો બંને સંઘો શ્વેતાંબર અને દિગંબર એમ બે ભાગોમાં વહેંચાઈ ન જતાં, સ્થૂલભદ્રના નેતૃત્વ હેઠળ જ એકઠા રહ્યા. એમ કહેવાય છે કે ભદ્રબાહુ જ આખો સંઘ સ્થૂલભદ્રને સોંપી તપશ્ચર્યા કરવા નેપાલમાં ચાલ્યા ગયા. જ્યારે દિગંબર પરંપરા એવી પણ છે કે, ભદ્રબાહુનું અવસાન દક્ષિણમાં ચંદ્રગિરિ ઉપર થયું હતું.

પરંતુ ઉત્તરના અને દક્ષિણના સંઘોમાં મુખ્ય મતભેદ તો ઉત્તરના સંઘે ભેગા કરેલા આગમ ગ્રંથોની બાબતમાં જ પડ્યો કહેવાય. અને

આવી મુખ્ય બાબતમાં મતભેદ પડવો એ સંઘની એકતા માટે હાનિકારક જ નીવડે. એટલે છેવટે છેલ્લા દશપૂર્વી વજ્રસ્વામીના શિષ્ય વજ્રસેનના સમયમાં (ઈ. સ. પૂર્વે ૭૯ કે ૮૨ માં) એટલે કે મહાવીરસ્વામી પછી લગભગ ૬૦૯ વર્ષે, તે બે સંઘો શ્વેતાંબર અને દિગંબર નામથી હંમેશને માટે છૂટા પડી ગયા.[1]

વખત જતાં પાટલિપુત્રના સંઘે એકત્રિત કરેલા ગ્રંથો પણ ધીમે ધીમે લુપ્તપ્રાય થતા ચાલ્યા. એટલે તે ગ્રંથોને ફરી નવેસરથી નિયત સ્વરૂપ આપવાની આવશ્યકતા ઊભી થઈ. તે પ્રમાણે છેક ઈ. સ. ૪૫૪ માં દેવર્દ્ધિગણીના પ્રમુખપદે વલભીપુરમાં સંઘ ફરી એકઠો થયો અને તેણે જૈન ધર્મગ્રંથો નિર્ણીત કરવાનો વ્યવસ્થિત પ્રયત્ન કર્યો.

ત્યાર પછી તે નિશ્ચિત સ્વરૂપે બધા ગ્રંથો લિપિબદ્ધ થઈ ગયા. તે સ્વરૂપમાં જ તે અત્યાર સુધી ચાલ્યા આવે છે. તે વખતે અગિયાર અંગો ઉપરાંત પછીના આચાર્યોએ લખેલા બીજા સિદ્ધાંતગ્રંથોને પણ આગમનું પદ આપીને સ્વીકારી લેવામાં આવ્યા અને તે પ્રમાણે શ્વેતાંબરો ૪૫ ગ્રંથોને પોતાના આગમ ગ્રંથો માને છે. (જુઓ ઉપોદ્ઘાતને અંતે પરિશિષ્ટ ૧.)

આ આગમગ્રંથોમાંથી 'અંગ' ગ્રંથો સૌથી પ્રાચીન છે. જો કે અત્યારે જે સ્વરૂપમાં તે ગ્રંથો મળી આવે છે, તે સ્વરૂપ તો ઉપર જણાવ્યા પ્રમાણે, ઈ. સ. ૪૫૪ જેટલા પછીના કાળમાં નિયત થયું છે. એટલે તે ગ્રંથોમાં પછીના સમયના કેટલાક ઉમેરા આવ્યા હશે. પરંતુ તેમની ભાષા તેમજ તેમાં આવતા બીજા ઐતિહાસિક ઉલ્લેખો ઉપરથી વિદ્વાનો તેમને ઈ. સ. પૂર્વે ૩૦૦ના અરસામાં તો મૂકે જ છે. અને તે સમય પાટલિપુત્રના સંઘે આગમ ગ્રંથો એકઠા કર્યા તે સમયને લગતો છે. ને

---

૧ તે બે પંથો વચ્ચે એ ઉપરાંત મહાવીરના જીવનની કેટલીક હકીકતો વિષે પણ મતભેદ છે: જેમકે મહાવીરનો ગર્ભ બ્રાહ્મણીની કૂખમાંથી ક્ષત્રિયાણી ત્રિશલાની કૂખમાં લાવવામાં નહોતો આવ્યો વગેરે તેમના મતભેદના મુખ્ય મુદ્દા પાંચ કહેવાય છે: (૧) તીર્થંકરની પ્રતિમા નગ્નાવસ્થામાં, આભૂષણ વિનાની તથા નીચે ઢાળેલી આંખો વાળી જોઈએ. (૨) સ્ત્રીઓ મોક્ષ ન પામી શકે. (૩) મહાવીરે લગ્ન નહોતું કર્યું (૪) કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી કેવળજ્ઞાની સ્થૂલ આહાર ન કરે. (૫) સાધુઓ વસ્ત્ર ન પહેરે.

સમય સુધી પણ મહાવીરના ઉપદેશો કાંઈક નિર્ણીત સ્વરૂપમાં ચાલ્યા આવતા હોવા જોઈએ. નહિ તો તેમને વ્યવસ્થિત રીતે ભેગા કરવાનો પ્રશ્ન જ ન ઊભો થાય. અને શ્વેતાંબરો તેમજ દિગંબરો બંને ભદ્રબાહુ સુધીના આચાર્યોને શ્રુતકેવળી માને જ છે. એટલે એ ગ્રંથોમાં ઘણું પ્રાચીન છે એમ માનવાને કાંઈ જ વાંધો નથી. ઉપરાંત શિષ્યોની પરંપરા દ્વારા પ્રાચીન ધર્મગ્રંથો સ્મૃતિને બળે જ અણીશુદ્ધ સાચવી રાખવાની પ્રણાલિ હિંદુસ્તાનમાં જૂના કાળથી ચાલતી આવેલી જ છે. ઈ. સ. પૂર્વે બીજા સૈકાના જૈન શિલાલેખો ઉપરથી સિદ્ધ થાય છે કે, જૈનો લેખનકળાનો ઉપયોગ પણ બહુ જૂના વખતથી કરતા આવ્યા છે. એટલે ઈ. સ. ના પાંચમા સૈકા જેટલા પછીના સમયમાં વલભીપુરમાં ભેગા મળેલા સંઘે એકઠા કરેલા ગ્રંથો તરફ તે કારણે જ અશ્રદ્ધાની નજરે જોવાની જરૂર નથી.

સાથે સાથે અહીં એટલું નોંધતા જવું જોઈએ કે, દેવર્દ્ધિગણીએ જે સ્વરૂપમાં આગમગ્રંથો છેવટના વ્યવસ્થિત કર્યાં, તે જ સ્વરૂપમાં તે બધા ગ્રંથો આજે આપણને મળે છે, એમ કહેવું પણ મુશ્કેલ છે. દેવર્દ્ધિગણીએ સંપાદિત કરેલ અંગ ૩ અને અંગ ૪ માં અંગો તેમજ અંગ સિવાયના આગમગ્રંથોનો ઉલ્લેખ આવે છે; અને તેમના અધ્યાયો–પદો વગેરેની અનુક્રમણિકા–સંખ્યા વગેરેની વિગતવાર નોંધ આપેલી છે તે ઉપરથી જ જણાય છે કે, અંગ ૩ માં અંગ ૮,૯, અને ૧૦ની જે વિષયાનુક્રમણિકા આપી છે, તે આજે મળતા અંગ ૮, ૯, અને ૧૦ના પાઠથી તદ્દન જુદી છે. એમ જ કહેવું જોઈએ કે, જૂનો પાઠ રદ થઈ, તેની જગાએ નવો જ ભળતો પાઠ આવી ગયો છે. અં ૨ (સૂત્રકૃતાંગ)ના ૧૬ મા પ્રકરણનું નામ અને તેના વિષયનો મેળ ખાતો નથી. અંગ ૪ માં પાંચમા અંગ (ભગવતી) નાં ૮૪૦૦૦ પદ ગણાવ્યાં છે, જ્યારે અત્યારના પાઠમાં એક લાખ ને ચોરાસીહજાર પદ કહેવાય છે. અર્થાત્ તે વખતના ભગવતી કરતાં આજનું ભગવતી બમણાથી પણ વધારે વધી ગયું કહેવાય.

વળી અંગો ઉપરાંત કેટલાક અંગબાહ્ય ગ્રંથોનો પણ આગમગ્રંથો તરીકે સ્વીકાર પહેલેથી થતો આવ્યો છે. અંગ ૩ અને અંગ ૪ માં જેમની અનુક્રમણિકા અને કદ વર્ણવ્યાં છે, તેવા આઠ ગ્રંથો આજના આગમગ્રંથોમાં દેખાતા નથી. દેવર્દ્ધિપ્રણીત કહેવાતા નંદિસૂત્રમાં અંગ ૩ અને અંગ ૪ માં આવતી અંગ-ગ્રંથોની અનુક્રમણિકા ઉપરાંત બીજા ૬૦ અનંગપ્રવિષ્ટ ગ્રંથોની યાદી છે. પણ તેમાંથી ૩૦ નાં નામ આજના આગમગ્રંથોમાં નથી.

અંગ ૧ લાનું (આચારાંગનું) મહાપઈન્ના અધ્યયન આજના પાઠમાં નથી અને તે અંગના બીજા શ્રુતસ્કંધમાં આવતું નિશિથ અધ્યયન, આજના આગમગ્રંથોમાં પહેલા છેદસૂત્ર તરીકે જુદું પાડેલું મળે છે. ઉપાંગ ૫ અને ઉપાંગ ૭ નાં પહેલાં પ્રકરણોને અંતે ટીકામાં ઉલ્લેખેલા કેટલાક શ્લોકો આજના પાઠમાં નથી. નવા ઉમેરાઓના પુરાવા તો અંગ ૧, મૂલસૂત્ર ૩જું, અને છેદસૂત્ર ૪ માં નજર કરતાં મળી આવે છે ઉપાંગ બીજાનું નામ અને તેની પરંપરાગત સમજૂતીને, તેના અત્યારના વિષય સાથે કશો મેળ બેસતો નથી.

અત્યારે સિદ્ધાંતગ્રંથો તરીકે સ્વીકારાતા ગ્રંથોમાંથી ૬ નાં નામ નંદિસૂત્રની યાદીમાં નથી; તેમજ અત્યારના વિભાગોનાં નામ પણ તેમાં નથી અત્યારનો ક્રમ પણ તેમાં નથી. તો પછી શું એમ માનવું કે, નંદિસૂત્ર રચનાર દેવર્દ્ધિગણી પાસે અત્યારના આગમ ગ્રંથોના પાઠ તેમજ વિભાગો ન હતા ? અને તે પોતે જ આગમ ગ્રંથોના 'વ્યાસ' હોય, તો પછી જે ગ્રંથોનાં નામ, વિષય, કે વિભાગ પોતાના નંદિસૂત્રની કે પોતે સંપાદિત કરેલા અંગ ગ્રંથોમાં જ મળતી યાદીથી ભિન્ન છે, તેમને તેમણે મૂળ ગ્રંથ તરીકે કશી નોંધ કર્યા વિના સ્વીકાર્યા હોય ખરા ?

'સિદ્ધાંતધર્મસાર' માં તો અત્યારના ૪૫ આગમ ગ્રંથોને બદલે ૫૦ ગ્રંથો જણાવ્યા છે. તેમાં આપેલાં નામોમાં પણ ઠીક ઠીક જુદાપણું છે. જેમકે ઉપાંગ ૧૨ માનું નામ જતું રહ્યું છે, અને તેને બદલે કપ્પિયસૂત્રને ૯ મું મૂકયું છે અંગ-ઉપાંગ એ બે વિભાગ પછી ત્રીજો વિભાગ તેમાં ચાર મૂલસૂત્રોનો જણાવ્યો છે. તેમાં બેનાં નામ (વિશેષાવશ્યક૦ અને પાક્ષિકસૂત્ર એમ) જુદાં છે. ચોથો વિભાગ પાંચ 'કલ્પસૂત્રો' નો છે તે પાંચનાં નામ આ પ્રમાણે આપ્યાં છે :— ઉત્તરાધ્યયન, નિશીથ, વ્યવહાર, કલ્પસૂત્ર (જે આજના છેદસૂત્ર ૪ નો એક વિભાગ છે), અને જીતકલ્પસૂત્ર પાંચમો વિભાગ છ છેદસૂત્રોનો છે. તેમાંનાં પહેલાં ત્રણનાં નામ આજના પહેલા છેદસૂત્ર સાથે મળતાં આવે છે (મહાનિશિથ–બૃહદ્‌વાચના, મહાનિશિથ–લઘુવાચના, મહાનિશિથ–મધ્યમવાચના). ચોથાનું નામ પિંડનિર્યુક્તિ છે (જે આજનું ચોથું મૂલસૂત્ર છે): પાંચમાનું ઓઘનિર્યુક્તિ, અને છઠ્ઠાનું પર્યુષણાકલ્પ છે છઠ્ઠો વિભાગ ૧૦ પ્રકીર્ણોનો છે. તેમાં ૮મા તરીકે મરણસમાધિસૂત્ર છે; અને તે આજના ૧૦ માને બદલે આવે છે. સાતમો વિભાગ નંદિસૂત્ર છે, અને આઠમો વિભાગ અનુયોગદ્વારસૂત્ર છે.

અર્થાત્ વાચક જોશે કે દેવર્દ્ધિગણીના ભગીરથ પ્રયત્ન પછી પણ જૈન આગમગ્રંથોની સંખ્યા, સ્વરૂપ, વિભાગ વગેરે બાબત કશી નિશ્ચિતતા આવેલી દેખાતી નથી. નંદિસૂત્રને તેમણે પોતે રચેલું ન માનીએ, અને અત્યારના અંગ-ગ્રંથોનો પાઠ દેવર્દ્ધિગણીએ સંપાદિત કર્યો હતો, એ જ માનીએ, તો પણ ઉપર જણાવ્યું તેમ અંગગ્રંથોમાં આવતી વિગતો પ્રમાણે જ અત્યારના કેટલાક

અંગગ્રંથોના પોતાના જ પાઠ બદલાઈ ગયા છે. દેવર્દ્ધિગણીએ એવાં બદલાયેલાં અથવા અધૂરાં અંગો જ — જેવાં મળ્યાં તેવાં — સંઘર્યાં હતાં, એમ કહીએ, તો જુદી વાત.

## ૨

હવે આપણે સૂત્રકૃતાંગ[1] ઉપર આવીએ.

'મૂળસૂત્ર' ગણાતા ઉત્તરાધ્યયનમાં સૂત્રકૃતાંગ વિષે કહ્યું છે કે:

तेवीसाइ सूयगडे. . . जे भिक्खू जयई निच्चं से
न अच्छइ मंडले। ३१–१६ ॥

"જે ભિક્ષુ સૂત્રકૃતાંગસૂત્રનાં તેવીસ અધ્યયનો જાણે છે તથા તે પ્રમાણે પ્રયત્નપૂર્વક આચરણ કરે છે, તે સંસારના પરિભ્રમણમાંથી મુક્ત થાય છે."

સમવાયસૂત્રમાં તથા નંદિસૂત્રમાં સૂત્રકૃતાંગનાં વિષયપ્રયોજનનું આ પ્રમાણે વર્ણન કર્યું છે:—

"નવા દીક્ષા પામેલા શ્રમણોને સંયમમાં સ્થિર કરવા માટે અને તેઓની મલિન મતિને શુદ્ધ કરવા માટે સૂત્રકૃતાંગ સૂત્રમાં જૈન સિદ્ધાંતોનું વર્ણન કરવામાં આવ્યું છે. ઉપરાંત બીજા વાદીઓના સિદ્ધાંતો તેમજ જીવઅજીવ, લોકઅલોક, પુણ્યપાપ, આસ્રવસંવર, નિર્જરા, બંધ અને મોક્ષ પદાર્થનું પણ વર્ણન કર્યું છે. . ."

શ્રીમદ્ રાજચંદ્ર તેના વિષયને પોતાની પ્રાસાદિક ભાષામાં ટૂંકમાં આ પ્રમાણે વર્ણવી બતાવે છે:[2]

"આ કર્મરૂપી જે કલેશ જીવને પ્રાપ્ત થયો છે તે કેમ તૂટે? એવો પ્રશ્ન ઉદ્ભવ કરી, 'બોધ પામવાથી તૂટે' એવું એ સૂત્રકૃતાંગનું પ્રથમ

---

૧. 'સૂત્રકૃતાંગ' શબ્દનો અર્થ બતાવતાં નિર્યુક્તિકાર ભદ્રબાહુ કહે છે:

सोऊण जिणवरमतं गणहारी काउ तक्खओवसमं ।
अज्झवसाणेण कयं सूत्तमिणं तेण सूयगडं ॥ १८ ॥

જિનેશ્વર તીર્થંકર ભગવાન મહાવીરના સિદ્ધાંત સાંભળીને તેમના પટ્ટશિષ્ય ગણધરોએ પોતાના જ્ઞાનનો પ્રતિબંધ કરનારાં કર્મનો ક્ષય તથા ઉપશમ કરીને શુભ અધ્યવસાયથી આ સૂત્ર રચ્યું, માટે તેને સૂત્રકૃત કહેવામાં આવે છે

૨ મૂળમાંનાં જાતિ, વચન, પ્રત્યય વગેરે બદલ્યાં છે. અનુ૦

વાક્ય છે . . . તે બંધન શું અને શું જાણવાથી તે તૂટે એવો બીજો પ્રશ્ન ત્યાં . . . સંભવે છે અને, 'તે બંધન વીરસ્વામીએ કેવા પ્રકારનું કહ્યું છે' એ વાક્યથી એ પ્રશ્ન મૂક્યો છે. . . . પ્રશ્નમાં તે (વીરસ્વામી) શબ્દ મૂકી ગ્રંથકાર એમ કહે છે કે, આત્મસ્વરૂપ એવા શ્રી વીરસ્વામીનું કહેલું તમને કહીશું. કેમકે આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવા ઇચ્છનારને માટે આત્મસ્વરૂપ પુરુષ જ અત્યંત વિશ્વાસ કરવા લાયક છે. તે બંધનનું સ્વરૂપ ત્યાર પછી ગ્રંથકાર કહે છે, તે ફરીફરી વિચારવા યોગ્ય છે . . .

"આ જે સમાધિમાર્ગ છે તે આત્માના નિશ્ચય વિના ઘટે નહિ. અને જગતવાસી જીવે અજ્ઞાની ઉપદેશકોથી જીવનું સ્વરૂપ અન્યથા જાણી, કલ્યાણનું સ્વરૂપ અન્યથા જાણી, અન્યથાનો યથાર્થપણે નિશ્ચય કર્યો છે. તે નિશ્ચયનો ભંગ થયા વિના, તે નિશ્ચયમાં સંદેહ પડ્યા વિના, અમે જે અનુભવ્યો છે એવો સમાધિમાર્ગ, તે તેમને સંભળાવ્યો શી રીતે ફળીભૂત થશે, એવું જાણી ગ્રંથકાર કહે છે :

"'આવા માર્ગનો ત્યાગ કરી કેટલાક શ્રમણબ્રાહ્મણ અજાણપણે, વગર વિચાર્યે, અન્યથા પ્રકારે માર્ગ કહે છે' . . . તે અન્યથા પ્રકાર પછી ગ્રંથકાર નિવેદન કરે છે . . . ત્યાર પછી . . . યથાર્થ અભિપ્રાયનો બોધ કરી, 'યથાર્થ માર્ગ વિના છૂટકો નથી, ગર્ભપણું ટળે નહિ, જન્મ ટળે નહિ, મરણ ટળે નહિ, દુઃખ ટળે નહિ,' એવા વિશેષ ઉપદેશરૂપ આગ્રહ કરી . . . અનુક્રમે . . . ઉપશમ કલ્યાણ — આત્માર્થ બોધ્યો છે. તે લક્ષમાં રાખી વાચન શ્રવણ ઘટે છે."

આમ એક બાજુ સૂત્રકૃતાંગમાં મોક્ષાર્થ પ્રતિપાદિત કર્યો છે અને બીજી બાજુ તે બાબતમાં બીજા વાદીઓ પોતપોતાની ભિન્ન ભિન્ન મતિ — રુચિ અનુસાર જે વાદો બાંધે છે તેમનું વર્ણન કર્યું છે. નર્યો મોક્ષાર્થ નિરૂપતા ગ્રંથમાં આટલા બધા વાદીઓનો સંભુમેળો શા માટે એકઠો કરી નોંધ્યો હશે, તેવો પ્રશ્ન કદાચ અત્યારે આપણને ઊભો થાય. પરંતુ મહાવીર સ્વામીના જમાના તરફ સહેજ દૃષ્ટિ કરીએ, અને તે વખતે વિચાર અને આચારની અરાજકતાએ જે ઘમસાણ મચાવી મૂક્યું હતું તે જોઈએ, તો તરત દેખાઈ આવશે કે મહાવીર સ્વામીનો મુખ્ય પ્રયત્ન જ તે અરાજકતા અને તેને પરિણામે વ્યાપેલી ઘોર હિંસામાંથી

તત્ત્વજ્ઞાન, ધર્મ અને સમાજને બચાવી લેવાનો હતો. સામાન્ય રીતે જૈન તેમ જ બૌદ્ધ ધર્મોને હિંદુધર્મ સામેના બળવારૂપે વર્ણવવામાં આવે છે. પરંતુ તે વાત સાચી નથી. તેમણે કોઈની સામે બંડ ઉઠાવ્યું નથી; હા, ચારે બાજુ ચોમાસાની વનસ્પતિની પેઠે ફૂટી નીકળેલા અનેક વાદો સામે હુમલો કરી, તેમણે તેમનો ઉચ્છેદ કરી નાખ્યો છે ખરો. અલબત્ત, તેમના તે સપાટામાંથી બ્રાહ્મણધર્મનાંય કેટલાંક અનિષ્ટ અંગો બચી ગયાં નથી; પરંતુ તે અંગોનો વિરોધ બ્રાહ્મણધર્મમાં જ ઓછો નથી થયો. યજ્ઞોનો વિરોધ ઉપનિષદોએ જ ક્યાં નથી કર્યો? વેદોને અપરા વિદ્યા કહેનાર ઉપનિષદો જ છે ને? પરંતુ એ બધી ચર્ચામાં ઊતરવા માટે આપણે તે વખતના ટૂંક ઇતિહાસ તરફ જ વળીએ.

## ૩

વેદકાળ છોડીને આપણે ઉપનિષદકાળમાં પ્રવેશ કરીએ છીએ કે તરત આપણને એક મોટામાં મોટો ફેર એ માલૂમ પડે છે કે, માણસની શોધનું કેન્દ્ર, બાહ્ય જગત અને તેના નિયંતા મટીને આંતર જગત અને તેનો પ્રેરક બન્યું છે. બીજા શબ્દોમાં કહીએ તો, 'કયા દેવને હવિ વડે પૂજીએ,' એ પ્રશ્નને બદલે, 'કોનાં પ્રેર્યાં આ આંખ, કાન, મન વગેરે દોડે છે' એ પ્રશ્ન મુખ્ય બન્યો છે.

પરંતુ આ બેની વચ્ચે આખો બ્રાહ્મણયુગ અને આરણ્યકયુગ આવી જાય છે. નિર્મળ ભક્તિ અને ઉલ્લાસથી પરિપૂર્ણ વેદકાળ પછી યજ્ઞયાગ અને તેમના જટિલ વિધિઓમાં પર્યાપ્ત થતો બ્રાહ્મણયુગ શી રીતે આવ્યો, તે વિષે માત્ર કલ્પનાઓ જ કરવાની રહે છે. એમ તો, ઋગ્વેદનાં સૂક્તોની સાથે સાથે અથર્વવેદનાં મારણ, જારણ, કામણ અને ઉચ્ચાટન ક્યાંથી આવ્યાં એ પણ એવો જ પ્રશ્ન છે. વિદ્વાનો એવી કલ્પના કરે છે કે, વેદોમાં આર્યોને બીજી જાતિઓ સાથે થયેલા વિરોધના જે ઉલ્લેખો ઠેકઠેકાણે મળી આવે છે, તે ઉપરથી એવું સૂચિત થાય છે કે, બીજી જાતિઓ સાથેના સંસર્ગ અને તેને કારણે ઊભી થયેલી પરિસ્થિતિનું એ પરિણામ હોવું જોઈએ. બ્રાહ્મણગ્રંથોમાં સર્વત્ર આપણને એક જ વસ્તુ તીવ્રતા અને સચોટતા સાથે વારંવાર રજૂ થતી

માલૂમ પડે છે. અને તે એ કે, અસુરોના યજ્ઞો, અસુરોના વિધિઓ અને અસુરોની ક્રિયાઓને બદલે દેવોના યજ્ઞો, દેવોના વિધિઓ અને દેવોની ક્રિયાઓ સ્થાપવી. તે અસુરો બીજા કોઈ નહિ પણ આર્યોના જેવા જ 'પ્રજાપતિના પુત્રો' કે જેઓ આર્યોની પહેલાં આર્યાવર્તમાં આવીને વસેલા હશે, તે જ હોવા જોઈએ, એવી વિદ્વાનો કલ્પના કરે છે. તે અસુરોની મેલી વિદ્યાઓ અને તેટલી જ મેલી ક્રિયાઓએ આર્ય પ્રજાના મોટા ભાગને આકર્ષવાની શરૂઆત કરી હશે. તે વખતે બ્રાહ્મણયુગના નેતાઓને તેવાં જ પરંતુ કાંઈક શુદ્ધ સાધનો, કાંઈક શુદ્ધ ભાવનાઓ અને કાંઈક શુદ્ધ ઉદ્દેશો-વાળા વિધિઓ પ્રચલિત કરી, આર્યપ્રજાની સંસર્ગજનિત અધોગતિ રોકવા પ્રયત્ન કરવો પડ્યો હશે. આમ કરવા જતાં તેમને પોતાનું સારું એવું ઘણું છોડવું પડ્યું હશે અને હલકું ઘણું સ્વીકારવું પડ્યું હશે, અથવા નવું ઊભું કરવું પડ્યું હશે. તથા સાથે સાથે સમાજની વ્યક્તિઓની ઘણા પ્રકારની સ્વતંત્રતા નિયંત્રિત કરી દેવી પડી હશે. આ સિવાય બીજી કોઈ કલ્પનાથી એ યુગની જટિલતાનો ઉકેલ મળી શકતો નથી. એક આખી પ્રજા સ્વેચ્છાથી એવા જટિલ વિધિઓ અને ક્રિયાકાંડોને જ સર્વસ્વ માની તેમાં બંધાઈ જાય, તથા અમુક ખાસ વર્ગે પ્રવર્તાવેલા જટિલ અને ગૂઢ ક્રિયાકાંડોને જ અનુસરવામાં પોતાની ઇતિકર્તવ્યતા માની બેસી, તેથી બહાર બીજું જોવા–વિચારવાનું જ છોડી દે, એવી વસ્તુસ્થિતિ ઊભી થવા માટે તેવો પરજાતિસંઘર્ષણનો કે સંસર્ગનો વિકટ કાળ કલ્પવો જ જોઈએ.

પરંતુ એ બધું જ્યાં સુધી આખી પ્રજા કોઈ કટોકટીની સ્થિતિમાંથી પસાર થતી હોય ત્યાં સુધી જ ચાલે. જેમ જેમ નવી વસ્તુસ્થિતિ સહજ બનતી જાય અને પ્રજા તે મુજબ ગોઠવાઈ જાય, તેમ તેમ મનુષ્યજીવનના સ્વભાવિક પ્રશ્નો પોતાનો જવાબ બમણા જોરથી માગવા માંડે જ; અને સમાજધુરીણોએ ઠરાવેલ સમાજધર્મના શ્રદ્ધાયુક્ત પાલનમાં જ મનુષ્યજીવનની ઇતિકર્તવ્યતા દેખાતી બંધ થાય.

પરિણામે આરણ્યક યુગમાં લોકો યજ્ઞ અને સમાજને (અથવા તે બંનેને એકત્રિત કરનાર એક શબ્દ 'અગ્નિ'ને) છોડી એકાંત

જંગલમાં જઈ ઉપાસના અને તપસ્યાનું જીવન ગાળવા જતા માલૂમ પડે છે. એ બધું બ્રાહ્મણ યુગના કર્મકાંડમાંથી સ્વાભાવિક રીતે નીકળી આવતું હોય એમ લાગતું નથી. જ્યાં સુધી માણસને પ્રચલિત વિધાનોમાં અશ્રદ્ધા પેદા ન થાય, અથવા તેમનાથી સધાતા લક્ષ્યથી કૃતકૃત્યતા પ્રાપ્ત થતી ન લાગે, ત્યાં સુધી માણસ અગ્નિહોત્ર છોડી અરણ્યમાં ન જાય. અને એક વાર એમ બનવા માડયું એટલે પછી, ચાર આશ્રમ વગેરેની વ્યવસ્થાથી તે વસ્તુસ્થિતિને અમુક અંશે સ્વીકારી લઈ, તેની ગતિ થોડો વખત ભલે ધીમી કરી શકાય, પરંતુ અંતે અધૂરા ઠરેલા યજ્ઞવિધિઓ છોડી ગયા વિના ન રહે.

પરિણામે, ઉપનિષદકાળમાં આપણને આ યજ્ઞવિધિઓ અને 'પુત્રમય' તથા 'વિત્તમય' લોકજીવનનો ચોખ્ખો વિરોધ થતો દેખાય છે. યજ્ઞવિધિઓ 'અદૃઢ હોડીઓ' ઠરે છે અને વેદો 'અપરા વિદ્યા' બની જાય છે, અને "પુત્ર વગેરે આ લોકનું અમારે શું કામ છે, અમારે તો 'અમર'લોક જોઈએ છે," એવી બૂમ ચારે બાજુ ઊઠે છે.

ઉપનિષદયુગની મુખ્ય શોધ એવું કાંઈક જાણવાની છે કે, જે જાણવાથી બધું જણાઈ જાય : येन विज्ञातेन सर्वं विज्ञातं भवति ( મું. ૧. ૧. ૩ ). તે વખતના જિજ્ઞાસુઓ પૂછે છે કે, એવી કઈ વસ્તુ છે કે, 'જેમાંથી આ બધું ઉત્પન્ન થાય છે, જેને આધારે ટકી રહે છે તથા જેમાં પાછું સમાઈ જાય છે' ( છાં. ૩. ૧૪. ૧ ). તેમને એવું પદ જોઈએ છે કે જે 'પાપરહિત, જરારહિત, મૃત્યુરહિત, શોકરહિત, ક્ષુધારહિત, તૃષારહિત, સત્યકામ તથા સત્યસંકલ્પ હોય, અને જેને જાણવાથી સર્વ લોકો અને સર્વ કામો પ્રાપ્ત થાય' ( છાં. અ. ૮. ખં. ૭. ૧૨-૧૫), જેને જાણવાથી શોકમાત્રને તરી જવાય ( છાં. અ. ૭. ખં. ૧. ૩ ).

ઉપનિષદોમાં આપણે પાનેપાને સ્ત્રી અને પુરુષ, રાજા અને રંક, બ્રાહ્મણ અને શૂદ્ર એમ બધાંને એ જ્ઞાન પ્રાપ્ત કરવા એક ઠેકાણેથી બીજે ઠેકાણે કે એક જ્ઞાની પાસેથી બીજા જ્ઞાની પાસે દોડતાં જોઈએ છીએ. કોઈ એકાદ તત્ત્વના સાક્ષાત્કાર માટે કે એકાદ મૂઝવણના ઉકેલ માટે ગુરુ કહે તે પ્રમાણે પચીસ પચીસ વર્ષ તપશ્ચર્યા કરવી, કે તેના ઘરમાં તેનાં બધાં સામાન્ય કામો કરતા રહેવું, અને તેને અંતે પણ

બધી મુશ્કેલીઓનો અંત ન આવતાં ગુરુ પાસે ફરી બીજાં પચીસ વર્ષની તપશ્ચર્યા પામવી — એવા અનેક દાખલાઓ આપણને ઉપનિષદોમાં મળે છે. નચિકેતા જેવા કુમારો પણ મૃત્યુના મુખમાં ઊભા ઊભાય એ જ પ્રશ્નનો નિવેડો લાવવાની ઈંતેજારી દાખવી રહ્યા હોય છે.

પરિણામે, 'તે મૂળતત્ત્વ શું છે' એ પ્રશ્નના સેંકડો ભિન્ન ભિન્ન જવાબો ઉપનિષદોમાં આપણને મળે છે. કોઈએ તે શોધ ભૌતિક ક્ષેત્રમાં ચલાવી હોય છે, તો કોઈએ માનસિક ક્ષેત્રમાં. પરંતુ અંતે સર્વને 'અમૃત' જોઈએ છીએ અને તે બધી શોધો તે કસોટીએ કસાય છે. તેથી કોઈ એકાદ તત્ત્વ શોધી કાઢી અટકી પડનારો શોધક પોતાનું તત્ત્વ અધૂરું છે એવું લાગતાં, બીજા જાણકાર પાસે વિના આડંબરે, નમ્રતાથી અને શ્રદ્ધાથી દોડી જાય છે.

ઉપનિષદકાળમાં થયેલી એ જુદી જુદી શોધો અને નિર્ણયોનું વૈવિધ્ય જોતાં નવાઈ પામી જવાય છે. કેટલાક પાણીને જગતનું મૂળ કારણ માને છે (બૃહ. ૫. ૫. ૧); કેટલાક વાયુને (છાં. ૪. ૩. ૧–૨); કેટલાક આકાશને (છાં. ૧. ૯. ૧); કેટલાક પ્રાણને (છાં. ૪. ૩. ૩); કેટલાક અસત્‌ને (તૈ. ૨. ૧); કેટલાક મૃત્યુને (બૃ. ૧. ૨. ૧–૨); કેટલાક અંડને (છાં. ૩. ૧૯. ૧–૩); કેટલાક સત્‌ને (છાં. ૬. ૨. ૧–૪); કેટલાક પ્રજાપતિને (પ્ર. ૧. ૩–૧૩); કેટલાક આત્માને (બ. ૧. ૪. ૧–૪); કેટલાક અમૂર્ત પુરુષને (મું. ૨. ૧. ૨–૯); તો કેટલાક ઈશ્વરને (શ્વે. ૩. ૨) સર્વનું કારણ માને છે.

માનસિક ક્ષેત્રમાં પણ તેમણે જુદા જુદા મુદ્દાઓ ઉઠાવેલા આપણે જોઈએ છીએ. મરણ બાદ મનુષ્યનું શું થાય છે તે પ્રશ્ને તેમનું ધ્યાન ખેંચ્યું છે. એટલું જ નહિ પણ તે જ્ઞાનને જ સર્વશ્રેષ્ઠ જ્ઞાન માનવામાં આવ્યું છે (છાં. ૫. ૩૧. ૪; કઠ ૧. ૧. ૨૦–૨૯). સ્વપ્નાવસ્થા અને સુષુપ્તિ અવસ્થાની ચર્ચા પણ તેટલું જ અગત્યનું સ્થાન ભોગવે છે. જીવનું સ્થાન શરીરમાં ક્યાં હોય છે તેનો પણ વિચાર થયો છે (તૈ. ૧. ૬. ૧–૨). શરીરને ચલાવનાર કોણ છે તેમજ ઇંદ્રિયો કોના ઉપર આધાર રાખે છે તેની પણ ચર્ચા છે (મૈ. ૨. ૩–૪). જીવાત્માનું કદ કેટલું છે તે વિષે પણ ચર્ચા છે (બૃહ. ૫. ૬. ૧; કઠ.

૨. ૨. ૧૨; છાં. ૫. ૧૮. ૧ ). આત્માની જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્ત ઉપરાંત ચોથી તુર્યાવસ્થાનું પણ વર્ણન છે. અને અંતે, આત્મામાં સમગ્ર વિશ્વ સમાયું છે, આત્મા એ જ સમગ્ર જગતનું મૂળ તેમજ અધિષ્ઠાન છે, અને તેના સિવાય બીજું કાંઈ નથી, એવો માયાવાદ પણ ઉપસ્થિત કરવામાં આવ્યો છે.

પુનર્જન્મના સિદ્ધાંતની પણ સારી ચર્ચા થયેલી છે; અને દેવયાન, પિતૃયાન વગેરે માર્ગો તેમજ પુનર્જન્મ પ્રાપ્ત ન થાય તેવી મુક્ત સ્થિતિનું વર્ણન અને તેને પ્રાપ્ત કરવાના ઉપાયો પણ ચર્ચાયા છે. કર્મનો નિયમ પણ નિશ્ચિત સ્વરૂપમાં આપણને માલૂમ પડે છે. તેમજ મુક્તિ માટે સમાજમાં રહી કર્મ કર્યા કરવાં કે બધું છોડી વનમાં જઈ અધ્યાત્મયોગપરાયણ જ રહેવું તેની પણ ચર્ચા છે ( બૃહ. ૪. ૪. ૨૨; ઈશ. ૨ ). સારું કે નરસું કરવું અથવા ન કરવું એ મનુષ્યના હાથની વાત છે ( કઠ. ૨ – ૧; મુક્તિ. ૨. ૫ – ૬: બૃહ. ૪. ૪. ૫ ), કે પ્રાણી તો અવશ છે ( કૌ. ૩ – ૯ ), એ પ્રશ્ન પણ ચર્ચાયો છે.

૪

આમ વિવિધ રીતે મનુષ્યજીવનને લગતા અંતિમ પ્રશ્નો છેડાવા શરૂ થવા, અને તે પ્રશ્નોનું નિરાકરણ જૂનાં શાસ્ત્રો કે વિધિઓમાં શોધવાને બદલે સ્વપ્રયત્ને આત્મચિંતન અને અધ્યાત્મયોગથી ખોળવાનું છે એવો ભાવ પેદા થવો, એ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ અત્યંત આવશ્યક હોવા છતાં, તેમાં તત્ત્વજ્ઞાન તેમજ આચાર બંનેને માટે ભારે જોખમો રહેલાં છે, એ સહેજે સમજી શકાય તેવું છે. કારણ કે યજ્ઞકાંડના વિધિઓની બાબતમાં તો જે ફળ માટે તે કરવામાં આવતા, તે ફળ જો ઐહિક હોય તો તેની પ્રાપ્તિ કે અપ્રાપ્તિરૂપી પ્રત્યક્ષ પુરાવો નજર સામે રહેતો. એટલે ગમે તેવી ઉટાંગ કલ્પના તે બાબતમાં ન ચાલી શકે. તે જ પ્રમાણે શ્રદ્ધાથી અમુક પ્રાચીન ગ્રંથોને જ અનુસરવાનું હોય, ત્યાં જો કે તેનો કોઈ પ્રત્યક્ષ પુરાવો મળવો શક્ય ન હોય, તો પણ, તે ગ્રંથો પોતાના જેવા માણસો વડે સૈકાંઓથી તપાસાતા આવ્યા છે એવું સમાધાન રહેતું. પરંતુ આત્મજ્ઞાન એવી વસ્તુ છે કે, તેનો એવો કોઈ ખાસ બાહ્ય પુરાવો ન મળી શકે. કારણ, જ્ઞાનીઓ પોતે જ તેને મન અને વાણીથી પર ઠરાવે

છે. એટલે અમુક માણસે સાચું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે કે નહિ તેની બાહ્ય કસોટી, સામાન્ય માણસ માટે એટલી જ રહેતી કે, તે માણસ સંન્યાસી છે, આત્મચિંતનને આવશ્યક એવી કઠોર તપશ્ચર્યાઓ કરતો આવ્યો છે, તથા તેના પુષ્કળ અનુયાયીઓ છે. એટલે પરિણામે ગમે તેવા અધૂરા અનુભવવાળા કે પાખંડી લોકો માટે પણ ગમે તેવા સિદ્ધાંતો અને ગમે તેવા પંથો સ્થાપવાનો માર્ગ ખુલ્લો થઈ ગયો.

ઉપનિષદોમાં પોતામાં જ છેવટના ભાગમાં (શ્વેતા. ૧) આવા વિવિધ ભ્રામક વાદોની નોંધ લેવાઈ છે અને કઠોપનિષદ વગેરેએ તેવા વાદીઓ અને તેમના અનુયાયીઓની ‘આંધળા વડે દોરાતા આંધળાઓ’ કહીને સખત ઝાટકણી કાઢી છે. પરંતુ તે બૂમ હવે કશી કામ આવી શકે તેમ હતી નહિ. જે થવાનું હતું તે થઈ ચૂકયું હતું.

બુદ્ધ ભગવાને અધૂરું જ્ઞાન, અને પૂરેપૂરા ઘમંડ અને પાખંડ વડે ફેલાવાતા એ બધા વાદો ઊભા થવાનાં પોતાની જાણ અથવા ધારણા મુજબનાં કારણો વર્ણવી બતાવ્યાં છે. તે પૂછે છે: “તે વાદીઓ એવી માન્યતા શા આધારે ધરાવે છે, તથા એ નિર્ણય ઉપર આવવા માટે તેઓએ શરૂઆત ક્યાંથી કરી હોય છે?” અને પછી તેનો જવાબ આ પ્રમાણે આપે છે:—

૧. કેટલાક શ્રમણબ્રાહ્મણો ઘરબાર તજી, સંન્યાસી થઈ, અપ્રમાદ, ઉત્સાહ તથા બળપૂર્વક ધ્યાનસ્થ થાય છે, અને તે સ્થિતિમાં તેમને પોતાના પૂર્વજન્મની કોઈ સ્થિતિ જોવા-જાણવામાં આવે છે, પરંતુ બીજી જાણવામાં આવતી નથી; અને માત્ર તેટલા મર્યાદિત અનુભવને કારણે — પણ પોતાની ધ્યાનસ્થ સ્થિતિના પ્રભાવ હેઠળ — તે તેટલા ઉપરથી સિદ્ધાંત તારવી કાઢીને, તેને પૂર્ણસત્ય તરીકે રજૂ કરે છે.

૨. કેટલાક શ્રમણબ્રાહ્મણો તર્કકુશળ હોઈ, માત્ર ઊહાપોહ તથા દલીલબાજીથી અમુક નિર્ણય ઉપર આવીને, તેને પૂર્ણસત્ય તરીકે જાહેર કરે છે.

૩. કેટલાક શ્રમણબ્રાહ્મણો ધ્યાનસ્થ સ્થિતિમાં પોતા વિષે અથવા જગત વિષે અમુક નિર્ણય તારવે છે, અને તેવા અપૂર્ણ અનુભવ ઉપરથી સિદ્ધાંત તારવી, તેને પૂર્ણસત્ય તરીકે રજૂ કરે છે.

૪. કેટલાક શ્રમણબ્રાહ્મણો પુણ્ય કે પાપનું (તેમ જ બીજી પણ બાબતોનું) કશું સ્વરૂપ પોતે એકે રીતે (અનુભવથી કે દલીલથી) નિર્ણીત કરી શકતા નથી. એટલે પછી તેમને જ્યારે કોઈ પૂછે છે, ત્યારે તેઓ ખોટા પડવાના ભયે, કે બીજા કુશળ વાદીઓથી ફજેત થવાને ભયે, કશો જ નિશ્ચિત ઉત્તર આપતા નથી, પણ માત્ર એમ જ કહે છે કે, 'હું એમ માનતો નથી, તેમ બીજું પણ માનતો નથી. પણ હું જુદો અભિપ્રાય પણ આપતો નથી. તમારી વાત પણ હું ખોટી માનતો નથી. તેમ જ હું આ કે તે નથી એમ પણ કહેતો નથી.' અને એ રીતે 'અજ્ઞેયવાદ' નામનો સિદ્ધાંત ઊભો કરે છે. "માત્ર તથાગત (સાચો જ્ઞાની) જ જાણે છે કે, આ રીતે તારવી કાઢેલા, મેળવવામાં આવેલા કે, ભારપૂર્વક પ્રવર્તાવવામાં આવેલા વાદોમાં શ્રદ્ધા રાખનારાઓની ભવિષ્યમાં શી સ્થિતિ થવાની છે. તે એ પણ જાણે છે, તેમ જ તેથી પર એવી વસ્તુઓ પણ જાણે છે. અને તે જ્ઞાનને કારણે તે ઘમંડી બનતો નથી. તેના નિર્મળ અંતઃકરણથી તે જુદી જુદી વેદનાઓ-વાસનાઓ કેવી રીતે ઉત્પન્ન થાય છે, કેવી રીતે દૂર થાય છે, તેમનો સ્વાદ, તેમનાં માઠાં પરિણામ તથા તેમાંથી છૂટવાના માર્ગ જાણતો હોય છે. તેથી તે એ બધીમાં બંધાયા વિના મુક્ત થાય છે." (બ્રહ્મજાલસૂત્ર ઉપરથી.)

બુદ્ધે તે બધા વાદીઓને હાથીના એક એક જુદા જુદા અવયવને અડકીને તે ઉપરથી આખા હાથીનું વર્ણન કરનારા મૂર્ખ આંધળાઓની ઉપમા આપી છે. (સામઞ્ઞફલસૂત્ર.)

એ સમયના એ બધા વાદોના કોઈ ખાસ અગત્યના કે સ્વતંત્ર ગ્રંથો અત્યારે ઉપલબ્ધ નથી. માત્ર તત્કાલીન સાહિત્યમાં વિરોધદૃષ્ટિએ જે છૂટાછવાયા ઉલ્લેખો મળી આવે છે, તે ઉપરથી જ આપણને તેમને વિષે માહિતી મળે છે. તેમના ઉપર ઉપલક દૃષ્ટિ નાખી જનારને પણ જણાયા વિના નહિ રહે કે, જે હંમેશ માટે લુપ્ત થયું છે, તે ધાર્મિક તેમજ સામાજિક ઇતિહાસકારને માટે કેટલું અગત્યનું હતું. કારણ કે ઉપનિષદો અને જૈન તથા બૌદ્ધ ધર્મના ઉદયના વચગાળામાં જે સમય ગયો છે, તેની કલ્પના ઉપરથી જ આપણે મહાવીર ભગવાન તેમજ બુદ્ધ ભગવાનની સેવાની સાચી કિંમત આંકી શકીએ તેમ છીએ. વિચાર

અને આચારની અવ્યવસ્થા અને અરાજકતામાંથી વ્યવસ્થા અને સ્થૈર્યનાં તત્ત્વો નિર્માણ કરવાં એ કેટલું અગત્યનું અને અઘરું કામ હતું, તથા તે કામ સફળતાથી પાર પાડીને તે બંને મહાપુરુષોએ આર્ય પ્રજાને કેટલી આભારી કરી છે, તેનો ખ્યાલ આપણે ત્યારે જ બાંધી શકીએ.

એ સમયની માહિતી આપણને મુખ્યત્વે કરીને નીચેનાં સ્થળોએ મળે છે :

(૧) સૂત્રકૃતાંગ, આચારાંગ, ભગવતી સૂત્ર અને નંદિસૂત્ર જેવા જૈન આગમ ગ્રંથો. તેઓમાં ઠેકઠેકાણે ક્રિયાવાદ, અક્રિયાવાદ, અજ્ઞાનવાદ અને વિનયવાદ,[1] એ ચાર મથાળાં હેઠળ (૧૮૦+૮૪+૬૭ +૩૩) ૩૬૩ જુદા જુદા વાદો અથવા દર્શનો તે સમયમાં હતાં એવા ઉલ્લેખ મળે છે.

(૨) તેટલું જ સમકાલીન તેમજ તેનાથી તદ્દન સ્વતંત્ર એવું બીજું સ્થળ તે બૌદ્ધ ગ્રંથો છે. જેમકે દીઘનિકાયના બ્રહ્મજાલ સૂત્રમાં બુદ્ધ ભગવાનના સમયમાં ૬૨ અબૌદ્ધ વાદો પ્રચલિત હતા એમ જણાવવામાં આવ્યું છે.[2] તેમની વિગતો અને તેમના પ્રવર્તકોમાંથી ઘણાનાં નામ જૈન

૧. રાજવાર્તિકમાં ક્રિયાવાદીઓનાં નામ નીચે પ્રમાણે જણાવ્યાં છે:— કૌત્કલ, કાંઠેવિદ્ધિ, કૌશિક, હરિશ્મશ્રુ, માંછયિક (?) રોમસ, હારિત, મુંડ અને અશ્વલાયન વગેરે ૧૮૦.

અક્રિયાવાદીઓનાં નામ આ પ્રમાણે આપ્યાં છે:— મરીચ, કુમાર, કપિલ, ઉલૂક, ગાર્ગ્ય, વ્યાઘ્રભૂતિ, વાદ્દલિ, માઠર અને મૌદ્ગલાયન વગેરે ૮૪.

અજ્ઞાનવાદીઓનાં નામ આ પ્રમાણે આપ્યાં છે:— શાકલ્ય, વાત્કલ, કૌથુમિ, સાત્યમુદ્રિ, નારાયણ, કઠ, માધ્યંદિન, મૌદ, પિપ્પલાદ, બાદરાયણ, આંબષ્ઠિ. કૃદૈરિકાયન (?) વસુ, અને જૈમિનિ વગેરે ૬૭.

વિનયવાદીઓનાં નામ આ પ્રમાણે આપ્યાં છે:— વસિષ્ઠ, પારાશર, જાતુકર્ણિ, વાલ્મીકિ, રોમર્ષિ, સત્યદત્ત, વ્યાસ, એલાપુત્ર, ઔપમન્યવ, ઐંદ્રદત્ત, અયસ્થૂણ વગેરે ૩૨.

૨ (૪+૪+૪+૪+૨÷૩૨+૭+૫) (૧) આત્મા અને જગત નિત્ય માનનારા સસ્સતવાદીઓ (૨) એકચ્ચસસ્સતિકો (અર્ધ-શાશ્વતવાદીઓ) (૩) અંતાનંતિકો (જગત નિત્ય છે કે અનિત્ય છે એ બાબતમાં મતભેદવાળાઓ) (૪) અમરાવિક્ખેપિકો (કોઈ વાતનો સીધો જવાબ નહીં આપનારા) (૫) અધિચ્ચસમુપ્પન્નિકો (કારણ

ગ્રંથોમાંથી મળી આવતી માહિતીને ઘણી વાર મળતાં આવે છે. જો કે જૈન અને બૌદ્ધ ગણનાઓમાં તે વાદોની સંખ્યા જે રીતે ગણાવવામાં આવી છે તે ઉપરથી ચોખ્ખું માલૂમ પડી આવે છે કે, તે સંખ્યા પોતાના સિદ્ધાંતોથી વિરુદ્ધ કેટલા પ્રકારના વાદો હોઈ શકે એમ ગણીને ગુણાકારથી ઉપજાવી કાઢેલી છે. પરંતુ તે ઉપરથી તે ગણનાના બધા વાદોને અનૈતિહાસિક માનવાની જરૂર નથી. કારણ કે બંને ગણનાઓમાં અમુક વાદો અને વાદીઓનાં નામ બધી વિગતોમાં મળતાં આવે છે, એટલે તેમને તો ઐતિહાસિક માનવાં જોઈએ.

(૩) જૈન અને બૌદ્ધ ગણનાઓને ટેકો આપે એવી કેટલીક માહિતી શ્વેતાશ્વતર ઉપનિષદ (૧. ૨. ૬. ૧), મૈત્રાયણી ઉપનિષદ (૬. ૧૪; ૬. ૨૦; ૭. ૮), માંડૂક્ય કારિકા (૧. ૭. ૯; ૨. ૨૦. ૮) વગેરે બ્રાહ્મણ ગ્રંથોમાં છે. ત્યાં કાલ, સ્વભાવ, નિયતિ, યદચ્છા, મહાભૂતો, પુરુષ, ઈશ્વર વગેરેને મૂળતત્ત્વ માનનારા વાદોનું વર્ણન કે ખંડન છે. ઉપરાંત ષષ્ટિતંત્ર નામના સાંખ્ય ગ્રંથના વિષયોનું વર્ણન પંચરાત્રોની અહિર્બુધ્ન્ય સંહિતામાં મળી આવે છે. તેમાં સાંખ્યથી ભિન્ન એવાં ૩૨ તંત્રો એટલે કે દર્શનોનું વર્ણન છે. તે આ પ્રમાણે:

બ્રહ્મતંત્ર, પુરુષતંત્ર, શક્તિતંત્ર, નિયતિતંત્ર, કાલતંત્ર, ૩ ગુણ-તંત્રો, અક્ષરતંત્ર, પ્રાણતંત્ર, કર્તૃતંત્ર, સામિ (?) તંત્ર, ૪ જ્ઞાનતંત્રો, ૫ ક્રિયાતંત્રો, ૫ માત્રાતંત્રો, ૫ ભૂતતંત્રો.

એ ત્રણે પ્રકારનાં સ્થળોમાં વર્ણવેલા જુદા જુદા વાદોમાંથી કાલવાદ અથર્વવેદ (૧૯. ૫૩. ૪) જેટલો જૂનો છે. અને તેનું વિસ્તૃત વર્ણન મહાભારત (શાંતિપર્વ ૨૨૩–૨૨૫) વગેરે ગ્રંથોમાં મળી આવે છે. શ્વેતાશ્વતર ઉપનિષદમાં (૧. ૨. ૪; ૬. ૧૪. ૧૬) તેનું ખંડન કરેલું છે. ઉપરાંત પછીના જાતકગ્રંથોમાં (નં. ૨૪૫), અશ્વઘોષના સૌન્દરાનંદ કાવ્યમાં (૧૬. ૧૭) તથા સાંખ્યસૂત્રમાં (૧. ૧૨) તેનું

---

વિના આત્મા અને જગતની ઉત્પત્તિ માનનારા) (૬) ઉદ્ધમાઘતનિકો (મૃત્યુ બાદ આત્મા જુદી જુદી દશાને પામે છે એવું માનનારા) (૭) ઉચ્છેદવાદીઓ (મૃત્યુ બાદ આત્માનો નાશ માનનારા) (૮) દિટ્ઠધમ્મનિબ્બાનવાદી (ઇન્દ્રિય સુખોના પૂર્ણ ભોગથી આ જગતમાં જ આત્મા નિર્વાણ પ્રાપ્ત કરી શકે છે એવું માનનારા).

ખંડન છે. પરંતુ મહાવીર તેમ જ બુદ્ધે તે વાદનો નામ દઈને ઉલ્લેખ કર્યો નથી, કે ખંડન કર્યું નથી. શીલાંકાચાર્યે આચારાંગસૂત્રની ટીકામાં ઈશ્વરવાદ, આત્મવાદ, નિયતિવાદ, સ્વભાવવાદ અને યદચ્છાવાદની સાથે કાલવાદને અક્રિયાવાદમાં સમાવી દીધો છે; કારણ તે વાદ પણ બંધ-મોક્ષ, સુખદુઃખ વગેરેનું કારણ કાલને જ માનતો હોઈ, એક પ્રકારનો અક્રિયાવાદ જ છે. અક્રિયાવાદ એટલે (આત્માનું અસ્તિત્વ જ ન માનીને, કે તે કાંઈ ક્રિયા કરતો નથી અથવા ક્રિયાથી લેપાતો નથી એવું માનીને) કર્મોની જવાબદારી તેમ જ ફળમાં ન માનનારો વાદ.

ઈશ્વરવાદ, આત્મવાદ, પુરુષવાદ વગેરે વાદો ઉપનિષદોમાં સુપ્રસિદ્ધ છે. તે વાદોને અક્રિયાવાદમાં સમાવવાનું કારણ એ લાગે છે કે, કૌશી૦ ૩ – ૯ વગેરેમાં આવેલા **एष साधु कारयति, एष असाधु कारयति**, 'ઈશ્વર માણસ પાસે સારાં કર્મ કરાવે છે, તથા ખોટાં કરાવે છે' વગેરે સિદ્ધાંતો, તેમ જ આત્મા નિષ્ક્રિય છે, તેને પાપપુણ્યનો લેપ થતો નથી વગેરે સિદ્ધાંતો છેલ્લી હદે લઈ જવામાં આવે, તો અક્રિયાવાદ જ આવીને ઊભો રહે છે.

સાંખ્ય સિદ્ધાંતમાં પણ પ્રકૃતિને જ બધી ક્રિયાનું મૂળ માનેલી છે અને પુરુષને નિર્ગુણ તથા નિર્લેપ માનેલો છે; એટલે તેની વિકૃતિમાંથી પણ અક્રિયાવાદ પ્રાપ્ત થાય છે.

પંચમહાભૂતોમાં જ માનનારા તથા આત્મા કે પરલોકમાં ન માનનારા ભૂતવાદીઓ દેખીતા જ અક્રિયાવાદીઓ છે.

સ્વભાવ, નિયતિ અને યદચ્છાવાદીઓનું પણ તેમ જ છે.

અક્રિયાવાદીઓ ઉપરાંત મહાવીરભગવાન ક્રિયાવાદી, અજ્ઞાનવાદી અને વિનયવાદીનો ઉલ્લેખ કરે છે. જૈનો તેમજ બૌદ્ધો[1] બંને ક્રિયાવાદીઓ જ છે. ક્રિયાવાદ એટલે આત્મા ક્રિયા કરે છે અથવા ક્રિયાથી બંધન પામે છે, એવું માનનારો વાદ. તેનું તથા વિનયવાદીનું વર્ણન

૧. જો કે સામાન્ય રીતે જૈન ટીકાકારો બૌદ્ધોને અક્રિયાવાદી ગણે છે, તે તેમના ક્ષણિકવાદ અને શૂન્યવાદને લઈને. જુઓ સૂત્રકૃતાંગ ૧–૧૨, ૪–૭. વળી ૧. ૧. ૨. ૨૪–૨૭માં બૌદ્ધોના મર્યાદિત ક્રિયાવાદને ક્રિયાવાદ કહીને પણ નિંદ્યો છે; અને ૧. ૧૨ ૨૧માં પોતાના વાદને ક્રિયાવાદ કહ્યો છે.

આગળ યોગ્ય સ્થળે કરેલું છે. અજ્ઞાનવાદીઓના સિદ્ધાંતનું વર્ણન સંજય બેલટ્ઠીપુત્તના વર્ણનમાં આવી જાય છે. એટલે હવે જૈન તેમ જ બૌદ્ધ ગ્રંથોમાં મોટે ભાગે સમકાલીન એવા જે કેટલાક પ્રસિદ્ધ વાદીઓનો ઉલ્લેખ મળે છે, તેમનું જ વર્ણન અહીં ઉતારીએ. કારણ કે માત્ર વાદના ઉલ્લેખ કરતાં ઐતિહાસિક વ્યક્તિ રૂપે પ્રસિદ્ધ વાદીની હકીકત વધુ પ્રામાણિક ગણાય.

૫

ભગવાન મહાવીર અને બુદ્ધ બાદ કરતાં નીચેના પાંચ આચાર્યો તે સમયે અત્યંત પ્રસિદ્ધ હતા. તેમનાં નામ આ પ્રમાણે છે:

(૧) પૂરણ કસ્સપ (પૂર્ણ કાશ્યપ)
(૨) પકુધ કચ્ચાયન (કકુદ કાત્યાયન)
(૩) અજિત કેસકમ્બલી (અજિત કેશકંબલી)
(૪) મક્ખલિ ગોસાલ (મસ્કરિન્ ગોશાલ)
(૫) સંજય બેલટ્ઠીપુત્ત.

બૌદ્ધ ગ્રંથોમાં તેમના સિદ્ધાંતોનું જે વર્ણન મળે છે તે અહીં ઉતારવામાં આવ્યું છે. સાથે સાથે જૈન ગ્રંથોમાં મળતી તેમને લગતી માહિતી પણ નોંધી છે.

૧. **પૂરણકસ્સપ**: તેનો સિદ્ધાંત બૌદ્ધગ્રંથોમાં આ પ્રમાણે વર્ણવવામાં આવ્યો છે:

"કોઈએ કાંઈ કર્યું હોય અથવા કરાવ્યું હોય, કાપ્યું હોય અથવા કપાવ્યું હોય, ત્રાસ આપ્યો હોય અથવા અપાવ્યો હોય, પોતે શોક કર્યો હોય, પોતાને ત્રાસ થયો હોય અથવા બીજાને અપાવ્યો હોય, પોતે બીન્યો હોય અથવા બીજાને બીવરાવ્યો હોય, પ્રાણીનો વધ કર્યો હોય, ચોરી કરી હોય, ઘર ફાડ્યું હોય, ધાડ પાડી હોય, એકાદ ઘરમાંથી કાંઈ ચોર્યું હોય અથવા વાટમાં લૂંટ કરી હોય, અથવા વ્યભિચાર કર્યો હોય કે જૂઠું બોલ્યો હોય, તો પણ તેને પાપ લાગતું નથી. તીક્ષ્ણ ધારવાળા શસ્ત્રથી જો કોઈ પૃથ્વી ઉપર માંસની એક હાર અથવા ઢગલો કરે, તો તેમાં મુદ્દલ પાપ નથી. ગંગા નદીના દક્ષિણ તીર ઉપર જઈ કોઈ મારામારી કરે, કાપે અથવા

કપાવે કે ત્રાસ આપે અથવા અપાવે તો પણ તેમાં મુદ્દલ પાપ લાગતું નથી. અથવા ગંગા નદીના ઉત્તર કિનારા ઉપર જઈ કોઈ દાન દે અથવા દેવરાવે, યજ્ઞ કરે અથવા કરાવે, તો તેથી જરા પણ પુણ્ય થતું નથી. દાન, ધર્મ, સંયમ, સત્ય ભાષણ એ બધાથી કાંઈ જ પુણ્ય થતું નથી. એમાં જરા પણ પુણ્ય નથી."[1]

પૂરણ કસ્સપ ઈ. સ. પૂર્વે ૫૭૨ માં મરણ પામ્યો એમ કહેવાય છે. એટલે તે અમુક અંશે બુદ્ધનો સમકાલીન જ કહેવાય. સામઞ્ઞફલ સુત્ત (દીઘનિકાય)માં તેના વાદને અક્રિયાવાદ કહેવામાં આવ્યો છે. સૂત્રકૃતાંગ ૧. ૧. ૧. ૧૩ માં તેના વાદ જેવો જ વાદ આવે છે. ટીકાકાર તેને અકારક વાદ કહે છે. આત્મા પોતાના મૂળ સ્વરૂપે નિષ્ક્રિય છે, તથા પાપપુણ્યથી પર છે, એવા ઉપનિષદના વાદને અંતિમ હદે લઈ જવામાં આવે, તો આવો જ વાદ આવીને ઊભો રહે. બૌદ્ધ સાહિત્યમાં પૂરણ કસ્સપને 'અચેલક' એટલે નગ્ન તપસ્વી તથા મોટા શિષ્યવૃંદના નાયક અને દેશભરમાં પ્રસિદ્ધ એવા તીર્થંકર તરીકે વર્ણવવામાં આવ્યો છે.

**૨. પકુધ કચ્ચાયન**: તેનો સિદ્ધાંત આ પ્રમાણે વર્ણવવામાં આવ્યો છે:

"આ જગત સાત પદાર્થોનું (ચાર મહાભૂત, સુખ, દુઃખ, અને આત્માનું) બનેલું છે અને તે પદાર્થોનો કોઈ પણ કારણથી વિનાશ નથી. તે સાત પદાર્થો કોઈએ કરેલા કે કરાવેલા, અથવા નિર્માણ કરેલા કે કરાવેલા નથી; તેઓ વંધ્ય, કૂટસ્થ અને સ્તંભ જેવા અચલ છે. તે હાલતા નથી, બદલાતા નથી, એકબીજાને ત્રાસદાયક થતા નથી કે એકબીજાનું સુખ કે દુઃખ અથવા બંને ઉત્પન્ન કરી શકતા નથી. તે સાત પદાર્થો નીચે મુજબ છે: પૃથ્વી, આપ, તેજ, વાયુ, સુખ, દુઃખ અને જીવ. આ સાતને મારનાર, મરાવનાર, સાંભળનાર, કહેનાર, જાણનાર અથવા વર્ણન કરનાર કોઈ પણ નથી. જે તીક્ષ્ણ શસ્ત્ર

---

૧ આ તેમજ હવે પછી મૂકેલા બાકીના વાદીઓના સિદ્ધાંતોના ઉતારા અધ્યાપક ધર્માનંદ કોસંબીના પુરાતત્ત્વ પુ. ૨ માં પ્રસિદ્ધ થયેલા લેખમાંથી ટૂંકાવીને લીધા છે.

વડે કોઈનું ડોકું કાપે છે, તે કોઈનું પણ જીવિત હરણ કરતો નથી. માત્ર એ સાત પદાર્થોની વચલી જગામાં શસ્ત્રોએ પ્રવેશ કર્યો એટલું જ."

પકુધ કચ્ચાયન પણ બુદ્ધનો કંઈક અંશે સમકાલીન હતો. પ્રશ્નોપનિષદમાં કબન્ધી કાત્યાયનનો ઉલ્લેખ છે. કબન્ધી અને કકુદ એ બંને શબ્દો એક જ શારીરિક ખોડના વાચક છે. બુદ્ધઘોષ જણાવે છે કે, તે ઠંડું પાણી કદી નહોતો પીતો, ગરમ પાણી જ પીતો; તેમજ તેના અનુયાયીઓ પણ તપસ્વી જીવન ગાળનારા હતા. એના વાદને શાશ્વતવાદ અથવા અનૈક્યવાદ કહેવામાં આવે છે. સૂત્રકૃતાંગ ૧. ૧. ૧. ૧૫-૬ માં, તથા ૨. ૧. ૨૨માં પકુધ કચ્ચાયનના વાદ જેવા વાદનું વર્ણન આવે છે. જો કે તેમાં આત્મા સાથે છ પદાર્થ માનનાર વાદીનું વર્ણન છે. 'આત્માને મારી શકાતો નથી, છેદી શકાતો નથી' (કૌશી. ૩. ૮; કઠ. ૧. ૨. ૧૮-૨૫) એવા ઉપનિષદોના સિદ્ધાંતને જરાક આગળ લઈ જઈએ, એટલે આવો વાદ જ આવીને ઊભો રહે છે.

**૩. અજીત કેસકંબલ** : એનો સિદ્ધાંત નાસ્તિક, ચાર્વાક કે લોકાયતિક મતને જ મળતો આવે છે. આવો વાદ દરેક કાળમાં કોઈ ને કોઈ સ્વરૂપે અસ્તિત્વમાં હોય જ છે. એ વાદને ભૂતવાદ પણ કહી શકાય. જગતના મૂળ કારણ તરીકે જડ ભૂતો અને તેમની જડ શક્તિઓ સિવાય બીજું કાંઈ ન સ્વીકારવું, એ ભૂતવાદનું મુખ્ય લક્ષણ હોય છે. એક સામાન્ય વલણમાંથી વ્યવસ્થિત દર્શનનું સ્વરૂપ લેતાં આ વાદને વાર ન લાગે. કૌટિલ્ય તો પોતાના અર્થશાસ્ત્રમાં લોકાયત દર્શનને એક સ્વતંત્ર દર્શન તરીકે સ્થાન આપે છે. જે સમયે કોઈ બે તત્ત્વજ્ઞો નાનામાં નાની એકાદ વાત વિષે પણ એકમત ન થઈ શકતા હોય, તેવે સમયે નકામી તાત્ત્વિક ચર્ચાઓમાંથી પાછા ફરી, પ્રત્યક્ષ દેખાતા પદાર્થોમાં સામાન્ય બુદ્ધિ સમજી શકે તેવી રીતે ભૌતિક જીવન જીવવાનો ઉપદેશ આપનાર તીર્થંકરનું સ્થાન પામે જ.

અજીતનો સિદ્ધાંત આ પ્રમાણે હતો :

"દાન, યજ્ઞ, હોમ વગેરે કાંઈ પણ નથી. સારા ખોટા કર્મનું ફળ અથવા પરિણામ પણ નથી. આ લોક, પરલોક, માતાપિતા કે દેવો

નારકીઓ વગેરે પારલૌકિક યોનિઓ પણ નથી. આ લોક અને પર-લોકને જાણી અને બરાબર ઓળખી બીજાને શીખવનારા, સર્વજ્ઞ, અને સાચે માર્ગે જ જનારા શ્રમણો કે બ્રાહ્મણો આ જગતમાં નથી. મનુષ્ય ચાર ભૂતોનો બનેલો છે. જ્યારે તે મરે છે ત્યારે તેનામાંથી પૃથ્વી ધાતુ પૃથ્વીમાં, આપો ધાતુ પાણીમાં, તેજો ધાતુ તેજમાં અને વાયુધાતુ વાયુમાં જઈ મળે છે અને ઇન્દ્રિયો આકાશમાં જાય છે. મરેલા માણસને ચાર પુરુષો ઠાઠડીમાં નાખી, રસ્તામાં તેના ગુણ ગાતા ગાતા સ્મશાનમાં લઈ જાય છે. ત્યાં ભૂખરા રંગનાં હાડકાં પડી રહે છે[1] અને તેણે કરેલા યજ્ઞ, હોમ અને આહુતિઓ રાખોડીરૂપે બાકી રહે છે! દાન, (હોમ)ની આ બેવકૂફી મૂર્ખ માણસોએ શોધી કાઢી છે. જે કોઈ આસ્તિકવાદનું પ્રતિપાદન કરે છે, તેનું કહેવું તદ્દન ખોટું અને નકામી બડબડ છે. ડાહ્યા અને મૂર્ખ બંનેનો શરીર જુદું પડ્યા પછી ઉચ્છેદ અને વિનાશ થાય છે.[2] મરણ પછી તેમનું કાંઈ બચતું નથી."

અજીત વાળનો બનાવેલો કામળો જ ઓઢતો, તેથી તે કેશકંબલી કહેવાતો. બૌદ્ધ ગ્રંથોમાં તેના વાદને ઉચ્છેદવાદ કહ્યો છે.

સૂત્રકૃતાંગ ૧. ૧. ૧. ૭ તથા ૨. ૧. ૨૧-૨૪માં અજિતને મળતો ભૂતવાદ વર્ણવ્યો છે. તેના શબ્દોને મળતા શબ્દો જ સૂત્ર-કૃતાંગમાં જ્યાં આવે છે, તે સ્થળ નીચે નોંધમાં બતાવ્યાં છે.

**૪. મક્ખલિ ગોસાલ** : તે સમયની આ એક ધ્યાન ખેંચે તેવી વ્યક્તિ છે. તે આજીવિક સંપ્રદાયનો ત્રીજો અને છેલ્લો તીર્થંકર કહેવાય છે. વિરોધીઓએ તેનું જે રીતે વર્ણન કર્યું છે, તે રીતે જોતાં તેવો માણસ શી રીતે પોતાનો પંથ ફેલાવી શક્યો એ જ નવાઈ લાગે છે. તેના સિદ્ધાંત પ્રમાણે માણસમાં સારું અથવા ખોટું કાંઈ જ કરવાનું બળ, વીર્ય, પુરુષકાર કે પરાક્રમ જ નથી. ઉપાસકદશાસૂત્રમાં તો ગોસાલના અનુયાયી એક કુંભારને ભગવાન મહાવીરે માત્ર એટલી જ દલીલ કરીને સમજાવી દીધો છે કે, જો માણસમાં કશું જ કરવાનું બળ, વીર્ય ઇત્યાદિ ન હોય, તો કોઈ માણસ આવી આ તારાં વાસણ ચોરી

૧. બરાબર આવા જ શબ્દો સૂત્રકૃતાંગ ૨–૧-૧૫માં આવે છે

૨. સૂત્રકૃતાંગ ૧. ૧. ૧૧-૨ માં આવા જ શબ્દો છે.

જાય કે ભાગી નાખે, અથવા આ તારી પ્રિય સ્ત્રી સાથે વ્યભિચાર કરે, તો તારે તેની સાથે ઝઘડવા ન બેસવું. કારણ, તારે મતે માણસમાં ચોરી કરવાનું, વ્યભિચાર કરવાનું . . . કે કાંઈ પણ કરવાનું બળ નથી.

અને છતાં અશોક રાજાના શિલાલેખોમાં ત્રણ વખત આજીવિક સંપ્રદાયનો માનપૂર્ણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે તથા તેના પૌત્ર દશરથે તેમને માટે રહેવાની ગુફાઓ ભેટ આપી છે. તેમના વિરોધીઓ પણ એટલું તો કબૂલ કરે છે કે, તે લોકો અચેલક (નગ્નાવસ્થામાં રહેનારા) તપસ્વીઓ હતા; સર્વ વસ્તુઓમાં (નિર્જીવ દેખાતા જડ પદાર્થોમાં પણ) જીવ રહ્યો છે માટે તેમને ઇજા ન થાય એવી રીતે ચાલવું એમ માનતા; તથા સામાન્ય રીતે ભિક્ષા માગવા જતાં કૂતરું સામું ઊભું હોય કે માખો બણબણતી હોય, તો તેમના હિસ્સામાંથી ભાગ પાડનારા ન બનવા ખાતર, ભિક્ષા લીધા વિના ચાલ્યા જતા. મજ્ઝિમનિકાયમાં જણાવ્યું છે કે, 'આજીવિક લોકો કદી બીજાનો હુકમ માની સ્વમાનભંગ થવા દેતા નથી, તેમજ પોતાને માટે તૈયાર કરેલો ખોરાક સ્વીકારતા નથી. લોકો ખાવા બેઠા હોય ત્યાંથી અથવા દુકાળના વખતમાં ભેગા કરેલા અન્નમાંથી તેઓ ભિક્ષા માગતા નથી તથા માછલી, માંસ કે માદક પદાર્થો ખાતા નથી.' જૈનગ્રંથોમાંથી પણ આજીવિકા મેળવવા બાબતના તથા તપ વગેરેને લગતા તેમના આકરા નિયમોના પુરાવા મળે છે. ઔપપાતિક સૂત્રમાં તેમને બબ્બે ઘર છોડી, ત્રણ ત્રણ ઘર છોડીને . . . એમ સાત ઘર છોડીને ભિક્ષા લેવાનો નિયમ રાખનારા, તથા ભિક્ષામાં માત્ર કમળદંડ જ લેનારા . . . કહ્યા છે. ઠાણાંગ સૂત્રમાં તો તેમને આઠ્ઠટંક વગેરેના ઉપવાસરૂપી ઉગ્ર તપ કરનારા, પોતાની જાતનું ભાન ભૂલી ઘોર તપ કરનારા, ઘી તેલ આદિ વિકૃતિકારક રસપદાર્થોનો ત્યાગ કરનારા, અને જીભની લોલુપતા છોડી, ગમે તેવો સારો વા નરસો, રસીલો વા રસહીન ખોરાક મળ્યો હોય તેને નિરપેક્ષપણે ખાઈ લેનારા કહ્યા છે. ભગવતી સૂત્રમાં તો આજીવિક ગૃહસ્થોને પણ ઊંબરો, પીપળો વગેરેનાં ફળ ન ખાનારા, ડુંગળી-લસણ વગેરે કંદમૂલના વિવર્જક, અને ત્રસ પ્રાણીઓની હિંસાવિવર્જિત વ્યાપાર વડે આજીવિકા કરનારા જણાવ્યા છે. મહાવીર પોતે તેમનો

દાખલો આપી, પોતાના શ્રમણોપાસકોને એ બાબતમાં ધડો લેવાનું જણાવે છે.

જૈન પરંપરા ઉપરથી આપણે એટલું વિશેષ જાણી શકીએ છીએ કે, સાધક અવસ્થામાં મહાવીર અને ગોસાલ બંને છ વર્ષ સાથે જ રહ્યા હતા.[૧] જોકે, ગોસાલે મહાવીરથી બે વર્ષ પહેલાં પોતાનું જિનપદ જાહેર કરી, સંપ્રદાય પ્રવર્તાવવાનું શરૂ કર્યું હતું. છેવટે મહાવીર સાથે બખેડા કરી, મહાવીર ઉપર પોતાની યોગસિદ્ધિનો પ્રયોગ કરવા જતાં, તે જાતે દાઝી મરીને કેવી રીતે નાશ પામ્યો, એ બધી વિગતવાર હકીકત જૈન ગ્રંથોમાં સંઘરાયેલી છે. જૈન ગ્રંથોમાં તો મહાવીરના આવા કાતિલ વિરોધી બાબત સારા શબ્દો મળવાની આશા ન રખાય, પરંતુ તે બંનેના સમકાલીન બુદ્ધે પણ ગોશાલ વિષે પોતાનો મત જે આકરા શબ્દોમાં જણાવ્યો છે, તે ઉપરથી આજીવિક મત, તથા તેના સંસ્થાપકની સમાજ ઉપર કેવી બૂરી અસર પડતી — અથવા પડવાનો સંભવ હતો — તે સ્પષ્ટ થાય છે :

અંગુત્તરનિકાયના મક્ખલિવર્ગમાં બુદ્ધ કહે છે, “હે ભિક્ષુઓ! આ અવનિ ઉપર મિથ્યાદૃષ્ટિ જેવો બીજો કોઈ અહિતકર પાપી નથી. કારણ કે તે સદ્ધર્મથી વિમુખ રાખે છે. હે ભિક્ષુઓ! આવા મિથ્યાદૃષ્ટિ જીવો ઘણા છે, પણ મોઘપુરુષ ગોશાલક જેવું અન્યનું અહિત કરનાર હું બીજા કોઈને જોતો નથી. સમુદ્રમાંની જાળ જેવી રીતે અનેક માછલીઓ માટે દુ:ખદાયી, અહિતકારક, અને ઘાતક નીવડે છે, તેવી રીતે આ સંસારસાગરમાં મોઘપુરુષ ગોશાલક અનેક જીવોને ભ્રમમાં નાખીને દુ:ખદાયી અને અહિતકર નીવડે છે.

“હે ભિક્ષુઓ! જેવી રીતે વસ્ત્રોની અંદર વાળનો કામળો નિકૃષ્ટતમ છે, કારણ કે તે ગરમીમાં ગરમ થઈ જાય છે, શરદીમાં ઠંડો

૧. એ કારણે તે બંનેના સિદ્ધાંતોમાં કેટલુંક સામ્ય પણ દેખાય છે જેમકે: (૧) નિર્જીવ દેખાતા જીવપદાર્થોમાં પણ જીવ રહેલો છે, એવી માન્યતા, (૨) પ્રાણીમાત્રના રંગ પ્રમાણે ભૂરો પીળો વગેરે છ ભેદ, (જૈનોમાં તેવા લેશ્યાભેદ જાણીતા છે ) (૩) કદાચ હોય, કદાચ ન હોય, કદાચ હોય તેમજ ન પણ હોય, એવો ત્રણ રાશિવાળો વાક્યપ્રયોગ, (૪) એકેન્દ્રિય, દ્વીન્દ્રિય વગેરે વિભાગ, (૫) સત્ત્વ, ભૂત, પ્રાણ, જીવ એવી પરિભાષા, (૬) આધાકર્મ વગેરે ભિક્ષાના નિયમો.

થઈ જાય છે, તેનો રંગ પણ સારો લાગતો નથી, અને તે સહેલાઈથી હાથમાં પણ રહેતો નથી, તેવી રીતે મક્ખલિ ગોશાલકનો વાદ પણ બધા શ્રમણવાદોમાં નિકૃષ્ટતમ છે.”

આ બધા ઉપરથી એટલું તો આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે, એ જમાનામાં બીજી કશી મર્યાદા ન રહેવાથી, સ્થૂલ તપ-ધ્યાન વગેરેના બળે થોડીઘણી યોગસિદ્ધિ જેવી શક્તિ પ્રાપ્ત કરી, તેટલાથી જ કૃતાર્થતા માની, મોટા સંપ્રદાયના પ્રવર્તક બની, પ્રતિષ્ઠા અને તેની પાછળ મળતા સુખોપભોગમાં જ જીવન વીતાવવાનું, અનેકો માટે કેવું શક્ય બન્યું હતું. લોકો પણ અલ્પ બુદ્ધિથી, તેમજ ઓછી મહેનતે મોટો લાભ મેળવી લેવાની આશાએ, એ બધા ‘શ્રમણબ્રાહ્મણો’માંથી તપ, સિદ્ધિ, કે પ્રતિષ્ઠા વગેરે કોઈ એક કારણે અમુકના શ્રમણોપાસક બનવા ધાડાંબંધ દોડી જતા હશે.

બૌદ્ધ ગ્રંથોમાં ગોસાલનો સિદ્ધાંત આ પ્રમાણે વર્ણવ્યો છે :—

“પ્રાણીઓની અપવિત્રતાનું કાંઈ પણ કારણ નથી; કાંઈ હેતુ સિવાય કે કારણ સિવાય જ પ્રાણી અપવિત્ર થાય છે. પ્રાણીઓની શુદ્ધતામાં પણ કાંઈ હેતુ નથી, કે કાંઈ પણ કારણ નથી. હેતુ સિવાય, તેમ જ કારણ સિવાય જ પ્રાણી શુદ્ધ થાય છે. પોતાના કે બીજાના સામર્થ્યથી કાંઈ પણ થતું નથી. બલ નથી, વીર્ય નથી; પુરુષની શક્તિ અથવા પરાક્રમ પણ કાંઈ નથી. સર્વે સત્ત્વો, સર્વે પ્રાણો, સર્વે જીવ અવશ, દુર્બલ, અને નિર્વીર્ય છે. તેઓ નસીબ, જાતિવૈશિષ્ટ્ય અને સ્વભાવ અનુસાર બદલાય છે.[1] અને છમાંથી કોઈ પણ જાતિમાં[2] રહીને સર્વ દુઃખનો ઉપભોગ કરે છે. . . .

૧. ‘પદાર્થોની વિવિધતાનું કારણ નિયતિ, સંગતિ અને ભાવ છે.’

૨ ખાટકી, પારધી વગેરે લોકોનો कृष्ण જાતિમાં સમાવેશ થાય છે. ભિક્ષુ વગેરે કર્મવાદી લોકોનો नील જાતિમાં, એક વસ્ત્ર રાખનાર નિર્ગ્રંથોનો लोहित જાતિમાં, સફેદ વસ્ત્ર પહેરનારા અચેલક (આજીવિક) શ્રાવકોનો हरिद्र જાતિમાં, આજીવિક સાધુઓનો शुक्ल જાતિમાં, અને નંદ વચ્છ, કિસસંકિચ્ચ અને મક્ખલિ-ગોસાલ (આજીવિક સંપ્રદાયના મુખ્ય આચાર્યો)નો परम शुक्ल જાતિમાં. જૈનોનો લેશ્યાઓનો સિદ્ધાંત આ સાથે સરખાવવા જેવો છે. તેઓ પણ ગુણકર્મ અનુસાર મનોવૃત્તિના આવા રંગભેદ પાડે છે.

"૮૪ લાખ મહાકલ્પના ફેરામાં ગયા પછી ડાહ્યા અને ગાંડા બંનેના દુઃખનો નાશ થાય છે. 'આ શીલ, વ્રત, તપ અથવા બ્રહ્મચર્યથી અપરિપક્વ કર્મોને પક્વ કરી નાખીશ અથવા પરિપક્વ થયેલાં કર્મોનાં ફળો ભોગવીને નહીં જેવાં કરી નાખીશ' એવું જો કોઈ કહે, તો તે બનવાનું નથી.[1] આ સંસારનાં સુખદુઃખ પરિમિત, પાલીથી માપી શકાય એ રીતે ઠરાવેલાં (નિયત) છે. અને તે કમીજાસ્તી અથવા વત્તાંઓછાં કરાવી શકાય તેમ નથી. જે પ્રમાણે સૂતરનો દડો ફેંકતાં તે ઊકલી રહે ત્યાં સુધી જ જાય, તેમ ડાહ્યા અને મૂર્ખના દુઃખનો (સંસારના) ફેરામાં ગયા પછી જ નાશ થશે."

બૌદ્ધ ગ્રંથોમાં એના સિદ્ધાંતને સંસારશુદ્ધિવાદ કહ્યો છે.

જૈનગ્રંથોમાં તેના સિદ્ધાંત વિષે નીચેની વીગતો મળે છે. સૂત્રકૃતાંગ ૧, ૧, ૨, ૧-૩ માં નિયતિવાદ તરીકે ઓળખાવવામાં આવેલો મત આજીવિકોનો જ કહી શકાય. તે મત ત્યાં આ પ્રમાણે વર્ણવ્યો છે.

"જીવો છે એ તો સિદ્ધ થયેલી વાત છે. તેમને સુખદુઃખનો અનુભવ થાય છે, તથા તેઓ એક સ્થાનથી (શરીરથી) લુપ્ત થાય છે (અને બીજે સ્થાને પાછા ઉત્પન્ન થાય છે). પરંતુ તે સુખદુઃખ કોઈ જીવનાં જાતે કર્યાં થતાં નથી; કે નથી બીજાનાં કર્યાં થતાં. તે તો નિયતિ (દૈવ)થી થાય છે."

વળી સૂત્રકૃતાંગ ૧. ૧. ૩. ૧૧-૧૨ માં ટીકાકારને મતે ગોશાલકનો વાદ વર્ણવેલો છે. તે આ પ્રમાણે છે:—"શુદ્ધ નિષ્પાપ આત્મા (કારણ સિવાય) રાગદ્વેષાદિવાળો બની મલિન થાય છે. અને પાછો (કારણ સિવાય) સંવૃત મુનિ બની શુદ્ધ થાય છે."

સૂત્રકૃતાંગમાં બીજા શ્રુતસ્કંધમાં પુંડરિક અધ્યયનમાં, રાજા તથા અન્ય લોકોને મુક્તિનો માર્ગ બતાવવાનો દાવો કરતા આવનારા ચાર વાદીઓના મત ટાંક્યા છે. તેમાં નિયતિવાદીના મત તરીકે ટાંકેલો મત ગોશાલકનો જ જણાય છે. તે કહે છે:– "જે મૂર્ખ હોય છે તે એમ સમજે છે કે, હું જે આ દુઃખી થાઉં છું, શોક પામું છું, પિટાઉં છું,

---

૧. એવી જૈન માન્યતાનો આ વિરોધ છે. ક્રિયાવાદી ગણાતા બુદ્ધે પણ આ માન્યતાનો પ્રબળ વિરોધ (મજ્ઝિમનિકાય, ચૂળદુક્ખક્ખન્ધ સુત્તમાં) કર્યો છે.

તે બધું મારા કરેલાં કર્મનું ફળ છે. પરંતુ બુદ્ધિશાળી મનુષ્ય તેનું કારણ એમ સમજે છે કે, હું જે આ દુઃખ, શોક, પરિતાપ આદિ પામું છું, તે બધું મારા કરેલાંનું ફળ નથી. એ બધું નિયતિ પ્રમાણે બન્યા કરે છે. જીવો નિયતિને જ કારણે શરીરસંબંધ પામે છે, બાલ્ય-યૌવન-અપંગપણું-રોગ-શોક વગેરે અવસ્થાઓ ભોગવે છે, તથા એ જ પ્રમાણે નિયતિને કારણે જ પાછા શરીરથી વિખૂટા પડે છે."

સૂત્રકૃતાંગમાં બીજા શ્રુતસ્કંધમાં છઠ્ઠા અધ્યયનમાં આર્દ્રકકુમારને ગોશાલક મળે છે ત્યાં ગોશાલક મહાવીર ઉપર કેટલાક આક્ષેપ કરે છે. તે કહે છે:–

મહાવીર પહેલાં એકલો–એકાકી વિચરતો હતો; પણ હવે તે મોટાં શ્રમણોનાં ટોળાંથી વીંટાઈને ફરે છે, અને એ રીતે તેણે આરામ તથા સુરક્ષિતતાનું જીવન ઊભું કર્યું છે. આર્દ્રક તેના જવાબમાં જણાવે છે કે, સંસારનું સંપૂર્ણ સ્વરૂપ સમજી, સ્થાવરજંગમ પ્રાણીઓના કલ્યાણ માટે હજારોની વચમાં ઊભો રહી ઉપદેશ કરનાર એકાંત જ સાધતો હોય છે. શ્રમણ પોતે ક્ષાંત, દાંત, જિતેંદ્રિય તથા વાણીના ગુણદોષ જાણનારો હોય, તો હજારોની વચ્ચે ઊભા રહી ધર્મોપદેશ આપવાથી તેના એકાકીપણામાં કશો વાંધો આવતો નથી, કે તેને કશો દોષ લાગતો નથી. જવાબમાં ગોશાલક તેના જ શબ્દો વાપરીને જણાવે છે કે, તે નિયમ "અનુસાર જ અમારા સિદ્ધાંતમાં પણ ઠંડું પાણી પીવાથી, બીજ વગેરે ધાન્ય ખાવાથી, પોતાને માટે તૈયાર કરેલો આહાર ખાવાથી, તેમજ સ્ત્રીઓના સહવાસમાત્રથી, એકલા વિચારનાર તપસ્વીને પાપ લાગતું નથી." ગોશાલકના આ જવાબમાં તેના સિદ્ધાંતને લગતી એક બાબત સમાયેલી છે. મહાવીર કર્મબદ્ધ અને કર્મમુક્ત એવી બે જ અવસ્થા સ્વીકારે છે; ત્યારે ગોશાલક, બદ્ધ, ન-બદ્ધ-ન-મુક્ત, તથા મુક્ત એવી ત્રણ અવસ્થાઓ સ્વીકારે છે. સંસારી જીવો તે બદ્ધ, મહાવીર જેવા ગૃહત્યાગ કરનારા, પણ હજુ મુક્તિથી દૂર એવા લોકો તે ન-બદ્ધ-ન-મુક્ત, અને પોતાના (ગોશાલક) જેવા કર્મના લેપથી કાયમને માટે મુક્ત થયેલા તે મુક્ત. એવા પુરુષો ભિક્ષા વગેરેના તથા સ્ત્રીઓના સહવાસને લગતા વિધિનિષેધોથી પર છે, અને તેમને તે કારણે કર્મ-

બંધન થવાનો ભય નથી. આવો સિદ્ધાંત એક યા બીજે રૂપે વેદાંતીઓમાં પણ મળે છે. એ સિદ્ધાંતનાં ભયસ્થાનો ઉઘાડાં છે.

**૫. સંજય બેલટ્ઠીપુત્ત**: સંજય બુદ્ધનો સમકાલીન હતો. તે પણ પરિવ્રાજક હોઈ તીર્થંકર તરીકે પ્રસિદ્ધ હતો. બુદ્ધના મુખ્ય શિષ્યો સારિપુત્ત અને મોગ્ગલાન પ્રથમ સંજયના અનુયાયીઓ હતા એમ જણાવવામાં આવે છે. સંજયના ઉપદેશનું વલણ વિક્ષેપવાદી કે કે અજ્ઞાનવાદીનું હતું. તે કહેતો કે, "'શું પરલોક છે?' એમ મને પૂછવામાં આવે, અને 'પરલોક છે' એમ મને લાગે, તો 'પરલોક છે' એમ હું કહીશ. પરંતુ મને એમ પણ નથી લાગતું અને તેમ પણ નથી લાગતું. 'નથી' એમ પણ કાંઈ લાગતું નથી અને 'નથી એમ નથી' એમ પણ લાગતું નથી." એ જ પ્રમાણે ઔપપાતિક પ્રાણીઓ[1], સારાં અને ખોટાં કર્મોનું ફળ, તથા તથાગત મરણ પછી રહે છે કે નહિ, એ બાબતોનું પણ સમજવું.

સૂત્રકૃતાંગમાં અજ્ઞાનવાદીનું વર્ણન ૧. ૬. ૨૭; ૧. ૧૨. ૧-૨; ૨. ૨.૭૯ માં આવે છે.

આવો અજ્ઞાનવાદ મનુષ્યોને ઇંદ્રિયાતીત વસ્તુઓની વ્યર્થ ચર્ચાઓમાંથી પાછા મનુષ્યજીવનને લગતી સીધી વાતોમાં ઠેકાણે લાવવા ઘણો ઉપયોગી થઈ પડે. બુદ્ધ પણ પોતાને એવા અંતિમ પ્રશ્નોની બાબતોમાં કોઈ પૂછે ત્યારે કહેતા, 'તે વિષે હું કાંઈ કહી શકું તેમ છું એમ મેં કદી કોઈને કહ્યું નથી. તમને જગતમાં દુઃખ દેખાતું હોય અને તેમાંથી નીકળવાનો માર્ગ જોઈતો હોય તો મારી પાસે આવો. બાણ વાગ્યું હોય ત્યારે તેમાં પીંછાં કેટલાં છે અથવા તે કયા પક્ષીનાં છે, એવી નકામી ચિંતાઓમાં પડનાર મૂર્ખ છે. ખરી જરૂર, બાણ વાગ્યું છે તે જાણવાની અને તેને કાઢી નાખવાની છે!'

સબળ લોકોના હાથમાં એક ઉપયોગી સાધનની ગરજ સારી શકે તેવો એ વાદ, નિર્બળ—થાકેલા અથવા સુખૈશી લોકોના હાથમાં એક

---

૧. ગર્ભવાસ પામ્યા વિના જ પરલોકમાં જન્મનાર દેવ, નારકિ વગેરે.

વિનાશક સાધન થઈ પડે. કારણ, તેના આશરા હેઠળ, મનુષ્યજીવનના અંતિમ પ્રશ્નોની ટોકણી મુકી કરી, નિત્યપ્રાપ્ત ઐહિક જીવનમાં તથા તેનાં સુખોમાં જ મગ્ન રહેવાની સગવડ ગમે તેને મળી જાય. અને કાંઈક તેવું જ પરિણામ તે જમાનામાં આવવા પણ લાગ્યું હતું. એક વાર તેવું બન્યું, એટલે ફરી તત્ત્વજિજ્ઞાસા અને આચારને તેમને યોગ્ય સ્થાને સ્થાપી આપવાં એ ઘણું મુશ્કેલ બની જાય. તેમ કરતા પહેલાં, પ્રથમ લોકોના હાથમાં આવી પડેલું તે હથિયાર જ નકામું કરી નાખવું જોઈએ. તે કામ મહાવીરે સ્યાદ્વાદથી પાર પાડયું. સંજય કહેતો કે, કોઈ પણ વસ્તુ વિષે 'તે છે' એમ પણ ન કહી શકાય કે 'તે નથી' એમ પણ ન કહી શકાય. કે, 'તે છે અને નથી' એમ પણ ન કહી શકાય. મહાવીર ભગવાને જણાવ્યું, અલબત્ત, દરેક વસ્તુ અનંત ધર્મો યુક્ત હોવાથી, તેના કોઈ પણ અમુક ધર્મ ઉપર ભાર મૂકી, તેને વિષે નિરપેક્ષ કથન કરવા જઈએ, તો તેનાથી વિરુદ્ધ એવું કથન પણ એ રીતે અમુક દૃષ્ટિબિંદુથી કરી શકાય; અને એમ થતાં અજ્ઞાનવાદ આવીને ઊભો રહે. પરંતુ એમ કરવું એ જ ખોટું છે. અનંત ધર્મો યુક્ત વસ્તુ માટે, અમુક ધર્મની અપેક્ષાએ 'स्याद्' ('એમ પણ હોઈ શકે') એવું જ કથન સંભવી શકે. અમુક દૃષ્ટિબિંદુથી એટલે કે અમુક ધર્મની, કાળની કે ક્ષેત્રની અપેક્ષાએ કોઈ વસ્તુને આપણે 'છે' (स्यादस्ति) એમ પણ કહી શકીએ. તે જ પ્રમાણે અન્ય ધર્મની, ક્ષેત્રની કે કાળની અપેક્ષાએ તે 'નથી' (स्यान्नास्ति) એમ પણ કહી શકીએ. તથા વિવિધ દૃષ્ટિબિંદુઓ ઉપર અનુક્રમે ભાર મૂકી, તે 'છે' અને 'નથી' (स्यादस्ति, स्यान्नास्ति) એમ પણ કહી શકીએ. પરંતુ તે બંને વિરોધી પ્રયોગોને ક્રમ વિના એક જ સાથે કોઈ પણ વસ્તુની બાબતમાં સમજવા જઈએ, તો તે વસ્તુ અવક્તવ્ય (स्यादवक्तव्य) બની જાય. કારણ, બંને વિરોધી ધર્મો એક સાથે એક વસ્તુમાં ચિંતવી કે કહી શકાતા નથી. આમ એ ચારે પ્રકારોને વળી એક બીજા સાથે ભેળવતાં, બીજા નીચેના ત્રણ પ્રકારો નીકળી આવે. જેમકે અમુક દૃષ્ટિબિંદુથી વસ્તુને 'છે' એમ પણ કહી શકાય અને પાછી અવક્તવ્ય પણ કહી શકાય (स्यादस्ति, स्यादवक्तव्य); અમુક દૃષ્ટિબિંદુથી વસ્તુને 'નથી' એમ પણ કહી શકાય અને પાછી

અવક્તવ્ય કહી શકાય (स्यान्नास्ति स्यादवक्तव्य); તથા, તે જ પ્રમાણે જુદાં જુદાં દૃષ્ટિબિંદુથી તે 'છે,' 'નથી,' અને 'અવક્તવ્ય છે' એમ પણ કહી શકાય (स्यादस्ति, स्यान्नास्ति, स्यादवक्तव्य).[1]

'લોકો વસ્તુના અમુક ધર્મો ઉપર જ ભાર મૂકવા જાય છે અને બીજા ધર્મો ઉપર દુર્લક્ષ કરી, એકાંતિક કથન કરવા જાય છે; તેથી વિવિધ વિરોધોમાં સપડાઈ છેવટે અજ્ઞાનવાદ ઉપર આવીને ઊભા રહે છે. પરંતુ તેમ ન કરતાં, જો વસ્તુને અનેક ધર્મો યુક્ત સ્વીકારી લઈ, તેને વિષે અનેક સાપેક્ષ કથનો થઈ શકે એમ સ્વીકારી લઈએ, તો વસ્તુ પણ કાયમ રહે અને આપણો વ્યવહાર પણ ચાલે. જેમકે, આત્મા બધા ફેરફારોમાં કાયમ રહે છે, માટે તે કૂટસ્થ નિત્ય છે, એમ જ કહેવું એ જેમ ખોટું છે, તેમ આત્મા જે ફેરફારો રૂપે દેખાય છે તે ક્ષણિક પર્યાયો જ સાચા છે, અને તે ફેરફારો પાછળ નિત્ય કાયમ રહેનારી આત્મા જેવી વસ્તુ છે જ નહિ, એમ કહેવું એ પણ ખોટું છે. અને આમ નિત્ય આત્મા પણ નથી, તથા ક્ષણિક પણ નથી એમ દેખી, 'આત્મા જેવી વસ્તુ જ છે કે નહીં એમ કશું કહી શકાય તેમ નથી' એમ માની લેવું, એ પણ ખોટું છે. તેને બદલે દરેક વસ્તુ દ્રવ્ય અને પર્યાય ઉભયાત્મક છે, તેથી દ્રવ્યરૂપે નિત્ય છે અને પર્યાય રૂપે અનિત્ય છે એમ માનીએ, તો વસ્તુ પણ કાયમ રહે અને આપણો વ્યવહાર પણ કાયમ રહે.'

૬. **વિનયવાદ**: આ વાદનો અર્થ સમજવામાં ઘણી સમજફેર થતી જોવામાં આવે છે. વિનય એટલે આચાર વિષયક વિધાન. જૈન 'વિનયવાદ' શબ્દ જેવો જ બૌદ્ધ શબ્દ 'સીલબ્બતપરામાસ' છે. ધમ્મસંગણીમાં આ વાદને વર્ણવતાં જણાવવામાં આવ્યું છે કે, 'આ લોકો માત્ર આચારના અમુક નિયમો પાળવાથી જ શીલશુદ્ધિ થાય છે એમ માને છે.' બુદ્ધ કહે છે કે, 'અશિક્ષિત લોકો મને કેટલીક તુચ્છ અને બિનઅગત્યની વસ્તુઓ માટે વખાણે છે. જેમકે તેઓ કહે છે કે,

---

૧. જેકોબી આ વિષે ટીકા કરતાં જણાવે છે કે, જો કોઈ વિરોધી વાદીને ચૂપ કરવો ન હોય, તો કોઈ પણ તત્ત્વવિચારક આવી સામાન્ય વાત આટલા આડંબરથી રજૂ કરવાની જરૂર દેખી શકે ખરો?

ગૌતમ પ્રાણીવધ અને જીવહિંસાનો ત્યાગ કરનારો હોઈ, કોઈ આપે તેટલું જ લે છે . . . ઇત્યાદિ. પરંતુ આવી સ્થૂલ બાબતો કરતાં બીજી વધુ મહત્ત્વની, સૂક્ષ્મ અને ગહન વસ્તુઓ માટે ખરી રીતે તથાગતને વખાણવો જોઈએ.' ઉગ્ગહમાન કહેતો કે, "કાયાથી કાંઈ પાપ ન કરે, વાણીથી કોઈને પીડા થાય તેવા શબ્દો ન બોલે, મનમાં કાંઈ પાપવૃત્તિ ન રાખે અને સદાચારી હોય, તો તેવો માણસ સંપન્નકુશલ એટલે કે 'કરવાનું બધું કરી ચૂકેલો' કહેવાય." ત્યારે બુદ્ધે કહ્યું કે, જો એમ હોય તો તરત અવતરેલું બાળક બધા નીતિનિયમો પાળનાર, સદાચારી, કૃતકૃત્ય, સંપન્નકુશલ અને અનુપમ શ્રમણ ઠરે. કારણ, તેને શરીરનું ખાસ ભાન હોતું નથી કે જેથી તે કાયિક પાપ કરે. તેને ભાષા જ નથી હોતી એટલે વાચિક પાપ પણ તે ક્યાંથી કરે? અને તેને મન પણ નથી હોતું એટલે તે મલિન વૃત્તિ પણ ક્યાંથી રાખે?

કેટલાક લોકો આચાર ઉપર જ ભાર મૂકી, આચારનું મૂળ જે જ્ઞાન, તેના તરફ દુર્લક્ષ કરતા. તેમનો વિરોધ કરીને બુદ્ધે જણાવ્યું છે કે, માત્ર પાપકૃત્ય ન કરનાર માણસ ધાર્મિક ન કહી શકાય. તે કહેતા કે, 'ચેતના વદામિ કમ્મં.' યાજ્ઞવલ્કયે પણ કહ્યું છે કે, 'જેવો સંકલ્પ તેવું કર્મ.' કોઈપણ કર્મને કર્મ ત્યારે જ કહેવાય કે, જ્યારે તે મનુષ્યના સંકલ્પમાંથી નીપજ્યું હોય, તેની પાછળ અમુક હેતુ હોય, અને તે અમુક નિશ્ચિત લક્ષ્ય સિદ્ધ કરતું હોય.

તે જમાનામાં સ્મૃતિકારોએ આચારના અમુક વિધિઓના પાલન ઉપર જ ભાર મૂકવા માંડ્યો હશે તથા લોકો પણ તે વિધિઓના પાલનને ધર્મસર્વસ્વ માની, તે આચારના હેતુ અને લક્ષ્ય તરફ બેદરકાર બન્યા હશે; એટલે મહાવીર વગેરેને તેમની સામે વિરોધ કરવો પડ્યો હશે. તત્ત્વાર્થરાજવાર્ત્તિકમાં વિનયવાદીઓનાં જે નામ આપ્યાં છે, તેમાં સ્મૃતિકારો જેવાં નામો જ આપણને મુખ્યત્વે જણાઈ આવે છે. જેમ કે: વસિષ્ઠ, પારાશર, જાતુકર્ણિ, વાલ્મીકિ, રોમર્ષિ, સત્યદત્ત, વ્યાસ, એલાપુત્ર, ઔપમન્યવ, ઐંદ્રદત્ત, અયસ્થૂણ ઇત્યાદિ.

૬

આ બધા વાદોનો અને વાદીઓનો પરિચય અહીં સુધી કરતા આવેલા વાચકને એટલું લાગ્યા વિના તો નહિ રહે કે, જે જમાનામાં આવી ધૃષ્ટ કલ્પનાઓ અને અને એટલા જ ધૃષ્ટ આચારો શક્ય બન્યાં હશે, તે જમાનો, બીજું કાંઈ નહિ તો તાત્ત્વિક સિદ્ધાંતોની બાબતમાં બહુ ઉત્સુક હોવો જોઈએ. એક પછી એક વાદીઓ પોતપોતાના વાદો અને અનુયાયીઓનાં ઝૂંડ લઈને, ગામ બહાર ઉદ્યાનોમાં આવીને પડાવ નાખતા હોય અને પોતપોતાના વાદોનો ઉપદેશથી અને આચારથી બેધડક પ્રચાર કરતા હોય, તે વસ્તુસ્થિતિ શક્ય બનવાને એટલું તો કબૂલ રાખવું જ જોઈએ કે, આમપ્રજા એ બાબતમાં કાંઈ પણ સાંભળવાને, જાણવાને કે આચરવાને ઉત્સુક તો હતી જ. તે વખતના બધા જ વાદીઓ લોકભાષામાં જ પોતપોતાના સિદ્ધાંતો કહેતા માલૂમ પડે છે, તેનો અર્થ પણ એ જ છે. તત્ત્વજ્ઞાન અમુક વર્ગ કે શાસ્ત્રોની જ મિલકત ગણાતું હોય, ત્યાં આવું ન બને. તે વખતનું બધું તત્ત્વજ્ઞાન આમપ્રજા માટે છે, તથા આમપ્રજાને ઉદ્દેશીને બોલાયેલું છે. તે વખતની બોધપદ્ધતિ પણ એને જ અનુરૂપ હોતી. સૂત્રકૃતાંગમાં જીવહિંસાની કરપીણતા બતાવવા આપણો તત્ત્વજ્ઞ, બધા વાદીઓ બેઠા હોય છે ત્યાં, બળતા અંગારા ભરેલી લોઢાની કઢાઈ લાવીને ધરે છે અને દરેકને તે કઢાઈ ખુલ્લા હાથ વડે પકડવાનું કહે છે. બધા દાઝવાની બીકે તેને હાથમાં લેવાની ના પાડે છે. ત્યારે તે તેમને કહી બતાવે છે કે, 'વાહ ! જેમ તમને દુઃખ અપ્રિય છે અને તમે દુઃખથી બચવા ચાહો છો, તેમ બીજાં પ્રાણીઓને પણ દુઃખ અપ્રિય છે અને તેઓ પણ તેનાથી બચવા ચાહે છે. માટે હવે જે જાણીજોઈને જીવહિંસા કરશે, તે જન્મોજન્મ અનંત દુઃખ પામશે !'

બ્રાહ્મણયુગમાં જે જ્ઞાન યજ્ઞના પુરોહિતોમાં જ છાનું રહ્યું હતું, તથા ઉપનિષદ્કાળમાં જે જ્ઞાન અરણ્યવાસી મુનિ અને તેના સેંકડો શિષ્યોમાંથી કોઈ લાયક અધિકારી પૂરતું જ નિયત રહ્યું હતું, તે તત્ત્વજ્ઞાન હવે આમપ્રજામાં ધસડાઈ આવ્યું છે. અને તેના ફાયદા તેમજ ગેરફાયદા હવે આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ. અમુક અમુક નિયત મર્યાદાઓમાં

જ સુંદર લાગતો અમે તેવો મોટો સિદ્ધાંત પણ હવે સામાન્ય જનસમુદાય આગળ ખુલ્લામાં તપાસાય છે. પરિણામે, સામાન્ય બુદ્ધિ તેનો જે અર્થ સમજી શકે અને સ્વીકારી શકે તે જ અર્થમાં તે સિદ્ધાંત રૂઢ થાય છે અને તેથી ગમે તેવા સારા સિદ્ધાંતો પણ તેમની છેલ્લી હદે લઈ જવાતા આપણે જોઈ શકીએ છીએ. બીજી બાજુથી, આડંબરી છતાં ચતુર વાદીઓ પણ લોકોને વધારે ગૂંચવવામાં ઓછો ફાળો નથી આપી રહ્યા. બોલવામાં અમુક પ્રકારની ચાલાકી અને ધૃષ્ટતા, તથા આચારમાં તે જમાનામાં જ્ઞાનીનાં લક્ષણ તરીકે સ્વીકૃત થયેલાં કઠોર તપશ્ચર્યા અને બાહ્ય સંન્યાસ પોતાના જીવનમાં એક વાર દેખાડી બતાવે, એટલે તીર્થંકર તરીકે પ્રતિષ્ઠા મળે, અને ત્યાર પછી તેના ગમે તેવા અધૂરા કે વિપરીત સિદ્ધાંતો પણ વેદવાક્ય જ ઠરે.

અને તે લોકો જાણી જોઈને જ તેમ કરતા હતા એમ પણ નહોતું. સૂત્રકૃતાંગમાં જ (૨–૧) એ વાત ભારપૂર્વક નોંધી છે કે, 'પ્રથમ તો તે લોકોના મનમાં એવો નિશ્ચય હોય છે કે, આપણે શ્રમણ થઈ હિંસાદિથી વિરત થઈશું તથા અનંત સુખનો માર્ગ પ્રાપ્ત કરીશું. પરંતુ પછી સાચો માર્ગ ઝટ ન મળવાથી તથા અંતરમાંથી ભૌતિક સુખોની લાલસા દૂર થઈ ન હોવાથી, તે લોકો આ પાર કે પેલે પાર પહોંચવાને બદલે અધવચ જ કામભોગોમાં ડૂબી જાય છે.

આથી જ, ઉત્તમ પણ અજા ઉપરાંતનાં ધ્યેયો ગમે તેવા બિન-અધિકારી આગળ રજૂ ન કરવાની કાળજી રાખવાનો તથા તેવાં ધ્યેયો અમુક અધિકારી વર્ગ કે પુરુષોમાં જ મર્યાદિત કરવાનો પ્રયત્ન વારંવાર ઇતિહાસમાં થતો આપણને માલૂમ પડે છે. પરંતુ, પરિસ્થિતિમાં ફેરફારો થતાં થતાં તે મર્યાદા તોડવાનો પ્રસંગ આવીને ઊભો રહે છે. તે વખતે સામો પ્રત્યાઘાત થઈ, અમુક વર્ગ પૂરતી મર્યાદિત થયેલી તે મૂડી આખા સમુદાયને વહેંચી નાખવામાં આવે છે; અને એક વાર તો પ્રજા ગાંડી બની—પોતાના વિજયના ઉત્સાહમાં આંધળી બની—તે ધ્યેયો પાછળ દોડવા લાગે છે. આપણે જે યુગની વાત કરી રહ્યા છીએ, તેમાં પણ તેવું જ કંઈક થતું આપણને માલૂમ પડે છે. તેથી જ આખી પ્રજાને ઉત્સાહમાં આવી, અતીંદ્રિય ધ્યેયો પાછળ, ગમે તેટલા અસંભવિત

લાગતા ત્યાગો કરીને તથા કઠોરમાં કઠોર સંયમો અને તપસ્યાઓને પણ ન ગણકારીને, દોડતી આપણે જોઈએ છીએ.

પરંતુ આખી પ્રજા એવાં ધ્યેયો પાછળ લાંબો વખત દોડી શકે નહીં. પરિણામે આપણે ટૂંક સમયમાં જ વિવિધ વિકૃતિઓ પેદા થતી સ્પષ્ટ દેખી શકીએ છીએ. ધીમેધીમે તો ભરતીને ઠેકાણે ઓટ જ આવતી આપણે દેખીએ છીએ. અને તેથી, એક વાર જેટલા જોરથી પ્રજા તે ઇંદ્રિયાતીત ધ્યેયો પાછળ દોડી હતી, તેટલા જ જોરથી તે પાછી સ્થૂલ ભૌતિક ધ્યેયો અને ઐહિક જીવનને જ રજૂ કરતા સિદ્ધાંતોને વળગતી દેખાય છે. પરિણામે તેવા ભૌતિક વાદો ઉપરાંત પ્રજાના ઉન્માર્ગે થયેલા પ્રબળ પ્રયત્નને અંતે આવેલી નિષ્ફળતા અને હતાશાના સૂચક નિયતિવાદ અને અજ્ઞાનવાદ પણ તેમના સ્થૂલમાં સ્થૂલ સ્વરૂપે પ્રચારમાં આવતા આપણને દેખાય છે.

એક વાર પ્રજા આમ થાકીને તથા હતાશ બનીને પુરુષાર્થહીનતા તથા બધા જ પ્રકારના પ્રશ્નોની બાબતમાં આંખો મીંચવા તરફ જ વળી, એટલે તેને ફરી સચેત તથા પુરુષાર્થયુક્ત કરવાનું કામ કેટલું મુશ્કેલ બની જાય, તે સહેજે સમજાય એવું છે. આમ તે સમયનો પ્રશ્ન દ્વિવિધ બની જાય છે. એક બાજુ, મૂંઝાયેલા તથા થાકેલા જે લોકો અજ્ઞાનવાદ સ્વીકારી, ઐહિક સુખોમાં જ મૂઢ થઈ બેઠા છે, તેમનામાં ફરી સાચી તત્ત્વજિજ્ઞાસા જાગૃત કરવાની છે તથા તેમને સંયમધર્મમાં સ્થાપિત કરવાના છે. બીજી બાજુ, જે મોટો ભાગ હજુ તે દોડ અવળે માર્ગે ચાલુ રાખી રહ્યો છે, તેને યોગ્ય દિશા આપવાની છે.

એવા કટોકટીના સમયમાં જે મહાપુરુષોએ જીવનભરના પુરુષાર્થથી પ્રજાનું તે કામ બજાવી આપ્યું, તેમાંના ભગવાન મહાવીર એક હતા.

૭

મહાવીરને સમકાલીન સાહિત્યમાં ‘નિગ્ગંથ નાતપુત્ત’ એટલે કે, ‘જ્ઞાત નામના રાજવંશમાં જન્મેલા નિર્ગ્રંથ તપસ્વી’ એ નામથી ઓળખવામાં આવે છે. ઘણી વાર તેમને કાશ્યપ કે વૈશાલીય પણ કહેવામાં આવે છે. વર્ધમાન એ તેમનું માતપિતાએ આપેલું મૂળ નામ હતું અને મહાવીર, વીર, જિન, અર્હંત વગેરે નામો તેમને તેમના પ્રબળ પુરુષાર્થ

અને વિજયને લીધે મળ્યાં હતાં. તેમને કાસ્યપ નામ તેમના ગોત્રને લીધે મળેલું છે અને વૈશાલીય નામ તેમના વૈશાલી નગરી સાથેના સંબંધને લીધે મળેલું છે. ઈ. સ. પૂર્વે સાતમા સૈકાના અરસામાં ગંગા નદીને ઉત્તર કાંઠે લિચ્છવીઓનું એક પ્રતાપી ગણસત્તાક રાજ્ય અસ્તિત્વમાં આવ્યું હતું. તેની રાજધાની વૈશાલીમાં હતી. (અત્યારે પટણાથી નજીક આવેલા બસાર ગામને વૈશાલીનું અવશેષ માનવામાં આવે છે.) લિચ્છવીઓનું ગણસત્તાક રાજ્ય તે વખતે આઠ નાનાં નાનાં ક્ષત્રિયકુળોનું એક સમૂહતંત્ર હતું. તે દરેકના મુખિયાઓ ભેગા મળી, તેનો રાજકારભાર ચલાવતા, અને પોતામાંથી એકને રાજા તરીકે ચૂંટી કાઢતા. જ્ઞાત વંશ એ આઠ કુળોમાંનો એક હતો. અને તે લોકો મુખ્યત્વે કુંડપુર (વૈશાલી)ની ઉત્તર-પૂર્વમાં આવેલા કોલ્લાગ નામના સંનિવેશમાં રહેતા હોવાથી, તે ભાગ પણ નાય-કુલ 'જ્ઞાતવંશી ક્ષત્રિયોનું ઘર' કહેવાતો. મહાવીરના પિતા સિદ્ધાર્થ જ્ઞાતલોકોના તે વખતે અગ્રણી હતા અને તેમનું લગ્ન તે વખતના વૈશાલીના રાજા ચેટકની બહેન ત્રિશલાદેવી સાથે થયું હતું. મહાવીરનો જન્મ ઈ. સ. પૂ. ૫૯૯માં ચૈત્ર સુદ ૧૩ ને દિવસે થયો હતો. તેમનો ગર્ભવાસ થતાં કુટુંબની સંપત્તિ, યશ, કીર્તિ વગેરે વધતાં ચાલ્યાં, એટલે તેમનું નામ વર્ધમાન પાડવામાં આવ્યું હતું.

યોગ્ય વયે તે યશોદા નામની ક્ષત્રિયકુમારીને પરણ્યા, અને તેમને પ્રિયદર્શના નામની પુત્રી જન્મી. દિગંબરો મહાવીરસ્વામીના લગ્નની વાત નથી સ્વીકારતા. તેમની માન્યતા પ્રમાણે નાનપણથી જ તે વૈરાગ્યવાન હતા અને આઠ વર્ષની વયે તો જૈન શ્રાવકનાં બાર વ્રતો* તેમણે સ્વીકાર્યાં હતાં.

---

* (૧) પાંચ અણુવ્રતો: હિંસા, જૂઠ, ચૌર્ય, મૈથુન અને પરિગ્રહનો ત્યાગ. (૨) ત્રણ ગુણવ્રતો: પ્રવૃત્તિની દિશાઓ મર્યાદિત કરવી, ઉપભોગપરિભોગના પ્રમાણને નિયમિત કરવું, તથા નિરર્થક પાપક્રિયાનો ત્યાગ કરવો. (૩) ચાર શિક્ષાવ્રતો: અમુક કાળ પર્યંત સ્થિર થઈ ધ્યાનમાં બેસવા રૂપી સામાયિક વ્રત, પ્રવૃત્તિઓના ક્ષેત્રને મર્યાદિત કરવા રૂપી દેશાવકાશિક વ્રત, આઠમ-ચૌદશ-પૂનમ અને અમાવાસ્યાને દિવસે ઉપવાસ કરી સાધુજીવન ગાળવારૂપી પોષધ વ્રત, અને શ્રમણ નિર્ગ્રંથોને જોઈતી વસ્તુઓ પૂરી પાડવા રૂપી અતિથિસંવિભાગ વ્રત.

શ્વેતાંબરો જણાવે છે કે, પોતાનામાં તીવ્ર વૈરાગ્ય હોવા છતાં, માતાપિતાના જીવનકાળ દરમ્યાન સંન્યાસ ન લેવાના સંકલ્પને કારણે તેમણે ૩૦ વર્ષ બાદ સંન્યાસ લીધો. દિગંબરો પણ ૩૦મે વર્ષે તેમણે દીક્ષા લીધી એ બાબતમાં એકમત છે. પરંતુ તેઓ જણાવે છે કે, મહાવીરે માતાપિતાના જીવનકાળ દરમ્યાન જ સંસારત્યાગ કર્યો હતો.

આચારાંગ સૂત્રમાં જણાવ્યા પ્રમાણે જ્ઞાતવંશી ક્ષત્રિયો ૨૫૦ વર્ષ પૂર્વે* થઈ ગયેલા પાર્શ્વનાથના સંપ્રદાયના અનુયાયીઓ હતા. એટલે સ્વાભાવિક રીતે મહાવીરે શરૂઆતમાં પાર્શ્વનાથનો જ આચાર સ્વીકાર્યો હશે. પાર્શ્વનાથના અનુયાયીઓ વસ્ત્રો પહેરતા, પરંતુ પછીથી તે સંપ્રદાયના સાધુઓની આચારશિથિલતાથી કંટાળી અથવા વધુ ઉગ્ર તપશ્ચર્યા કરવા મહાવીરે વસ્ત્રનો અને તેમના સંસર્ગનો ત્યાગ કર્યો હશે, અને એકલા જ કઠોર સંયમધર્મ આચરતા વિચરવા લાગ્યા હશે. એટલી હકીકત આપણે જુદી જુદી દંતકથાઓમાંથી તારવી શકીએ છીએ. દિગંબરો એમ માને છે કે, દીક્ષાને સમયે જ તેમણે તમામ વસ્ત્રોનો ત્યાગ કર્યો હતો.

ત્યાર બાદ તેમનો આજીવિક સંપ્રદાયના ગોસાલ સાથે ભેટો થયો અને તે બંને છ વર્ષ સુધી સાથે રહ્યા. પછી કાંઈ મતભેદને કારણે તે બંને છૂટા પડી ગયા. ચોમાસાના ચાર મહિના બાદ કરતાં તે એક જગાએથી બીજી જગાએ એમ વિચર્યા કરતા. ગામડામાં કદી એક રાતથી વધારે નહોતા રહેતા અને શહેરમાં પાંચ રાતથી વધુ નહોતા રહેતા. એક ઠેકાણે પડી રહેતા સાધુ માટે કેવાં પ્રલોભનો ઊભાં થાય છે તેનો તેમને પાર્શ્વનાથના સાધુઓના જીવન ઉપરથી ખ્યાલ આવી ગયો હશે, એટલે એ બાબતમાં તે બહુ સાવચેત હતા. સૂત્રકૃતાંગમાં પણ સાધુને જ્યાં જ્યાં ઉપદેશ આપ્યો છે, ત્યાં ત્યાં અંતે આ શબ્દો આવે જ છે કે, "આમ કરતા કરતા તેણે મોક્ષ થતા સુધી વિચરવું."

આ પ્રમાણે ભિક્ષુજીવનમાં, તપશ્ચર્યામાં અને આત્મચિંતનમાં બાર વર્ષ ગાળ્યા બાદ, ૧૩મે વર્ષે એક દિવસ પારસનાથની ટેકરીઓ પાસેના

---

*મહાવીરના નિર્વાણ પહેલાં ૨૫૦ વર્ષે પાર્શ્વનાથનું નિર્વાણ થયું કહેવાય છે.

જૃંભક ગ્રામમાં તેમણે ઉતારો કર્યો હતો. ત્યાં એક જૂના મંદિરની આસપાસ ખેતર આવેલું હતું અને તેમાં થઈને ઋજુવાલુકા નામની નદી વહેતી હતી. બપોરનો સમય હતો અને મહાવીર એક શાલવૃક્ષની છાયામાં ધ્યાનમગ્ન થઈ બેઠા હતા. તેમને અઢી દિવસના ઉપવાસ થયા હતા. તે વખતે અચાનક જે પડદો તેમનામાં આવરણ ઊભું કરી રહ્યો હતો, તે સરી જતાં, તેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું અને તેમની દીર્ઘ તપશ્ચર્યા સફળ થઈ. તેમનાં જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યને રૂંધનારાં કર્મોના છેક છેલ્લા અંશનો પણ નાશ થઈ ગયો અને તે મુક્ત બન્યા. બાકીનું જીવન તેમણે સફળતાથી ઉપદેશ કરવામાં અને અવળે માર્ગે ચડેલા કે મોહનિદ્રામાં પડેલા જનસમુદાયને જગાડવામાં કે સન્માર્ગે વાળવામાં ગાળ્યું. આમ વિચરતાં વિચરતાં ૭૨ મા વર્ષે ઈ. સ. પૂર્વે ૫૨૭માં, તે પાવાપુરીમાં નિર્વાણ પામ્યા.*

જૈનો પોતાના ધર્મના ૨૪ તીર્થંકરો માને છે. મહાવીર એ ચોવીસમા અને પાર્શ્વનાથ એ તેવીસમા. પાર્શ્વનાથ ઈ. સ. પૂર્વે ૮૭૭ માં બનારસના ઇક્ષ્વાકુવંશના રાજા અશ્વસેનને ત્યાં જન્મ્યા હતા એવી પરંપરા છે. તેમણે પણ ૩૦ વર્ષે સંસારત્યાગ કર્યો હતો અને ૮૩ દિવસનાં કઠોર તપ અને ધ્યાન પછી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. પછી ઉપદેશાદિ દ્વારા ઘણાં મનુષ્યોને પોતાના પંથમાં લાવી, સો વર્ષની વયે દેહત્યાગ કર્યો હતો. તેમનો ધર્મ ચાતુર્યામસંવર કહેવાય છે. કારણ, તેમના ધર્મમાં અહિંસા, સત્ય, અસ્તેય અને અપરિગ્રહ એ ચાર જ વ્રતો સ્વીકારવામાં આવ્યાં હતાં, અને બ્રહ્મચર્ય વ્રતનો અપરિગ્રહ વગેરેમાં સમાવેશ કરી લેવામાં આવ્યો હતો. પરંતુ તેમના મૃત્યુ પછી, મહાવીરના સમય સુધીમાં[1] તે સંપ્રદાયના સાધુઓમાં તેને કારણે ભ્રષ્ટતા દાખલ થઈ ચૂકી હતી. તેથી મહાવીરે બ્રહ્મચર્યને પાંચમા વ્રત તરીકે દાખલ કર્યું અને 'પ્રતિક્રમણ વિધિ' એટલે ગુરુ આગળ દોષની કબૂલાત કરી

* જુઓ પુસ્તકને અંતે પરિશિષ્ટ.

૧ પાર્શ્વ–શુભદત્ત–હરિદત્ત–આર્યસુભદ્ર– પ્રભ–અને કેશિ, એવી શિષ્યપરંપરા છે. તેમાંના છેલ્લા કેશિ એ મહાવીરના સમકાલીન હતા.

તેનું પ્રાયશ્ચિત્ત સ્વીકારવાનો વિધિ સ્થાપિત કર્યો. આમ મહાવીરે નવો પંથ સ્થાપ્યો એમ કહેવાને બદલે પાર્શ્વનાથના ધર્મનો સંસ્કાર કર્યો એમ કહેવું વધુ ઉચિત છે. અને જૈન પરંપરા પણ મહાવીરને પાર્શ્વનાથની હારમાં ૨૪ મા તીર્થંકર તરીકે મૂકી, એ વસ્તુ સ્પષ્ટ કરે છે.

જૈન પરંપરા ઋષભદેવને જૈન ધર્મના આદિ તીર્થંકર માને છે. એટલું તો નક્કી કે મહાવીર અને પાર્શ્વનાથની પહેલાં પણ જૈન ધર્મ કોઈ સ્વરૂપમાં હશે જ. મહાવીર અને પાર્શ્વનાથ એ બંને ઐતિહાસિક વ્યક્તિઓ હતી. બીજા બાવીસ તીર્થંકરોમાંથી ઋષભદેવ, અજિતનાથ અને અરિષ્ટનેમિ એ ત્રણનાં નામ યજુર્વેદમાં આવે છે. તેમજ ભાગવત પુરાણમાં, જૈન ધર્મના સંસ્થાપક ઋષભદેવનો ઉલ્લેખ મળે છે. પરંતુ જૈન પરંપરા પાર્શ્વનાથની પહેલાંના ૨૨મા તીર્થંકર નેમિનાથને જ પાર્શ્વનાથના નિર્વાણ પહેલાં ૮૩, ૭૫૦ વર્ષ પૂર્વે નિર્વાણ પામેલા કહીને, ઐતિહાસિક કાલમર્યાદાનું ઉલ્લંઘન કરી જાય છે.

૮

હવે આપણે ભગવાન મહાવીરના મુખ્ય સિદ્ધાંત તરફ પાછા વળીએ. મહાવીર પોતાના વાદને ક્રિયાવાદ કહે છે, અને તેને બીજાઓના અક્રિયાવાદ, અજ્ઞાનવાદ કે વિનયવાદથી જુદો પાડે છે. તે કહે છે: "માણસ જે આમ દુ:ખી થાય છે, શોક પામે છે, ઝૂરે છે, પિટાય છે, પીડાય છે, અને પરિતાપ પામે છે, તે બધું તેના પોતાના કરેલાનું ફળ છે. દુ:ખ પોતાનું કરેલું થાય છે, બીજાનું કરેલું થતું નથી. તેમ જ મોક્ષ પણ જ્ઞાન અને તદનુસાર ચારિત્ર્યથી પ્રાપ્ત થાય છે. આ વિવિધ પ્રાણીઓ જે સંસારની અંદર વિવિધ પ્રવૃત્તિ કરી રહ્યાં છે, તે શાશ્વત છે. પ્રાણીઓ પોતપોતાનાં કર્મોનું ફળ પૂરેપૂરું ભોગવી રહે, ત્યાં સુધી તે શાશ્વત સંસારમાં વારંવાર જન્મ પામ્યા કરે છે . . . આ જન્મમરણનું ચક્ર વિષમ છે, અને કામ ક્રોધ વગેરે વિષયોમાં ખૂંપી ગયેલા જીવો તેમાંથી સહેલાઈથી છૂટી શકતા નથી. આવા જગતમાં, પ્રાણીમાત્રના ચક્ષુરૂપ સર્વજ્ઞ સંતપુરુષો જ, જગતનું અને કર્મનું સત્ય સ્વરૂપ જાણીને, તે ચક્રનો અંત લાવે છે. તેઓ નાના કે મોટા પ્રાણોને પોતાના જેવા ગણે છે અને પ્રયત્નપૂર્વક તેમને સહેજ

પણ ઉન્ન થવા દેતા નથી. જગતના જ્યોતિરૂપ તેવા મહાત્માની સમીપમાં રહીને ધર્મનું સ્વરૂપ જાણવું. તે મહાપુરુષો જગતને, જીવોની ગતિ–અગતિને, જન્મ–મરણને તેમજ પ્રાણીઓના પરલોકમાં થતા જન્મોને જાણે છે; ત્યાં જીવને ભોગવવાં પડતાં દુઃખો જાણે છે; કર્મ કેવી રીતે આત્મામાં દાખલ થાય છે, તેમજ તેને કેવી રીતે રોકી શકાય છે તે જાણે છે; ટૂંકમાં, દુઃખ તેમ જ તેનો નાશ, ઉભયને જાણે છે. તેવા પુરુષો જ 'ક્રિયાવાદ' શીખવવાને અધિકારી છે."

ક્રિયાવાદનું કાંઈક આવું વર્ણન સૂત્રકૃતાંગ ૧. ૧૨ માં આવેલું છે, તેટલા ઉપરથી આપણે મહાવીરના વાદનો કાંઈક ખ્યાલ બાંધી શકીએ છીએ. તેમાં જીવ અને જગતની શાશ્વતતા જણાવી છે; તથા, જીવ કર્મો કરી શકે તેવો સ્વતંત્ર છે, અને દુઃખસુખ બીજા કોઈનું કરાવ્યું થતું નથી, તે વસ્તુ સ્વીકારી છે. ઉપરાંત તેમાં, બંધને સત્ય અને વાસ્તવિક કહેવા છતાં આત્યંતિક મોક્ષની શક્યતા પણ સ્વીકારી છે.

એ ટૂંક વર્ણનમાંથી આપણે જૈન તત્ત્વજ્ઞાનમાં સ્વીકારાયેલાં ૭ તત્ત્વો સહેજે તારવી શકીએ. તે સાતે તત્ત્વો ક્રિયાવાદને સ્થાપિત કરવા તથા તેને અનુકૂળ એવા સ્વરૂપમાં જ દર્શાવેલાં છે, એ આ ઉપરથી તરત દેખાઈ આવે છે. પ્રથમ તો ક્રિયાની શક્યતા માટે તે ક્રિયાનો કરનાર (૧) ચેતન જીવ જોઈએ; અને પછી તે ક્રિયાના આધારરૂપ જગત અથવા (૨) અજીવ તત્ત્વ જોઈએ. તે જીવ નિર્ગુણ, નિષ્ક્રિય નથી, તેમ ક્ષણિક પણ નથી. પરંતુ નિત્ય હોવા છતાં વિવિધ ક્રિયાઓ કરીને પાપી, પુણ્યશાળી, સુખી, દુઃખી વગેરે અવસ્થાઓ પામી શકે તેવો છે.*

---

*જીવ નિત્ય હોવા છતાં પરિણામી શી રીતે હોઈ શકે એવી ન્યાયશાસ્ત્રની દલીલને અહીં અવકાશ નથી. ક્રિયાવાદ સ્થાપવો હોય તો જીવ નિત્ય પણ હોવો જોઈએ અને પરિણામી પણ હોવો જોઈએ. અજીવ તત્ત્વ પણ, જીવનાં કર્મ ભોગવાઈ રહે ત્યાં સુધી ટકી રહે તેવું, એટલે કે, જીવની પેઠે નિત્ય માનવું જોઈએ. તે બંનેને કોણે સર્જ્યાં એવો પ્રશ્ન ઊભો કરવાની જરૂર નથી. કારણ, તે બંનેના કારણ તરીકે ઈશ્વરને માનીને પાછો તેને સ્વયંભૂ માનવો, તેના કરતાં જીવ-અજીવ તત્ત્વોને જ સ્વયંભૂ માની લેવામાં શો વાંધો છે?

જીવ અને અજીવ એ બે તત્ત્વો સ્વીકાર્યાં એટલે તે બંનેનાથી શકય બનતી ક્રિયાને કારણે જીવ કર્મયુક્ત બનવાનો. જૈન માન્યતામાં કર્મ એ ભૌતિક રજકણ જેવી વસ્તુ છે. અને શુભઅશુભ દરેક પ્રકારની ક્રિયા વખતે તે સૂક્ષ્મ કર્મરજકણો આત્મામાં દાખલ થાય છે અને તેલવાળા શરીર ઉપર ધૂળ ચોંટે તેમ તેને ચોંટે છે. એ કર્મરજકણોથી જીવાત્માનું મૂળ શુદ્ધ સ્વરૂપ મલિન થયેલું છે. બીજા શબ્દોમાં, તે કર્મરજકણો આત્માના શુદ્ધ સ્વરૂપને આવરે છે, અને તેને કારણે જીવ વિવિધ વાસનાઓ અને અપૂર્ણતાઓવાળો બને છે. આમ વિવિધ ક્રિયાઓ દ્વારા કર્મનો આત્મામાં 'આસ્રવ' થતો હોવાથી ત્રીજું તત્ત્વ તે 'આસ્રવ.' આસ્રવ એ જીવ અજીવ જેવો પદાર્થ ન હોવા છતાં તેને તત્ત્વ કહેવાનું કારણ એ છે કે, અહીં તત્ત્વનો અર્થ 'મોક્ષપ્રાપ્તિમાં ઉપયોગી એવું જ્ઞેય' એવો લેવામાં આવ્યો છે. 'આસ્રવ'ની વાસ્તવિકતા સ્વીકારો એટલે 'બંધ'ની વાસ્તવિકતા પણ સ્વીકારવી જ જોઈએ. એટલે 'બંધ' એ ચોથું તત્ત્વ. પરંતુ પ્રબળ પુરુષાર્થથી કર્મરજને આવતી રોકી શકાય અને સમૂળગી નષ્ટ પણ કરી શકાય. એટલે 'સંવર' અને 'નિર્જરા' એ પાંચમું તથા ૬ ઠું તત્ત્વ થયાં. અને કર્મરજ નષ્ટ થતાં આત્મા તેના બંધનમાંથી મુક્ત થાય, એટલે સાતમું 'મોક્ષ' તત્ત્વ પણ આવીને ઊભું રહ્યું.

વાચક જોઈ શકશે કે આ તત્ત્વોની આખી સંકલના તથા તેમનું સ્વરૂપ ન્યાયશાસ્ત્રની આવશ્યકતા અનુસાર નહિ, પરંતુ મોક્ષાર્થે પુરુષાર્થની શકયતા બતાવવા અથવા ક્રિયાવાદની આવશ્યકતા અનુસાર કલ્પવામાં આવ્યાં છે. જે જમાનામાં તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો સૂક્ષ્મમાં સૂક્ષ્મ સ્વરૂપે ચર્ચવામાં આવતા હતા, તે જમાનામાં આટલા સીધા સરળ સિદ્ધાંતો લઈને હાજર થવું, એ ભારે બહાદુરીની વાત છે. સાચે જ, જૈન તત્ત્વો એ જમાનામાં ગાંધીજીના રેંટિયા જેવાં લાગતાં હશે. અને છતાં વ્યાપક યંત્રયુગના વીસમી સદીના જમાનામાં એ સીધા સાદા રેંટિયાને પ્રજા સમક્ષ ધરનાર મહાપુરુષની હિંમત વખાણવી કે તેની પાછળ રહેલું સત્ય વખાણવું?

મહાવીર ભગવાને જે સિદ્ધાંતો પ્રજા આગળ રજૂ કર્યાં, તેમાં કાંઈ જ નવીન નહોતું. એ સિદ્ધાંતો ત્યાર આગમચ જુદા જુદા વાદોમાં જુદે જુદે સ્વરૂપે સ્વીકારવામાં આવેલા જ હતા. ઉપનિષદોમાં તેમાંનો એકેએક સિદ્ધાંત આવી ગયેલો બતાવી શકાય તેમ છે. છતાં, અગત્યની વસ્તુને બીજી બિનઅગત્યની અથવા તો અંતિમ અવસ્થાની તથા વીરલા જ અનુભવી શકે તેવી વસ્તુઓ સાથે ભેળવી દેવાથી પ્રજાનો જે બુદ્ધિભ્રંશ થતો હતો, તે જોઈ લઈ, આવશ્યક વસ્તુઓ જ પ્રજા આગળ મૂકવાની વિચક્ષણતા અને કુશળતા બતાવનારે, નવું નથી કર્યું એમ પણ કેમ કહી શકાય? અને નવું હો કે ન હો, પણ તેમણે જે કર્યું તે કેટલું અગત્યનું હતું તે વિષે તો બે મત હોઈ શકે જ નહિ. તે મહા–વીરના પ્રબળ પુરુષાર્થથી સેંકડોથી ગણાતા વાદીઓનાં અને હજારોની સંખ્યામાં ગણાતા તેમના અનુયાયીઓનાં નામ પણ અત્યારે હંમેશને માટે ભારત-વર્ષના ઇતિહાસમાંથી લુપ્ત થઈ ગયાં છે.

૯

પરંતુ મહાવીર ભગવાનને ઉપર જણાવેલા આ ક્રિયાવાદીઓ, અજ્ઞાનવાદીઓ કે વિનયવાદીઓ સાથે જ યુદ્ધ કરવાનું નહોતું. તે જમાનામાં ક્રિયાવાદી કહી શકાય તેવા વાદીઓ પણ પોતાની કાંઈક શિથિલતાઓ અથવા પ્રમાદને કારણે લોકોની અધોગતિમાં ઓછી મદદ કરી રહ્યા નહોતા. એ વાત તો બધા જ કબૂલ કરી શકે કે, કોઈ પણ ક્રિયાના સારા નરસાપણાનો આધાર તેના બાહ્ય પરિણામ કરતાં તેની પાછળ રહેલા હેતુઓ ઉપર વધારે રહેલો છે. ડૂબતા માણસને બચાવવા કોઈ પૂરમાં ઝંપલાવે; તે ભલે અંતે તેને બચાવી ન શકે, પરંતુ તેથી કરીને તેના પ્રયત્નની કિંમત કાંઈ ઓછી થઈ શકે નહિ. પરંતુ જ્યારે માનસિક હેતુઓની શુદ્ધતાના બહાના હેઠળ શારીરિક ક્રિયાઓ તરફ દુર્લક્ષ કરવામાં આવે, અથવા તો અપ્રત્યક્ષ રીતે પણ જાણી જોઈને પાપક્રિયા જ કરવામાં આવે, ત્યારે એ સિદ્ધાંતને પડતો મૂકી, બાહ્ય ક્રિયાને પણ તેટલી જ અગત્યની ગણી તેના ઉપર ભાર મૂકવો પડે.

અત્યારે, જૈન લોકોની જંતુઓ ન મરવા દેવા માટેની વધારે પડતી કાળજી જોઈ, તેમની ઓછી ઠેકડી નથી કરવામાં આવતી. તે વખતે પણ સમકાલીન બૌદ્ધો વગેરેએ તેમની ઓછી ઠેકડી નથી કરી. અજાણતાં થતી હિંસાની ક્ષમ્યતા કદાચ આપણે સ્વીકારી શકીએ. પણ કઈ હિંસાને અજાણતાં થયેલી ગણવી તેને વિષે એકમત થવાય ખરું? અને તેનો દુરુપયોગ કરવા ઇચ્છનારાને એ સિદ્ધાંત હેઠળ ઊંટનાં ઊંટ ચાલ્યા જાય તેવા દરવાજા ન મળી આવે? સૂત્રકૃતાંગમાં જે વર્ણન મળે છે, તે ઉપરથી ચોખ્ખું દેખાઈ આવે છે કે, તે વખતે ભિક્ષુઓ અચૂક તે પ્રમાણે કરવા જ લાગ્યા હતા. એટલે ભગવાન મહાવીરે ઠેકડીનું જોખમ વહોરી લઈને પણ, શારીરિક ક્રિયાની શુદ્ધિઅશુદ્ધિ ઉપર પણ વાચિક અને માનસિક ક્રિયા જેટલો જ ભાર મૂક્યો અને પ્રમાદ અથવા દુરુપયોગનાં બારણાં હંમેશને માટે બંધ કરી દીધાં.

એક દાખલો બસ થશે. તે વખતે ભિક્ષુસંઘોને ગૃહસ્થીઓ ભોજન માટે નિમંત્રણ આપતા. બૌદ્ધ ભિક્ષુઓ તેવાં નિમંત્રણો સ્વીકારતા. તે વખતે માંસાહાર તો પ્રચલિત હતો જ. એટલે ગૃહસ્થો ભિક્ષુઓના સત્કાર માટે સૂત્રકૃતાંગની ભાષામાં, 'સ્થૂળ અને પુષ્ટ ઘેટો મારી, તેના માંસને મીઠું નાખી, તેલમાં તળી, પીપર ભભરાવી' તૈયાર કરતા અને 'તે માંસને સારી પેઠે ઠાંસતા છતા, અમે પાપથી લેપાતા નથી,' એવું તે ભિક્ષુઓ માનતા. અત્યારે પણ તિબેટ, બ્રહ્મદેશ વગેરે દેશોમાં અહિંસક બૌદ્ધો બજારમાં વેચાતું માંસ ખરીદી, પોતે અહિંસક રહેવાનો સંતોષ પ્રાપ્ત કરે છે. કારણ કે બકરું કંઈ તેમણે પોતાને હાથે માર્યું નથી!

ભગવાન મહાવીરે એ વસ્તુનો તોડ એક જ સપાટે કાઢ્યો; અને તે, નિમંત્રણ સ્વીકારવાની પદ્ધતિ બંધ કરીને. પોતે ગમે તે ઠેકાણે અચાનક જઈને ઊભા રહેવું અને ગૃહસ્થે પોતાને માટે જે કાંઈ તૈયાર કર્યું હોય, તેમાંથી વધ્યુંઘટ્યું અથવાં તે આપી શકે તેમ હોય તે મેળવીને પોતાનો નિર્વાહ ચલાવવો. જૈનભિક્ષુઓ પાણી પણ સીધું જળાશયમાંથી લેતા નહિ. પરંતુ બીજા કોઈએ વાસણ વગેરે ધોવામાં વાપર્યું હોય તેવું — નિર્જીવ થયેલું — પાણી વાપરતા. 'ઠંડું પાણી ન વાપરવું' તેનો

અર્થ એ જ કે સજીવ પાણી ન પીવું. નિર્જીવ પાણીનો અર્થ સામાન્ય રીતે ઉકાળેલું — ગરમ કરેલું — પાણી એવો કરવામાં આવે છે.

આ ક્રિયાવાદીઓ સાથેની ચર્ચા સૂત્રકૃતાંગમાં ઠેર ઠેર આવેલી છે. અને તેના વિવિધ જવાબ જુદે જુદે સ્થળે આપેલા છે. પરંતુ છેક છેવટે, મહાવીર ભગવાન એક સીધો જવાબ આપી દે છે; અને તે એ કે, ખાસ વ્રત — નિયમ — લઈને જે જે પાપ કે હિંસાનો ત્યાગ મનુષ્યે નથી કર્યો, તે તે પાપ કે હિંસાને માટે મનુષ્ય જવાબદાર છે જ. 'વનસ્પતિ વગેરે જીવોમાં પાપપુણ્યનો વિચાર કરવાની શક્તિ નથી એમ કહેવામાં આવે છે, તે જ પ્રમાણે કેટલાક મૂઢ મનુષ્યોમાં સ્વપ્નામાં પડેલા માણસ જેટલા પણ હોંસ હોતા નથી; છતાં તેઓ પણ તેમનાં બધાં કર્મો માટે જવાબદાર છે.' અન્ય ક્રિયાવાદીઓની શિથિલતાના ઉપાય તરીકે જ મહાવીરભગવાનને સામી આટલી હદે તીવ્રતા બતાવવી પડી હશે, અને તેથી જ અહિંસામાં અનેક ધર્મો માનતા હોવા છતાં, એકલા જૈન ધર્મમાં જ પ્રવૃત્તિનું ક્ષેત્ર ઘટાડતા જવાનું, મુસાફરીની દિશાઓ નિયંત્રિત કરવાનું, તેમ જ ઉપભોગપરિભોગની વસ્તુઓ નિયત કરવાનું — એવાં વ્રતો માલૂમ પડે છે.

## ૧૦

અંતમાં આ અનુવાદ વિષે બે બોલ કહેવાની જરૂર છે:

આ અનુવાદ કરવામાં પો. જેકોબીના અનુવાદનો તેમજ પંડિત બેચરદાસે 'પુરાતત્ત્વ' ત્રૈમાસિકમાં લખેલા લેખોનો ઘણો ઉપયોગ કર્યો છે, તેની અત્રે નોંધ લેવી આવશ્યક છે. છતાં ઘણી જગ્યાએ યોગ્ય લાગતા જુદા અર્થો પણ કર્યા છે; પરંતુ તે સબળ લાગતાં પ્રમાણોને આધારે જ કર્યા છે. યોગ્ય સ્થળોએ નોંધ તથા ટિપ્પણો પણ આપ્યાં છે. તે વાચકને ઉપયોગી થઈ પડશે એવી આશા છે.

આ સૂત્રનાં અન્ય ગૂજરાતી ભાષાંતરો થયાં જાણમાં નથી. સૂત્રકૃતાંગની ટીકાનો સળંગ અનુવાદ પાંચ ભાગમાં બહાર પડ્યો છે, પરંતુ તે સૂત્રકૃતાંગસૂત્રનો અનુવાદ નથી. જૂની ટીકાઓમાં ટીકાકાર સૂત્રનો સળંગ અર્થ કદી નથી આપતા, પરંતુ અમુક શબ્દો ઉપર

વિવેચન કરે છે. ઉપર જણાવેલા અનુવાદમાં ટીકાના અર્થ પ્રમાણે સૂત્રની નીચે શબ્દાર્થ પણ આપ્યો હોત, તો વાચકવર્ગને તે પુસ્તક કાંઈક ઉપયોગી થઈ પડત. ટીકાના અનુવાદ વગેરે વિષે અહીં કશું કહેવાની આવશ્યકતા નથી.

શરૂઆતમાં જ જણાવ્યું હતું તેમ, સૂત્રકૃતાંગમાં મોક્ષાર્થની સાથે સાથે જ પરવાદીઓના વાદોનું ખંડનમંડન છે. પરંતુ તેથી તેનું વાચન અરસિક બને તેવું નથી. આ ઉપોદ્ઘાતમાં પરવાદીઓનો થોડોઘણો પરિચય મેળવી લીધા પછી તો તે ચર્ચા વળી વધુ રસિક થઈ પડવાનો સંભવ છે. મહાવીર ભગવાનના સાચા ઋણની કિંમત તો તેથી જ આંકી શકાય તેમ છે, તે ઉપર જણાવી આવ્યા છીએ. સન્મતિતર્કના કર્તાએ તો પોતાના પુસ્તકને અંતે જિન-વચનને પ્રણામ કરતાં એ વસ્તુને જિનવચનની વિશિષ્ટતારૂપે જણાવી છે. પરવાદીઓની જાળમાંથી પ્રજાને બચાવી, તથા તેમના સિદ્ધાંતોનો સમન્વય બતાવી, જિન સિદ્ધાંતે લોકોની અને તે વાદીઓની પોતાની ઓછી સેવા નથી બજાવી. એટલે આપણે પણ સન્મતિકારના શબ્દોમાં જ ભક્તિભાવે જિન સિદ્ધાંતને આપણા પ્રણામ નિવેદિત કરી, આ પ્રસ્તાવના પૂરી કરીએ.

भद्दं मिच्छादंसणसमूहमइयस्स अमयसारस्स ।
जिणवयणस्स भगवओ संविग्गसुहाहिगम्मस्स ॥

सन्मति० ६९ ॥

—મિથ્યાદર્શનોના સમૂહરૂપ, અમૃત આપનાર, અને મુમુક્ષુઓ વડે અનાયાસે સમજી શકાય એવા પૂજ્ય જિનવચનનું ભદ્ર હો!

# પરિશિષ્ટ ૧

## શ્વેતાંબરોના ૪૫ આગમ ગ્રંથો

### ૧૧ 'અંગ' ગ્રંથો

*૧. આચારાંગ સૂત્ર ( આયારાંગ ) : સાધુઓના આચાર, ગોચર, વિધિ, વિનય, ભાષા, સંયમ, આહારની માત્રા વગેરે.

૨. સૂત્રકૃતાંગ સૂત્ર ( સૂયગડાંગ ): આ ગ્રંથ પોતે જ.

૩. સ્થાનાંગ સૂત્ર ( ઠાણાંગ ) : જૈન ધર્મના પદાર્થોની સંખ્યાનુક્રમે ગણના અને વ્યાખ્યા.

૪. સામવાયાંગ સૂત્ર : ,, ,,

*૫. વ્યાખ્યાપ્રજ્ઞપ્ત્યંગ ( વિયાહપન્નત્તિ ) : સંવાદો અને કથાઓ દ્વારા જીવ આદિ તત્ત્વોની પ્રરૂપણા.

*૬. જ્ઞાતાધર્મકથાંગ (નાયાધમ્મકહાઓ ) : કથાઓ અને ઉદાહરણો દ્વારા ધર્મનો ઉપદેશ.

*૭. ઉપાસકદશાંગ ( ઉવાસગદસાઓ) : જૈન ધર્મના ૧૦ ઉપાસકોનાં જીવન.

*૮. અંતકૃદ્દશાંગ (અંતગડદસાઓ): કર્મક્ષય કરનાર દશ સાધુઓની કથા.

*૯. અનુત્તરૌપપાતિકદશાંગ (અનુત્તરોવવાઇયદસાઓ): સર્વોચ્ચ સ્વર્ગ પામેલા દશ આચાર્યોની કથા.

૧૦. પ્રશ્નવ્યાકરણાંગ ( પન્હાવાગરણાઇ ): પાંચ મહાપાપો અને પાંચ મહાવ્રતોનું વર્ણન.

*૧૧. વિપાકસૂત્રાંગ (વિવાગસૂયમ્) : કર્મફળના ભોગ વિષેની કથાઓ.

બારમું 'અંગ' દૃષ્ટિવાદ (દિટ્ઠિવાઅ) જે લુપ્ત થઈ ગયેલું કહેવાય છે, તેના વિષયોનું વર્ણન બીજા ગ્રંથોમાં મળી આવે છે. તે આ પ્રમાણે છે. તેના નીચે પ્રમાણે પાંચ ભાગ છે :

(क) પરિક્રમ : સૂત્રોનો અર્થ બરાબર સમજવા માટેની પૂર્વતૈયારીઓ. દિગંબરોને મતે તેમાં ચંદ્ર, સૂર્ય, જંબુદ્વીપ વગેરે દ્વીપો અને સાગરો તથા જીવ અજીવ વગેરે તત્ત્વોનું વર્ણન છે.

(ख) સૂત્ર : તેમાં સાચા અને ખોટા વાદો દેખાડનાર સૂત્રો છે.

---

* આ સૂત્રોનો અનુવાદ આ ગ્રંથાવલીમાં પ્રસિદ્ધ થયેલો છે.

(ग) અનુયોગ : તેમાં ધાર્મિક મહાપુરુષોની કથાઓ છે.

(घ) પૂર્વગત : આ વિભાગમાં પહેલાં જણાવેલાં ૧૪ પૂર્વોનો સમાવેશ થાય છે. તે દરેકના વિષયો અનુક્રમે નીચે પ્રમાણે છે : જીવ, પુદ્ગલ, કાલ વગેરે દ્રવ્યનાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય; તત્ત્વો, પદાર્થો અને દ્રવ્યો; જીવાદિકની તથા ચક્રવર્તી, બળદેવ આદિની શક્તિ; સપ્તભંગીથી જીવાદિ દ્રવ્યોની વિચારણા; સત્ય અને મિથ્યા જ્ઞાન; સત્ય અને અસત્ય ભાષા; આત્માનું નિશ્ચય અને વ્યવહારનયથી સ્વરૂપ; કર્મ; પ્રત્યાખ્યાન–વ્રત, તપ આદિ, સમિતિ, ગુપ્તિ; અનેક પ્રકારની વિદ્યાઓ અને વિજ્ઞાનો; કલ્યાણરૂપ ફલમાં કારણ ૬૩ શલાકા પુરુષોની જીવનકથા; ઔષધ; પ્રાણોનું સ્વરૂપ; સંયમાદિ ક્રિયાઓ; લોક અને તેમનું ગણિત.

(ङ) ચૂલિકા : તે ટીકા જેવી છે. દિગંબરોને મતે તેમાં જળ થંભાવવાની, તેમાંથી પાર નીકળવાની, અગ્નિને ખાવાની, મંત્રસાધનાથી દૂર દેશ જઈ શકવાની, ચમત્કારો કરવાની, સિંહ, હાથી વગેરેનું રૂપ ધારણ કરવાની, વનસ્પતિ અને ધાતુનાં રૂપ બદલવાની અને આકાશમાં ઊડવાની વગેરે જુદી જુદી સિદ્ધિઓ મેળવવાની વિદ્યાઓનું વર્ણન છે.

## ૧૨ ઉપાંગો

૧. ઔપપાતિક (ઓવવાઇય): મહાવીરનાં દર્શને કોણિક રાજા ગયેલો તેનું અને દેવલોકમાં જન્મ કેમ પામી શકાય તેનું વર્ણન.

૨. રાજપ્રશ્નીય (રાયપસેણઇજ્જ): પાર્શ્વનાથના અનુયાયી કેશિએ, પ્રદેશી રાજાને જૈનધર્મમાં આણ્યો; પછી તે સૂર્યાભ નામનો દેવ થયો અને તેણે મહાવીરનું સન્માન કર્યું, તેની કથા.

૩. જીવાભિગમ : જગતનું અને તેમાં વસતા જીવોનું વર્ણન.

૪. પ્રજ્ઞાપના(પન્નવણા) : જીવનાં રૂપ, ગુણ વગેરે અનેક બાબતોનું વર્ણન.

૫. સૂર્યપ્રજ્ઞપ્તિ (સૂરિયપન્નત્તિ): સૂર્ય અને ગ્રહનક્ષત્રનું વર્ણન.

૬. જમ્બુદ્વીપપ્રજ્ઞપ્તિ (જમ્બુદ્દીવપન્નત્તિ): જંબુદ્વીપનું અને પ્રાચીન રાજાઓનું વર્ણન.

૭. ચંદ્રપ્રજ્ઞપ્તિ (ચંદપન્નત્તિ): ચંદ્ર અને ગ્રહનક્ષત્રોનું વર્ણન.

૮. નિરયાવલી : જે દશ કુમારો ઓરમાન ભાઈ રાજા કુણિક સાથે મળી, પોતાના દાદા વૈશાલીના રાજા ચેટક સાથે યુદ્ધમાં ઊતર્યા, માર્યા ગયા, અને નરકમાં ઊપજ્યા, તેમનું વર્ણન.

૯. કલ્પાવતંસિકા (કપ્પાવદંસિઆઓ): એ જ રાજાના પુત્રો સાધુ થયા અને વિવિધ સ્વર્ગમાં ગયા તેનું વર્ણન.

૧૦. પુષ્પિકા : (પુપ્ફિઆઓ) : જે દેવોએ મહાવીરની પૂજા કરી તેમના પૂર્વજન્મની કથાઓ.
૧૧. પુષ્પચૂલિકા : (પુપ્ફચૂલિઆઓ) : ઉપરના જેવી જ કથાઓ.
૧૨. વૃષ્ણિદશાઃ (વન્હિદસાઓ) : તીર્થંકર અરિષ્ટનેમિએ વૃષ્ણિવંશના દશ રાજાઓને જૈન ધર્મમાં આણ્યા એની કથા.

## ૧૦ પ્રકીર્ણો

૧. ચતુઃશરણ (ચઉસરણ) : પ્રાર્થના અને પ્રાયશ્ચિત્ત વિષે.
૨. આતુર પ્રત્યાખ્યાન (આઉર પચ્ચકખાન): જ્ઞાનીઓના અંત સમયના પ્રયત્નો.
૩. ભક્તપરિજ્ઞા (ભત્તપરિણ્ણા) : ઉપરના વિષયને લગતો વિધિ.
૪. સંસ્તારક (સંથારગ) : મૃત્યુની ઇચ્છાએ જ્ઞાનીઓ જે કુશાસન ઉપર સૂતા તેનું વર્ણન.
૫. તંદુલવૈતાલિકા (તંદુલવેયાલિયા) : શરીરવિદ્યા, ગર્ભવિદ્યા ઇત્યાદિ.
૬. ચન્દ્રવેધ્યક (ચન્દાવિજ્ઝય) : ગુરુશિષ્યના ગુણો, પ્રયત્નો ઇત્યાદિ.
૭. દેવેન્દ્રસ્તવ (દેવિન્દત્થવ) : સ્વર્ગના રાજાઓની ગણના.
૮. ગણિવિદ્યા (ગણિવિજ્જા) : ફલિત, જ્યોતિષ ઇત્યાદિ.
૯. મહાપ્રત્યાખ્યાન (મહાપચ્ચકખાન) : પ્રાયશ્ચિત્ત ઇત્યાદિ.
૧૦. વીરસ્તવ (વીરત્થવ) : મહાવીરની નામાવલી.

## ૬ છેદસૂત્રો

૧. નિશીથ (નિસીહ) : સાધુઓના ધર્મો અને દોષોનાં પ્રાયશ્ચિત્તો.
૨. મહાનિશીથ (મહાનિસીહ) : પાપ તથા પ્રાયશ્ચિત્ત.
૩. વ્યવહાર (વવહાર) : શાસનના વિધિ.
૪. આચારદશાઃ (આયારદસાઓ) અથવા દશાશ્રુતસ્કંધ : આચારના વિધિ. આ ગ્રંથનો નવમો અધ્યાય ભદ્રબાહુ રચિત 'કલ્પસૂત્ર' છે. તેમાં તીર્થંકરોનાં જીવનચરિત્રો, સાધુઓના આચાર વિષયક નિયમો તથા સંપ્રદાયોનાં નામોનું વર્ણન છે.
૫. બૃહત્કલ્પસૂત્ર : સાધુઓ અને સાધ્વીઓ માટેના વિધિ.
૬. પંચકલ્પ (પંચકપ્પ) : ઉપર પ્રમાણે. કેટલાક જીતકલ્પને છઠ્ઠું છેદસૂત્ર કહે છે.

## ૨ સૂત્રો

૧. નંદિસૂત્ર : જ્ઞાનના પાંચ પ્રકારનું વર્ણન.
૨. અનુયોગદ્વારસૂત્ર (અનુઓગદાર) : વિદ્યાસર્વસ્વનું વર્ણન.

## ૪ મૂલસૂત્રો

૧. ઉત્તરાધ્યયન (ઉત્તરજ્ઝયન): સિદ્ધાંતો ઉપર કથાઓ, દૃષ્ટાન્તો, ઉપમાઓ, સંવાદો અને ઉપદેશો.

૨. આવશ્યક (આવસ્સય): દિનચર્યાના આવશ્યક વિધિઓ ઇત્યાદિ.

૩. દશવૈકાલિક (દસવેયાલિય): સાધુજીવનના નિયમો.

૪. પિણ્ડનિર્યુક્તિ (પિંડનિજ્જુત્તિ): સાધુઓએ દાન સ્વીકારવાના વિધિ. કેટલાક તેને ઓઘનિર્યુક્તિ પણ કહે છે.

આ ૪૫ ઉપરાંત બીજાં ૨૦ પ્રકીર્ણ, ૧૨ નિર્યુક્તિ અને બીજા કેટલાક ગ્રંથો ઉમેરીને એકંદરે ૮૪ ધર્મગ્રંથોની ગણના પણ કરવામાં આવે છે.

શ્વેતાંબરોમાં પણ, સ્થાનકવાસી[૧] સંપ્રદાયવાળા દશ પ્રકીર્ણો તથા છઠ્ઠા છેદસૂત્રને અને પિંડનિર્યુક્તિને પ્રમાણભૂત નથી માનતા. તેમના ધર્મગ્રંથોની સંખ્યા એ હિસાબે ૩૨ છે.

---

૧. એ સંપ્રદાય મૂર્તિપૂજાના વિરોધમાંથી ઉદ્ભવેલો. ઈ. સ. ૧૪૭૪ના અરસામાં અમદાવાદના લોંકાશાહે પ્રતિમાપૂજનનો વિરોધ કર્યો. અને ત્યાર બાદ તેમના પંથના ફાંટા તરીકે સ્થાનકવાસી કે ઢૂંઢિયા સંપ્રદાય ઊભો થયો. લોંકાશાહ વ્યવહારસૂત્રને પણ આગમગ્રંથ તરીકે નહોતા સ્વીકારતા.

# પરિશિષ્ટ ૨

## દિગંબરોની માન્યતા પ્રમાણે આગમ ગ્રંથો

જે પ્રાચીન ગ્રંથો લુપ્ત થઈ ગયા છે, તેમને સ્થાને દિગમ્બરોએ કેટલાક અર્વાચીન ગ્રંથોને પ્રમાણભૂત સિદ્ધાંતગ્રંથો તરીકે સ્વીકાર્યા છે. તેમના ચાર વર્ગ છે: (૧) ઇતિહાસ, (૨) વિશ્વવ્યાખ્યાન, (૩) તત્ત્વજ્ઞાન, (૪) નીતિ. આ ચાર વર્ગને દિગમ્બરો ચાર વેદ કહે છે. એ બધા ગ્રંથો ઈ. સ. ૯૦૦ની પૂર્વે રચાયેલા છે. તે ગ્રંથો નીચે પ્રમાણે છે:

૧. ઇતિહાસ (પ્રથમાનુયોગ): રવિસેનનું પદ્મપુરાણ (ઈ. સ. ૬૫૦ ?), જિનસેનનું હરિવંશપુરાણ અને આદિપુરાણ (૭૮૩); ગુણભદ્રનું ઉત્તરપુરાણ (૮૭૯.)

૨. વિશ્વવ્યાખ્યાન (કરણાનુયોગ): સૂર્યપ્રજ્ઞપ્તિ, ચન્દ્રપ્રજ્ઞપ્તિ, જયધવલ.

૩. તત્ત્વજ્ઞાન (દ્રવ્યાનુયોગ): કુન્દકુન્દનાં પ્રવચનસાર, સમયસાર, નિયમસાર, પંચાસ્તિકાય; ઉમાસ્વાતિનું તત્ત્વાર્થાધિગમસૂત્ર, અને સમન્તભદ્ર (૬૦૦), પૂજ્યપાદ (૭૦૦), અકલંક (૭૫૦), વિદ્યાનન્દ (૮૦૦) વગેરેએ એના ઉપર લખેલી ટીકાઓ; સમન્તભદ્રની આપ્તમીમાંસા (૬૦૦), અને અકલંક, વિદ્યાનંદ વગેરેએ એના ઉપર લખેલી ટીકાઓ.

૪. નીતિ (ચરણાનુયોગ): વટ્ટેકરનો મૂલાચાર અને ત્રિવર્ણાચાર; સમન્તભદ્રનો રત્નકરણ્ડશ્રાવકાચાર (૬૦૦).

# અધ્યયન ૧ લું[1]

## જુદા જુદા વાદો

### ૧

"જીવના બંધનનું કારણ જાણી, તેને દૂર કરવું જોઈએ."

એ પરથી જંબુસ્વામીએ શ્રીસુધર્મસ્વામીને પૂછ્યું: "મહારાજ! મહાવીર ભગવાને બંધન કોને કહ્યું છે? અને શું જાણવાથી તે ટળે?" [૧]

શ્રીસુધર્માએ ઉત્તર આપ્યો:— હે આયુષ્યમન્! જ્યાં સુધી માણસ જડચેતન[2] વસ્તુઓમાં થોડીઘણી પણ પરિગ્રહબુદ્ધિવાળો[3] હોય છે, કે બીજાના પરિગ્રહમાં અનુમતિવાળો છે, ત્યાં સુધી તે દુઃખમાંથી છૂટી શકતો નથી. કારણ કે આસક્તિવાળો – પરિગ્રહી મનુષ્ય પોતાને ઇષ્ટ વસ્તુ મેળવવામાં તેને સંરક્ષવામાં કે ભોગવવામાં અવશ્ય અન્ય પ્રાણીઓની હિંસા કરે છે, કે બીજા પાસે કરાવે છે, કે કરનાર કોઈને અનુમતિ આપે છે; આમ તેનું વેર વધ્યે જાય છે. પોતાના કુળમાં[4] કે સગાંસંબંધીમાં મમતાવાળો મનુષ્ય, નવી નવી આસક્તિઓ વધારતો છેવટે નાશ પામે છે. ધન વગેરે પદાર્થો કે સગાંસંબંધી થોડાં જ તેને કર્મફળ ભોગવવામાંથી બચાવી શકવાનાં હતાં કે, તેનું શરણ થઈ શકવાનાં હતાં?

---

૧. ભદ્રબાહુ-નિર્યુક્તિના મત પ્રમાણે આ પ્રથમ અધ્યયનમાં કયા કયા વાદો કહેલા છે, તેની વિગત માટે જુઓ આ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧

૨. મૂળ: चित्तवान् અને अचित। જૈન માન્યતા પ્રમાણે, પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ વગેરે જડ દેખાતા પદાર્થો પણ જીવયુક્ત તો છે જ; પરંતુ તેઓમાં ચિત્ત ન હોવાથી, પુરુષાર્થ સાધવાની શક્તિ નથી.

૩. એટલે કે આસક્ત. જુઓ તત્ત્વાર્થસૂત્ર ૭. ૧૨: मूर्छा परिग्रहः। "પદાર્થોમાં આસક્તિ તેનું નામ પરિગ્રહ"

૪ શીલાંકદેવ ટીકાકાર (વિ. સં. ૯૩૩) કુલના દાખલા તરીકે રાઠોડ વગેરે [राष्ट्रकूटकुलादौ] જણાવે છે.

આમ જાણીને, બુદ્ધિમાન મનુષ્યો પોતાના જીવનનું સાચું મહત્ત્વ વિચારી, આવાં કર્મબંધનનાં કારણોથી દૂર રહે છે. [૨-૫]

પરંતુ આ સદ્બોધને[1] ન ગણકારી, કેટલાક અજ્ઞાન શ્રમણો ને બ્રાહ્મણો[2] પોતપોતાને ફાવતા મતમતાંતરોને વળગી રહે છે, અને કામભોગોમાં રાચ્યા કરે છે. કેટલાક કહે છે કે, 'આ જગતમાં જે છે તે પૃથ્વી, પાણી, તેજ, વાયુ ને આકાશ એ પાંચ ભૂતોમાત્ર છે.'[3] (આત્મા જેવી કોઈ જુદી વસ્તુ નથી, કે જેને કરેલાં કર્મનાં ફળ પરલોકમાં ભોગવવાં પડવાનાં હોય. માટે આ પંચભૂત જ્યાં સુધી શરીર રૂપે સ્થિત છે, ત્યાં સુધી મારો, કાપો, ખોદો, બાળો, ગમે તે કરો — પણ સુખ ભોગવો. આ જગતથી પર બીજો કોઈ પરલોક નથી, કે જન્મ નથી.) [૬-૭]

કેટલાક એવું માને છે કે, એ પાંચમહાભૂતો (શરીરાકારે પરિણત થાય છે, ત્યારે તેઓ)માંથી એક ચેતન દેહી-આત્મા ઉત્પન્ન થાય છે. પ્રત્યેક શરીર દીઠ આખો જુદો આત્મા છે. પંચભૂતો શરીરાકારે રહે છે ત્યાં સુધી જ આત્મા રહે છે, અને પંચભૂતો શરીરાકારે નાશ પામતાં, તેનો પણ નાશ થાય છે. (મરેલા શરીરને કાઠડીમાં બાંધી ચાર જણા ઉપાડી જાય છે, અને બાળી નાખે છે. તે બળી ગયા પછી ભૂખરા રંગનાં હાડકાં બાકી રહે છે,– અને પેલા ચાર જણા ઘેર પાછા ફરે છે. આમ શરીરના નાશ પછી શરીરથી જુદો એવો આત્મા બાકી રહેતો નથી, કે જેને પરલોકમાં કર્મફળ ભોગવવાં પડે. માટે જ્યાં સુધી શરીર છે, જીવ છે, ત્યાં સુધી મારો કાપો — ગમે તે કરો, પણ સુખ ભોગવો.)જ્ઞાની

---

૧. મૂળમાં 'ગ્રંથો' શબ્દ છે. તેનો અર્થ સિદ્ધાંતો પણ થાય, તેમજ જૈન આગમગ્રંથો પણ થાય.

૨. બૌદ્ધ ગ્રંથોની પેઠે અહીં પણ श्रमणब्राह्मण એવો ભેગો શબ્દ, "જુદા જુદા પંથોના પ્રચારક" એવા સામાન્ય અર્થમાં જ વપરાયો છે.

૩. મૂળમાં આ મતનું કાંઈ નામ નથી. બીજા ખંડમાં (૨. ૧. ૨૦) આ મતને મૂળમાં 'પંચમહાભૂતિક' તરીકે ઉલ્લેખ્યો છે. નિર્યુક્તિકાર ભદ્રબાહુએ (ઈ. સ. પૂ. ૨૯૭ કે ઈ. સ.નું ૪થું સૈકું.) આ વિભાગને 'પંચમહાભૂત' નો કહ્યો છે અને ટીકાકાર શીલાંકદેવે આને ચાર્વાક કે બાર્હસ્પત્ય મત કહ્યો છે.

હો કે અજ્ઞાની હો, શરીર છે ત્યાં સુધી છે; શરીરના નાશ પછી નથી. પુનર્જન્મ કોઈ પામતું નથી. આમ આ લોકથી પર બીજો કોઈ લોક (અથવા જન્મ) નથી; એટલે (પછીથી જેનું ફળ ભોગવવું પડે છે એવું) પુણ્ય પણ નથી કે પાપ પણ નથી. શરીરનો નાશ થતાં શરીરી (કહેવાતા જીવ)નો પણ નાશ થાય છે.[1] [૮, ૧૧,-૧૨]

બીજા કેટલાક મંદબુદ્ધિવાળા આસક્ત લોકો એમ જણાવે છે કે, 'ઘડો, ઠીકરું, ઇંટ આદિરૂપે એક જ માટી જેમ અનેકરૂપ દેખાય છે, તેમ જ આ પશુપક્ષી, વનવૃક્ષાદિ અનેક રૂપે દેખાતું વિશ્વ એક આત્મારૂપ જ છે.' (પરંતુ તેમનું કહેવું સાચું હોય, તો પછી) પાપકર્મ કરનારને પોતાને જ તેનું ફળ ભોગવવું પડે છે — બીજા બધાને નહીં — (એ નિયમ શી રીતે ઘટી શકે?)[2] [૯—૧૦]

કેટલાક બીજા ધૃષ્ટતાપૂર્વક કહે છે કે, 'કરવા-કરાવવા વગેરેની ક્રિયાઓ આત્મા નથી કરતો. એ તો અકર્તા છે!'[3] [૧૩]

---

૧. મૂળમાં આ વાદનું કશું નામ નથી. પરંતુ નિર્યુક્તિકાર તેમજ ટીકાકાર બંને આ વાદને 'તજ્જીવતચ્છરીરવાદ' કહે છે. આ વાદનું વધુ વર્ણન આગળ ૨-૧, ૧૫-૧૯માં આવે છે. ત્યાં તેને મૂળમાં જ તે નામે ઉલ્લેખેલો છે. આની અને ચાર્વાકમતની વચ્ચેના તફાવત માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨

૨. મૂળમાં આ મતનું નામ નથી. નિર્યુક્તિકારે આ વિભાગને 'એકાત્મક' કહ્યો છે. ટીકાકારે આને એકાત્મ-અદ્વૈત-વાદ કહ્યો છે. અહીં મૂળમાં આત્માને બદલે 'વિદ્વાન્' શબ્દ છે. પરંતુ આગળ ૨-૧,૨૫-૨૮ માં આત્માને માટે ઈશ્વર તથા 'પુરુષ' એ બે શબ્દો વાપર્યા છે. એ ત્રણે શબ્દો એકાર્થક જ છે, અને તે સિદ્ધાંત વેદાંતીઓના એકાત્મવાદને જ અભિલક્ષે છે, એ સ્પષ્ટ છે.

૩. નિર્યુક્તિકાર આ મતને 'અકારકવાદ' કહે છે. ટીકાકાર આને 'સાંખ્ય' કહે છે. મૂળમાં તેનું નામ નથી. આગળ ૧-૧-૩, ૬ માં પણ સેશ્વર સાંખ્ય મત અને નિરીશ્વર સાંખ્ય મતનો ઉલ્લેખ આવે છે એમ કહી શકાય. સાંખ્ય મતે ચેતન આત્મા છે, પણ તે નિર્ગુણ—અકર્તા છે. આત્મા ઉપરાંત પ્રકૃતિ નામનું બીજું જડતત્ત્વ છે. તે ચિત્ત, શરીર, જગતના પદાર્થ આદિરૂપે પરિણમે છે જડ ચિત્ત આત્માના સાન્નિધ્યથી ચેતન હોય તેમ લાગે છે; તથા ચિત્તનાં પરિણામો આત્મામાં પ્રતિબિંબિત થાય છે - નિર્મળ સ્ફટિકમાં વિના ઇચ્છાએ

આ પ્રમાણે કહેનાર લોકોને સદ્ગતિ શી રીતે પ્રાપ્ત થાય?[1] હિંસાદિ પ્રવૃત્તિઓના કીડા જેવા એ અબોધ લોકો વધારે ને વધારે અંધારામાં ખૂંચ્યે જાય છે. [૧૪]

વળી બીજા કેટલાક ભ્રમ–વાદો તને કહું. કેટલાક કહે છે, 'છ તત્ત્વો છે: પાંચ મહાભૂત ને આત્મા. અને તે બધાં શાશ્વત છે. એમાંના એકેનો નાશ સ્વતઃ કે પરતઃ થતો નથી. અને જે વસ્તુ અસત્ છે — છે જ નહિ — એ ઉત્પન્ન જ ક્યાંથી થાય? આમ બધા પદાર્થો સર્વથા નિત્ય છે.'[2] [૧૫–૧૬] અને કેટલાક દોઢડાહ્યા

પાસેના લાલ ફૂલનું પ્રતિબિંબ પડે તેમ. ચિત્તનાં પરિણામો પોતાનાં ન હોવા છતાં પોતાનાં માનવાં – એ આત્માનો ભોગ અથવા બંધ છે. આમ તે મત પણ પોતાની રીતે મોક્ષ માટેનો પ્રયત્ન તથા સુખી દુઃખી એવા ભેદવાળું જગત ઘટાવે છે, એટલે તેને અકારકવાદી ન જ કહેવાય; પરંતુ જૈનદર્શનનો વેદાંતની જેમ તેની સામે એવો આક્ષેપ હોય એમ લાગે છે કે, આત્માને નિર્ગુણ–અકર્તા કહ્યા કરવાથી, અને પછી પાછા જડ ચિત્તના વિકારોનો આત્મામાં અવિવેક માનવાથી સરવાળે ગોટાળો અને ગેરસમજ ઊભાં થાય છે, અને લોકો અક્રિયાવાદી બને છે. તેના કરતાં આત્માને કથંચિત્ કર્તા માનીને ચાલવું એ જ શ્રેયસ્કર છે. બૌદ્ધાદિમત પણ એ પ્રમાણે ક્રિયાવાદી હોવા છતાં, તેમના અનાત્મવાદ, ક્ષણિકવાદ, શૂન્યવાદ જેવા સિદ્ધાંતોને કારણે અક્રિયાવાદના પોષક બનતા હોઈ, અક્રિયાવાદીપણાનો આક્ષેપ પામે છે

૧. 'ટીકાકારે लोकस्तेषां कुतः स्यात्' એ પદનો એવો અર્થ કર્યો છે કે, 'કોઈ સુખી, કોઈ દુઃખી' એવા વિચિત્ર રૂપવાળો આ સંસાર તે બધાને મતે શી રીતે ઘટી શકે? કારણ કે, ચાર્વાક મત અનુસાર પાપપુણ્યનાં ફળ જન્મ-જન્માંતરમાં ભોગવનાર કોઈ સ્થાયી આત્મા જ ન હોય, અથવા એકાત્મવાદીના કહ્યા પ્રમાણે એક આત્મા સિવાય બીજું કાંઈ જ ન હોય, તથા સાંખ્યવાદીના કહ્યા પ્રમાણે આત્મા અકર્તા જ હોય, તો પછી જન્મથી જ કોઈ સુખી અને જન્મથી જ કોઈ દુઃખી એવા ભેદવાળું આ જગત શી રીતે ઘટી શકે?

૨. નિર્યુક્તિકાર આને આત્મષષ્ઠવાદી કહે છે. ટીકાકાર તેને શૈવાધિકારી (વૈશેષિક) કે સાંખ્ય મત હોવાનું જણાવે છે. મૂળકારે બીજા શ્રુતસ્કંધમાં (૨. ૧ ૨૨) આ મતને પંચમહાભૂતિક મતની સાથે જણાવેલો છે. બૌદ્ધ ગ્રંથોમાં પકુધ કચ્ચાયનનો જે અન્યોન્યવાદ છે, તે આ વાદને મળતો છે. તે પણ કહે છે કે, "આ પદાર્થો કોઈએ કરેલા કે કરાવેલા, નિર્માણ કરેલા કે કરાવેલા

મૂર્ખાઓ કહે છે, "ક્ષણે ક્ષણે ઊપજતા ને નાશ પામતા રૂપાદિ પાંચ સ્કંધો[1] સિવાય બીજો એકે (આત્મા જેવો) પદાર્થ જ નથી; પછી; એ હેતુવાળો છે કે હેતુ વિનાનો છે, બધાંથી ભિન્ન છે કે એકરૂપ છે, એવો કશી જાતનોય વાદ જ શો? પૃથ્વી, પાણી, તેજ અને વાયુ — આ ચાર 'ધાતુઓનું'[2] રૂપ (એટલે કે શરીર, તેમ જ આ સંસાર) બનેલ છે."[3] [૧૭–૧૮]

અને વળી, આ બધા જ વાદીઓ પ્રતિજ્ઞા કરે છે કે, 'ગૃહસ્થ, વાનપ્રસ્થ, કે સંન્યાસી, જે કોઈ અમારા સિદ્ધાંતનું શરણ લેશે, તે સર્વ દુઃખોમાંથી છૂટશે.' [૧૯]

---

નથી. તેઓ વંધ્ય, કૂટસ્થ અને સ્તંભ પ્રમાણે અચલ છે તે હાલતા નથી, બદલાતા નથી, એકબીજાને ત્રાસદાયક થતા નથી, તથા એકબીજાનું સુખ–દુઃખ અથવા બંને ઉત્પન્ન કરી શકતા નથી. એમનો મારનાર, મરાવનાર, સાંભળનાર, કહેનાર, જાણનાર કે વર્ણવનાર કોઈ પણ નથી. જે તીક્ષ્ણ શસ્ત્ર વડે કોઈનું ડોકું કાપે છે, તે કોઈનું પણ જીવિત હરણ કરતો નથી. આ સાત પદાર્થોની વચલી જગામાં શસ્ત્રોએ પ્રવેશ કર્યો છે, એટલું જ સમજવું જોઈએ."

સૂત્રકૃતાંગમાં બીજા શ્રુતસ્કંધમાં આ વાદી લગભગ એ જ શબ્દો કહે છે. 'એ પદાર્થો અનિર્મિત, અનિર્માપિત, અકૃત, અકૃત્રિમ, અનાદિક, અનિધન, અવંધ્ય, અપુરોહિત, સ્વતંત્ર અને શાશ્વત છે. માણસ ખરીદે–ખરીદાવે, મારે-મરાવે, રાંધે–રંધાવે, અરે તે માણસોને વેચે કે કાપી નાખે — તો પણ તે કશું ખોટું કરતો નથી!'

આમ આત્મા માનવા છતાં, તેને કોઈ પણ જાતની અસરવાળો ન માનવાથી આ મત પંચભૂતવાદ જેવો નાસ્તિકવાદ માની, મૂળકારે તેને પંચ-ભૂતવાદ સાથે જ નાખ્યો હોય તો નવાઈ નથી. વૈશેષિક મત તો ક્રિયાવાદી મત કહેવાય, એટલે તે મત અહીં અભિપ્રેત ન હોય.

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩.

૨. ધારણ કરે છે, પોષે છે, માટે તે તત્ત્વો 'ધાતુ' કહેવાય છે.

૩. મૂળમાં આ મતનું નામ નથી. નિર્યુક્તિકાર એ બંને શ્લોકમાં વર્ણવેલા વાદને 'અફલવાદ' એવું એક જ નામ આપે છે. ટીકાકાર ૧૭મા શ્લોકના વાદને 'બૌદ્ધ' અને ૧૮મા શ્લોકના વાદને 'બૌદ્ધવિશેષ' તરીકે ઉલ્લેખે છે.

હું તને કહું છું કે, આ બધા વાદીઓને નથી ખબર સાચા જ્ઞાનની[1] કે નથી ભાન સાચા ધર્મનું. પરિણામે તેઓ આ સંસારસાગર નથી તરી શકતા; અને ગર્ભ–જન્મ–દુઃખ–મૃત્યુ–વ્યાધિ–તથા વૃદ્ધાવસ્થાથી ભરેલા આ સંસારચક્રમાં આંટા ખાતા દુઃખ ભોગવ્યા જ કરે છે. જ્ઞાતપુત્ર જિનેશ્વર મહાવીરે કહ્યું છે કે, તે બધા લોકો સારીનરસી યોનિઓમાં ભમતા અનેક વાર જન્મશે અને મરશે. [ ૨૦–૨૭ ]

એમ હું કહું છું.

૨

વળી કેટલાક જાણવા જેવા મિથ્યાવાદો તને કહું. કેટલાક[2] કહે છે:- "બધા જુદા જુદા જીવો જે સુખ કે દુઃખ અનુભવે છે, અથવા પોતાના સ્થાનથી ભ્રષ્ટ થાય છે, એ બધું કાંઈ જીવનું જાતે કર્યું થતું નથી.[3] અર્થાત્ એ બધાનો કર્તા જીવ પોતે નથી; તો બીજો કોણ[4] હોય? જીવો એ બધું સુખદુઃખ અનુભવે છે, તે 'સાંગતિક' છે — નિયતિને લીધે થાય છે; અર્થાત્ જેમ બનવાકાળ હોય તેમ બન્યા કરે છે." વળી પોતાને પંડિત માની, બીજીય અનેક ધૃષ્ટ કલ્પનાઓ તે અક્કલ–બહારના[5] લોકો દોડાવે છે; ને તે મુજબ ઉન્માર્ગી આચરણ કરી કરીને, દુઃખમાંથી છૂટી શકતા જ નથી. એ ઘમંડી લોકોને એટલુંય જ્ઞાન નથી કે, સુખદુઃખમાં તો દૈવ તેમજ પુરુષાર્થ[6] એ બેઉ કારણો સંકળાયેલાં હોય છે. [૧–૫]

---

૧. મૂળમાં 'સંધિ' શબ્દ છે. તેનો અર્થ ટીકાકાર उत्तरोत्तरपदार्थपरिज्ञान જણાવે છે.

૨. આજીવિક ગોશાલકના મતના નિયતિવાદીઓ. જુઓ ઉપોદ્‌ઘાત પા ૨૭

૩. 'જેમ કે કોઈ મહેનત કરે છે તો પણ પૈસાદાર થતો નથી, અને કોઈ વગર મહેનતે ચમન ઉડાવે છે.' ટીકા૦.

૪. અથવા કાલ, ઈશ્વર વગેરે.

૫. મૂળ 'પાસત્થા છે. તેનો 'પાર્શ્વસ્થ' એટલે કે પડખે – બહાર રહેનારો એવો અર્થ થાય, તેમ જ 'પાશસ્થ' એટલે કે બંધનમાં અટવાયેલા એવો અર્થ પણ થાય.

૬. પૂર્વે બાંધેલાં કર્મો આજે ફળ દે છે, એ અર્થમાં સુખદુઃખ દૈવ અથવા નિયતિકૃત છે; અને એ પૂર્વ કર્મો પણ તે કાળે કરેલા પુરુષાર્થ વડે જ બંધાયાં હતાં, એ અર્થમાં પુરુષાર્થ પણ સુખદુઃખનું કારણ છે.

કેટલાક મિથ્યાદૃષ્ટિ અનાર્ય શ્રમણો[1] (અજ્ઞાનવાદી–શંકાવાદી છે. તેઓ) ન શંકા કરવાયોગ્ય વસ્તુઓમાં શંકા કરે છે, અને શંકા કરવા યોગ્ય વાતોમાં અશંકિત રહે છે. શિકારીના ભયથી ભાગતું હરણ જેમ અભય સ્થાનોમાં ભય પામે છે, ને ભયવાળાંમાં નીડર રહે છે, તથા જ્યાં જાળ હોય, ત્યાં તેને કૂદી જવાને કે તેની નીચેથી સરી જવાને બદલે, તેને દેખ્યા વિના તેમાં પડતું નાખે છે, અને એમ પોતાના જ અજ્ઞાને કરીને ફસાય છે; તેમ જ આ મિથ્યાવાદી મૂર્ખ લોકોનું છે. સાચા ધર્મજ્ઞાનથી તેઓ ગભરાઈને ભાગે છે, ને જ્યાં ભયસ્થાન છે, એવી અનેકવિધ પ્રવૃત્તિઓ, તેમાં નિર્ભય વિચરે છે. પ્રવૃત્તિઓનાં પ્રેરનારાં લોભ, માન, માયા ને ક્રોધનો[2] ત્યાગ કરીને માણસ કર્મબંધથી છૂટી શકે. પરંતુ આ મૂઢ વાદીઓ પેલા મૃગની પેઠે, એ જ નથી જાણતા અને આ સંસારજાળમાં ફસાઈ વારંવાર જન્મે ને મરે છે. તેઓ (અજ્ઞાનને જ શ્રેયસ્કર સાબિત કરવા) ભારે તર્કો રજૂ કરે છે. પરંતુ એમના એ તર્કો 'અજ્ઞાન (શ્રેયસ્કર છે, એવું નિશ્ચિત જ્ઞાન કરાવવા)માં' સફળ થઈ શકતા નથી. (કારણ કે, તેઓને મતે કોઈ પણ વસ્તુનું કશું નિશ્ચિત જ્ઞાન જ સંભવિત નથી; તો પછી 'અજ્ઞાન' વિષયક નિશ્ચિત જ્ઞાન પણ તેમના જ સિદ્ધાંત પ્રમાણે શી રીતે સંભવી શકે?) આમ, તે લોકો પોતાને જ પોતાના અજ્ઞાનવાદની શીખ દઈ શકવા સમર્થ નથી, તો બીજાને શીખવવામાં શી રીતે સમર્થ થઈ શકે?"[3] [૧૭]

---

૧. અજ્ઞાનવાદીઓના મતના વિવરણ માટે જુઓ ઉપોદ્‌ઘાત પા ૩૩ ઉપર સંજય બેલઠ્ઠીપુત્તનો મત. કોઈ પણ વસ્તુનું નિશ્ચિત કે ઉપયોગી જ્ઞાન શક્ય નથી એમ તેઓ માનતા એટલે તેઓ અજ્ઞાનને જ શ્રેયસ્કર માની, ચિત્તમાં અસમાધિ ઉત્પન્ન કરનારી સિદ્ધાંતચર્ચાઓથી દૂર રહેવાનું પસંદ કરતા.

૨. મૂળ : सर्वात्मक, व्युत्कर्ष, णूम, अप्पत्तिय ।

૩. આ શ્લોક અજ્ઞાનવાદીઓના મતનો છે, એ તો ૧–૧૨–૨ ઉપરથી પણ જણાય છે ત્યાં અજ્ઞાનવાદીઓનું વર્ણન તેને મળતા જ શબ્દોમાં કરેલું છે: "અજ્ઞાનવાદીઓ (દલીલો કરવામાં) કુશળ હોવા છતાં (અજ્ઞાન શ્રેયસ્કર છે એવું નિશ્ચિત જ્ઞાન સાબિત કરવાનો પ્રયત્ન કરીને, પોતાના જ મતથી વિરુદ્ધ જાય છે. તેઓ પોતે શંકાનો પાર પામેલા નથી. આમ એ લોકો વગર વિચાર્યે ખોટું બોલે છે. અને પોતે અણજાણ હોઈ, બીજા અણજાણ લોકોને શીખ દેવા જાય છે."

કેટલાક બ્રાહ્મણો ને શ્રમણો[1] વળી એમ જ માની બેઠા છે કે, 'જ્ઞાન તો અમારી પાસે જ છે, આખી દુનિયામાં બીજાં જે કોઈ પ્રાણીઓ છે, તેઓ કાંઈ જ જાણતાં નથી'. (પરંતુ તેમનું જ્ઞાન એટલે શું? પરંપરાથી ઊતરી આવેલી તત્ત્વની વાતો તે પોપટની પેઠે બોલે છે:) મ્લેચ્છ જેમ આર્યે કહેલું બોલી જાય છે પણ તેનો અભિપ્રાય સમજતો નથી, તેમ તે અજ્ઞાનીઓ પોતપોતાનું જ્ઞાન કહી બતાવતા હોવા છતાં બોધરહિત મ્લેચ્છોની જેમ તેનો કશો નિશ્ચયાર્થ નથી જાણતા. એવા એ મૂઢ લોકો બીજાને શું દોરી શકે? વનમાં જેમ અણજાણ ભોમિયાને અનુસરનારો અણજાણ પ્રાણી તીવ્ર શોક પ્રાપ્ત કરે છે, તથા જેમ આંધળાને દોરનારો આંધળો દૂરદૂર ચાલ્યા કરે તો પણ કાં તો અવળે માર્ગે ચાલ્યો જાય કે જુદે જ માર્ગે ચડી જાય, તેમ આ બધા મોક્ષમાર્ગીઓનું છે. તેઓ કાં તો ધર્મને બદલે અધર્મને જ અનુસરી રહ્યા હોય છે! પોતાના જ્ઞાનના ઘમંડમાં તેઓ સાચા જ્ઞાનીને અનુસરવાનો સરળ માર્ગ નથી પકડતા; અને પરિણામે પાંજરામાં પુરાયેલું પંખી પોતાનું બંધન તોડી નથી શકતું, તેમ તેઓ પણ પોતાના દુઃખબંધનને નથી તોડી શકતા. [૧૪–૧૬; ૧૮–૨૩]

આ ઉપરાંત એક જૂના જમાનાથી ચાલતા ક્રિયાવાદ વિષે જાણવા જેવું છે. કર્મબંધન વિષે સાચું જ્ઞાન નહિ બતાવનાર એવા એ વાદને અનુસરીને કેટલાય લોકો સંસારમાં ફસાતા રહ્યા છે. આ વાદમાં એમ કહ્યું છે કે, "જે માણસ ઇરાદો છતાં શરીરથી હિંસા નથી કરતો, તથા જે અજાણમાં હિંસા કરે છે,[2] તેઓને કર્મનો સ્પર્શ લાગે છે

૧. ટીકાકાર શીલાંકદેવ વગેરે આ અધિકારને અજ્ઞાનવાદીઓના અધિકારમાં જ સમાવી લે છે. પરંતુ નિર્યુક્તિકાર ભદ્રબાહુએ (ગા ૩૧) અજ્ઞાનવાદીઓ પછી, અને ચતુર્વિધકર્મચય માનનાર વાદના વચ્ચે જણાવેલો જ્ઞાનવાદીનો મત આ છે. એટલે કે, અત્યારસુધી બીજા ખોટા વાદો વર્ણવી હવે, ખરો વાદ પોપટની જેમ બોલી જાણનારા — સમજણ વિનાના લોકોની ખબર લે છે.

૨ ટીકાકાર કહે છે કે, અહીં બાકીના બે: ઈર્યાપથ અને સ્વપ્નાંતિક, એ બે વર્ગ પણ ઉમેરી લેવા. રસ્તે ચાલતાં અણધારી હિંસા લાગે તે ઈર્યાપ્રત્યય, અને સ્વપ્નમાં થતી ક્રિયા તે સ્વપ્નાંતિક, એમ આ ચાર પ્રકારોથી કર્મ ઉપચય નથી પામતું. જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૧.

ખરો, પરંતુ તેનું પૂરેપૂરું પાપ નથી લાગતું. જ્યાંથી પાપ પૂરેપૂરું લાગે તેવાં સ્થાન ત્રણ છે: જાતે ઇરાદાપૂર્વક કરવાથી, બીજા પાસે કરાવવાથી, કે બીજા કોઈ કરનારને મન વડે અનુમતિ દેવાથી. એ ત્રણ રીતે કર્મ બંધાય છે; અને ભાવની વિશુદ્ધિથી નિર્વાણ મળે છે." [૨૪–૨૭] અને એ વાદમાં એક દૃષ્ટાંત આપ્યું છે કે, "કોઇ ગૃહસ્થ પિતા દુકાળમાં ભૂખનો માર્યો અરાગભાવે અને અદ્વેષભાવે પુત્રને હણીને ખાય, તથા કોઈ ભિક્ષુ તેમાંથી ભિક્ષા લઈને તેવી રીતે ભાવશુદ્ધિપૂર્વક ખાય, તો તેને કર્મનો લેપ ન લાગે." [૨૮]

હું કહું છું કે, આ ક્રિયાવાદ[1] અજ્ઞાન છે. મનથી પણ જે દોષ કરે છે, તેને નિર્દોષ ન માની શકાય. કારણ કે, તે સંયમમાં કાચો છે. પરંતુ ભોગાસક્ત લોક ઉપરની વાતો માની પાપમાં પડ્યા કરે છે. આ બધા મિથ્યાવાદીઓ કોના જેવા છે? કાણી હોડીમાં બેસી કોઈ જન્માંધ પ્રાણી સાગર પાર કરવા ચાહે, એના જેવી એમની દશા છે અને થાય છે. એવા અનાર્ય શ્રમણો સંસારમાં ચાક ખાયા જ કરે છે. એમ હું કહું છું. [૨૯–૩૨]

૩

[વળી ઉપર જણાવેલા બૌદ્ધભિક્ષુઓ ભિક્ષાની બાબતમાં પણ શુદ્ધિના નિયમ જાળવતા નથી. તેઓ ગૃહસ્થોએ આપેલાં નિમંત્રણો સ્વીકારે છે, એટલું જ નહીં, પણ આડંબરપૂર્વક જણાવે છે કે, બે હજાર ભિક્ષુઓને જમાડનાર ગૃહસ્થ મહાસત્ત્વ આરોપ્ય દેવ થાય છે! તેઓ સમજતા નથી કે નિમંત્રણનું અન્ન તો તે ભિક્ષુઓને માટે જ

---

૧. 'ક્રિયા છે,' અને 'ક્રિયાનું ફળ છે' એવું માનનાર વાદી તે ક્રિયાવાદી કહેવાય. એ રીતે તો જૈનો પોતે પણ ક્રિયાવાદી જ છે. પરંતુ ક્રિયાવાદીઓમાં પણ બૌદ્ધો જેવા કેટલાક માત્ર માનસિક હેતુ ઉપર જ ભાર મૂકનારા હોઈ, અજાણતાં થતાં કૃત્યો માટે બેદરકારી કે બેજવાબદારી દાખવતા. તેથી તેમનો અહીં વિરોધ કર્યો છે. આની જ વધુ ચર્ચા ૨. ૪ અને ૨. ૬ માં છે. મૂળકાર આ મતને 'ક્રિયાવાદિદર્શન' કહે છે; નિર્યુક્તિકાર આને 'ભિક્ષુ (બૌદ્ધ) સમય' અર્થાત્ ભિક્ષુમત કહે છે. ૨–૬ માં આ બૌદ્ધભિક્ષુઓની માન્યતાઓની વાત આવે છે. ત્યાં ટીકાકાર તેમને શાક્યોપદેશ અનુસરનારા (બૌદ્ધ) કહે છે.

તૈયાર કરેલું હોય, એટલે તેને માટે થયેલી હિંસાના તેઓ સીધા ભાગી થયા જ. પરંતુ તેઓ તો કહે છે કે, ભિક્ષુઓને જમાડવા ગૃહસ્થ ઘેટા મારીને રાંધે, અને તેની વાની ભિક્ષુઓ ખાય, તો તેમાં ભિક્ષુઓને શાનું પાપ લાગે?[1] પરંતુ] કોઈ શ્રદ્ધાળુ ગૃહસ્થે ભિક્ષુ માટે બનાવેલું ભોજન, ભલેને તે હજાર હાથમાંથી પસાર થઈને મળે, પણ તે નિષિદ્ધ હોવાથી તે ખાનારને દોષ લાગે જ. પરંતુ કેટલાક શ્રમણો આ વાત નથી સ્વીકારતા; દુનિયામાં કયાં જોખમ છે એનું એમને ભાન નથી; ને વર્તમાન સુખની લાલસાના માર્યા તેઓ પાપમાં પડે છે. પછી, ભરતી કાળે તણાઈ આવી, ઓટમાં જમીન પર રહી જતા મગરમચ્છની[2] પેઠે તેમનો વિનાશ થાય છે. [૧–૪]

વળી બીજા પ્રકારના કેટલાક મૂર્ખ (કૃત-)વાદીઓ વિષે કહું છું તે સાંભળ. કોઈ કહે છે, દેવે આ જીગત રચ્યું છે, ને કોઈ કહે છે કે બ્રહ્માએ. કોઈ વળી એમ જણાવે છે કે, જડચેતનથી ભરપૂર તથા સુખદુઃખવાળું આ જગત ઇશ્વરે ઘડયું છે; અને કોઈ કહે છે, 'ના, એ તો પ્રધાન–પ્રકૃતિ આદિનું[3] કાર્ય છે.' કોઈ મહર્ષિએ વળી એમ કહ્યું છે કે, સ્વયંભૂએ આ જગત રચ્યું છે. પછી જગત ભરાઈ જવાની બીકે તેણે 'માર'-મૃત્યુ ઉત્પન્ન કર્યો. તેણે વિસ્તારેલી માયાથી આ જગતનાં પ્રાણીઓ મરતાં દેખાય છે.[4] વળી કેટલાક શ્રમણો ને બ્રાહ્મણો કહે છે, 'આ જગત ઈંડામાંથી ઉત્પન્ન થયેલું છે. આ બધા પદાર્થોનો સમુદાય એ ઈંડા દ્વારા[5] તેણે (બ્રહ્માએ કે પ્રજાપતિએ) ઉત્પન્ન કર્યો છે.' [૫–૭]

---

૧. તે ભિક્ષુઓના આ સિદ્ધાંતો આગળ ૨.૬ માં આવે છે.

૨. મૂળમાં તે માછલાં માટે 'વૈશાલિક' વિષેશણ છે. વિશાળ–સમુદ્રમાં થયેલાં, અથવા વિશાલ નામની જાતિનાં અથવા મોટાં–એવા અર્થ ટીકાકાર સૂચવે છે.

૩. વિષ્ણુ કે તેવા કોઈકનું.–ટીકા.

૪. નહીં તો સ્વયંભૂમાંથી ઉત્પન્ન થયેલું આ જગત પોતાના કારણની જેમ નિત્ય જ હોય.–ટીકા.

૫. શતપથ ૧૧–૧–૬–૧.

આ બધા (કૃત) વાદીઓ પોતપોતાની મરજી મુજબ આ જગતને દેવે, બ્રહ્માએ કે જડ પ્રકૃતિએ બનાવેલું કહે છે. તેઓ સાચું તત્ત્વ નથી જાણતા. આ જગત (નાં ઘટક દ્રવ્યો તો નિત્ય છે, કોઈનાં ઉત્પન્ન કરેલાં નથી અને તેથી જ) કદી વિનાશી પણ નથી. બાકી આ જુદા જુદા જન્મ અને અવસ્થાઓથી ભરપૂર આ સંસારરૂપી દુઃખ તો જીવોનાં સારાં માઠાં કર્મોથી ઊભું થયેલું છે. એ સાચું કારણ ન જાણનારા પેલા બધા વાદીઓ, તેમાંથી ઊગરવાનો માર્ગ તો પછી ક્યાંથી જ જાણે? [૮–૧૦]

એક બીજા મિથ્યાવાદ વિષે વળી કહું. કેટલાક કહે છે, "શુદ્ધ થયેલું પાણી જેમ પાછું મલિન થાય છે, એમ જ પ્રયત્નો કરીને શુદ્ધ નિષ્પાપ બનેલો સંયમી મુનિ પણ પાછો રાગદ્વેષવાળો થઈને મલિન થાય છે."[1] બુદ્ધિવાને વિચારવું જોઈએ કે, આ બધાને મતે પછી બ્રહ્મચર્યાદિ પ્રયત્નોનું શું ફળ રહ્યું? અને બધા વાદીઓ પોતપોતાના વાદનું ગૌરવ તો ગાય જ ને! વળી કેટલાક સિદ્ધિઓ (અણિમા, ગરિમાદિ) નું ગૌરવ કરતા કહે છે, "જુઓ, અમે તો અમારા સિદ્ધિબળે અરોગ થઈ, યથેચ્છ આ જગતમાં માણીએ છીએ."[2] [૧૧–૧૫]

પોતપોતાનો સિદ્ધાંતની આવી આવી સમજો રાખીને, તેમાં જ ડૂબ્યા રહેનારા આ બધા અસંયમી લોકો, સંસારના આ અનાદિ ચક્રમાં ગોથાં ખાતા, કલ્પ સુધી અધમ અસુરો[3] બની અવતરશે, એમ હું કહું છું. [૧૬]

---

૧. દાખલા તરીકે મકખલિ ગોશાલનું એવું કહેવું હતું કે, "પ્રાણીઓ કારણ સિવાય અપવિત્ર થાય છે, અને કારણ સિવાય શુદ્ધ થાય છે; અને શુદ્ધ થઈને પાછાં એમની મેળે અપવિત્ર થાય છે...." મૂળકાર અને નિર્યુક્તિકાર આ મતના નામ વિષે કાંઈ કહેતા નથી. ટીકાકાર જણાવે છે કે, 'આ મત એકજાતનો કૃતવાદ છે, અને ગોશાલક મતને અનુસરનારા ત્રૈરાશિક મતને સંમત છે.' સુખદુઃખાત્મક જગત શી રીતે બન્યું – એનો જવાબ આ લોકોએ એમ જ આપ્યો ગણાય કે, એમ બન્યા જ કરે છે,–જીવો સારા થાય છે ને પાછા નરસા થાય છે ઇ૦.

૨. ટીકાકારના કહ્યા પ્રમાણે શૈવો અને એકદંડીઓ.

૩. મૂળમાં તો અસુરયોનિના દેવોમાં પણ કિલ્બિષિક જાતિના એટલે કે, અલ્પ ભોગસામર્થ્યવાળા નોકરચાકર જેવા બનશે, એમ છે.

૪

રાગદ્વેષાદિથી જિતાયેલા આ બધા વાદીઓ પોતાને પંડિત માને છે, અને ત્યાગી-સંન્યાસી બન્યા છતાં સાંસારિક ઉપદેશ જ આપ્યા કરે છે. એવા એ મંદબુદ્ધિ પુરુષો તમારું શું ધોળી શકવાના હતા? એટલે, સમજુ વિદ્વાન ભિક્ષુએ એમની સોબતમાં ન ફસાતાં નિરભિમાન, નિરાસક્ત થઈ, રાગદ્વેષાતીત એવી મધ્યસ્થ વૃત્તિથી મુનિજીવન ગાળવું. એવું કહેનારા લોક પણ પડ્યા છે કે, પરિગ્રહી તથા પ્રવૃત્તિમય હોવા છતાં[1] મુક્ત થઈ શકાય. આ ન માનતાં ભિક્ષુએ તો અપરિગ્રહી અને નિવૃત્તિમયનું શરણ લેવું. વિદ્વાન ભિક્ષુએ, બીજાએ પોતાને માટે તૈયાર કરેલો આહાર ભિક્ષામાં માગી લાવવો. અને જે આપવામાં આવે તે, રાજી થઈને સ્વીકારી લેવો. રાગદ્વેષરહિત થઈ, તેણે કોઈનો તિરસ્કાર ન કરવો. કેવા કેવા લોકવાદો પ્રચલિત હોય છે! જેમકે, લોક અનંત છે, નિત્ય છે, શાશ્વત છે, અને વિનાશ પામતો નથી ઇત્યાદિ. બીજો કોઈ બુદ્ધિશાળી[2] વળી એમ કહે છે કે, લોક અંતવાન તથા નિત્ય છે. તેવું જ મુક્તપુરુષનું જ્ઞાન અપરિમાણ છે કે સપરિમાણ, એ બાબતમાં પણ કહેવાય છે. વિપરીત બુદ્ધિમાંથી ઊપજેલા કે ગતાનુગતિક ચાલેલા આ અને આવા બધા લોકવાદો[3] ભિક્ષુને ભિક્ષાદિ વખતે જાણવા મળે, તો તેથી તેણે વિચલિત – શંકિત ન થવું. [૧–૭]

---

૧. યજ્ઞાદિથી, અથવા ગુરુમંત્રથી કે ગુરુકૃપાથી ઇ૦.

૨ ટીકાકારના જણાવ્યા મુજબ વ્યાસ; કારણ કે તે પૃથ્વીને સાત દ્વીપવાળી ગણે છે ઇ૦.

૩. આ જગત અનંત છે કે સાંત છે (કાળની અપેક્ષાએ), તથા અપરિમાણ છે (દેશની અપેક્ષાએ), એ પ્રશ્નોની બાબતમાં કોઈ પણ એક છેડો પકડવાની જરૂર નથી; પરંતુ, અપેક્ષાએ બંને દૃષ્ટિનો સમન્વય કરવો, એવું અહીં વિવક્ષિત છે. જુઓ ખંડ ૨, અધ્ય. ૫, શ્લો. ૧. ૩ તથા તેના ઉપર નોંધ.

બૌદ્ધ ગ્રંથોમાં આવા વાદોને 'લોકચિંતા' શબ્દથી ઓળખવામાં આવ્યા છે. જુઓ દીઘનિકાય — બ્રહ્મજાલસુત્ત. ટીકાકાર આ ઉપરાંત લોકવાદોના બીજા દાખલા આ પ્રમાણે આપે છે: 'અપુત્રની ગતિ ન થાય,' 'કૂતરાં યક્ષ છે,' 'ગાયથી મરનાર કે ગાયને મારનારની ગતિ નથી,' ઇત્યાદિ.

બાકી, જ્ઞાનમાત્રનો સાર તો આ જ છે કે, કોઈ પણ જીવની હિંસા ન કરવી. પ્રાણીઓનું સ્થાવર હોવું કે જંગમ[1] એ અમુક ચોકસ કારણોને લીધે હોય છે. બધાં જ જીવભાવે સમાન છે. તેમાંય જંગમ પ્રાણીઓ વિષે તો આ સ્પષ્ટ સમજાય એવું છે. પોતાની જેમ કોઈને દુઃખ નથી ગમતું, એમ જાણી, કોઈની હિંસા ન કરવી. અહિંસાનો સિદ્ધાંત તે આ જ છે. માટે મુમુક્ષુએ ચાલવામાં, સૂવાબેસવામાં તથા ખાવાપીવામાં સતત જાગૃતિભેર સંયમી ને નિરાસક્ત રહેવું; તથા માન, ક્રોધ, માયા ને લોભ તજવાં.[2] આ પ્રમાણે સમ્યક્ આચારવાળા[3] થઈ, તથા કર્મો આત્માને ન લેપે એ સારુ અહિંસા, સત્યાદિ પાંચ મહાવ્રતો રૂપી સંવર[4] (એટલે કે છત્ર) દ્વારા સુરક્ષિત બનવું; અને એમ કરી કર્મબંધનના આ લોકમાં પવિત્ર ભિક્ષુએ પૂર્ણતા પ્રાપ્ત કરતા સુધી રહેવું, એમ હું કહું છું. [૮–૧૩]

આમ કહી શ્રીસુધર્મસ્વામી થોભ્યા.

---

૧ જૈન પરિભાષામાં સ્થાવરજંગમ જોડકાને માટે त्रसस्थावर એવો પ્રયોગ છે. त्रस એટલે ત્રાસ થતાં નાસી જઈ શકે તેવો – જંગમ.

૨. મૂળ શબ્દો उत्कर्ष, ज्वलन, णूम, मध्यस्थ (આખા સંસારમાં બધામાં રહેલો). જુઓ ૧. ૧. ૨ – ૧૨; ૧. ૨. ૩ – ૨૯.

૩. મૂળ : समित, એટલે કે 'સમિતિ'ઓ યુક્ત. અમુક પાંચ વિવેકયુક્ત સમ્યક્ પ્રવૃત્તિઓને જૈન પરિભાષામાં સમિતિ કહે છે. (सम्+इ=સમ્યક્ રીતે ચાલવું તે.) જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૪.

૪. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૫.

# ટિપ્પણો

**ટિપ્પણ નં૦ ૧ :** ભદ્રબાહુ આ પ્રથમ અધ્યયનનો વિષય ઉદ્દેશકવાર આ પ્રમાણે જણાવે છે (ગાથા ૩૦-૨):

પ્રથમ ઉદ્દેશક: પંચમહાભૂતવાદ. એકાત્મવાદ, તજ્જીવતચ્છરીરવાદ, પાપપુણ્યાદિ ક્રિયાઓ જીવ નથી કરતો એ અકારકવાદ, પાંચમહાભૂત અને છઠ્ઠો આત્મા માનનારાનો આત્મષષ્ઠ-વાદ, તથા કોઈ ક્રિયાનું ફલ નથી એવો અફલવાદ.

બીજો ઉદ્દેશક: નિયતિવાદ, અજ્ઞાનિકમત, જ્ઞાનવાદી, બૌદ્ધમતમાં ચાર પ્રકારનું કર્મ ઉપચય નથી પામતું તે વાદ: [૧. અવિજ્ઞોપચિત (અજાણતાં કરેલું), પરિજ્ઞોપચિત (કેવળ મન દ્વારા ચિંતિત) ૩. ઈર્યાપ્રત્યય (માર્ગમાં જવા આવવાથી થતું), ૪. સ્વપ્નાંતિક]

ત્રીજો ઉદ્દેશક: આધાકર્મ આહારનો દોષ, તેમજ કૃતવાદીના મત. (ઈશ્વરકૃત ઇ૦)

ચોથો ઉદ્દેશક: અસંયમી એવા પરતીર્થી ગૃહસ્થ તુલ્ય છે.

**ટિપ્પણ નં૦ ૨**: આગળ આવી ગયેલો [૬-૭] ચાર્વાક મત જેને બીજા ખંડમાં (૨ ૧. ૨૦.) મૂળમાં જ પંચમહાભૂતિક વાદ તરીકે ઓળખાવ્યો છે — તેમાં અને તજ્જીવતચ્છરીરવાદમાં ફેર આટલો જ દેખાય છે કે, પંચભૂતવાદી શરીરરૂપમાં પરિણત પંચભૂત જ દોડવું, બોલવું વગેરે ક્રિયાઓ કરે છે એમ માને છે, જ્યારે તજ્જીવતચ્છરીરવાદી શરીરાકારે ભેગાં થયેલાં પંચમહાભૂતોમાંથી જુદી ચેતન શક્તિ ઉત્પન્ન થાય છે, તથા તે શરીરની બધી ચેતન ક્રિયાઓ કરે – કરાવે છે, એમ માને છે જો કે, તે ચેતન શક્તિ પંચમહાભૂતોનું જ કાર્ય હોઈ, તત્ત્વની દૃષ્ટિએ પંચમહાભૂતથી ભિન્ન નથી; તથા શરીરના નાશની સાથે જ તે પણ નાશ પામી જાય છે.

**ટિપ્પણ નં૦ ૩**: બૌદ્ધો આત્મા જેવી સ્થાયી, અવિનાશી વસ્તુ નથી માનતા. પરંતુ ક્ષણે ક્ષણે બદલાતા પાંચ સ્કંધો માને છે. તે પાંચ સ્કંધો આ પ્રમાણે: (૧) પૃથ્વી, પાણી, તેજ અને વાયુ એ ચાર મહાભૂતો તે **રૂપસ્કંધ** (૨) સુખકારક, દુઃખકારક, અને ઉપેક્ષાયુક્ત એ ત્રણ પ્રકારની વેદનાઓ તે **વેદનાસ્કંધ** (૩) એક જ જડ સૃષ્ટિના બનેલા મૂર્ત અમૂર્ત એમ સર્વ પદાર્થોનું જે શક્તિ વડે આપણને ઘડો, ગામ એવું ભિન્ન ભિન્ન સ્વરૂપ લાગે છે, તે **સંજ્ઞાસ્કંધ** (૪) પ્રેમાદિ કુશળ, દ્વેષાદિ અકુશળ અને અમુક પ્રકારની અભિરુચિ, આવડત વગેરે અવ્યાકૃત સંસ્કારો તે **સંસ્કાર-**

**સ્કંધ** તથા (૫) ચક્ષુ, શ્રોત્ર, ઘ્રાણ, જિહ્વા, કાય અને મન એ છ વિજ્ઞાનો તે **વિજ્ઞાનસ્કંધ.**

**ટિપ્પણ નં૦ ૪:** પાંચ સમિતિઓ આ પ્રમાણે છે: —

(૧) **ઈર્યાસમિતિ:** કોઈ જંતુને ઈજા ન થાય તેમ કાળજીપૂર્વક ચાલવું. (૨) **ભાષાસમિતિ:** સત્ય, હિતકર, પરિમિત અને સંદેહ વિનાનું બોલવું. (૩) **એષણાસમિતિ:** જીવનયાત્રામાં આવશ્યક એવાં નિર્દોષ સાધનો મેળવવા સાવધાનતાથી પ્રવૃત્તિ કરવી. (૪) **આદાનનિક્ષેપસમિતિ:** વસ્તુમાત્રને જોઈ તપાસી કાળજીથી લેવી મૂકવી. (૫) **ઉત્સર્ગસમિતિ:** અનુપયોગી વસ્તુ જંતુ વિનાને સ્થળે જોઈ તપાસી નાખવી.

**ટિપ્પણ નં. ૫:** સંવરનો મૂળ અર્થ જૈન પરિભાષામાં, 'કર્મોને આત્મામાં દાખલ થતાં રોકવાં' એવો થાય છે. કર્મબંધનની જૈન કલ્પના એવી છે કે, શુભ અશુભ પ્રવૃત્તિઓ વખતે કર્મરજ આત્મા તરફ ખેંચાય છે, અને ત્યાં, તેલવાળા શરીર ઉપર ધૂળ ચોંટે તેમ ચોંટી જાય છે. કર્મો આત્મામાં દાખલ થાય તેને આસ્રવ કહે છે અને તે આસ્રવને રોકવા તેનું નામ સંવર. ઉપર જણાવેલી સમિતિરૂપ સમ્યક્ પ્રવૃત્તિથી, તથા સમજપૂર્વક મન, વાણી અને કાયાને ઉન્માર્ગથી રોકવારૂપી ગુપ્તિ (રક્ષણ) થી, ક્ષમા, માર્દવ, શૌચ, સત્ય, સંયમ, તપ, ત્યાગ, અપરિગ્રહ અને બ્રહ્મચર્યરૂપ ધર્મથી, જીવનશુદ્ધિમાં ઉપયોગી થાય તેવા તાત્ત્વિક ચિંતનથી (અનુપ્રેક્ષા), ધર્મમાર્ગમાં ટકી રહેવા અને કર્મબંધનો ખંખેરી નાખવા સમભાવપૂર્વક આચરેલી તિતિક્ષાથી (પરિષહ), તથા આત્મિક શુદ્ધ દશામાં સ્થિર થવાના પ્રયત્નરૂપ ચારિત્રથી સંવર સિદ્ધ થાય છે જુઓ તત્ત્વાર્થ સૂત્ર અ. ૯, સૂત્ર ૨.

# અધ્યયન ૨ જું

## કર્મનાશ[૧]

### ૧

શ્રીસુધર્મસ્વામી[૨] પછી કહેવા લાગ્યા : સમજો ! અને બોધ પ્રાપ્ત કરો ! મનુષ્યજન્મ મળવો દુર્લભ છે, અને એક વાર ગયેલી પળ પાછી ફરતી નથી. મૃત્યુ તો બાલ્યાવસ્થામાં, વૃદ્ધાવસ્થામાં કે ગર્ભાવસ્થામાં પણ ગમે ત્યારે અણધાર્યું આવીને ઊભું રહે છે. તેતર ઉપર શકરો-બાજ અણધાર્યો આવી પડે તેમ ! માટે તમે બધા સાચું જ્ઞાન પ્રાપ્ત કરવા વેળાસર પ્રયત્ન કરો ! મનુષ્યો જીવન દરમ્યાન કામભોગોમાં તેમ જ સ્ત્રીપુત્રાદિના સ્નેહમાં અટવાઈ રહે છે. પછી મર્યા બાદ સદ્ગતિ કે તેને માટેનો પ્રયત્ન ઓછો જ થઈ શકવાનો હતો ? વળી તેઓ સગાંસંબંધીઓની મમતાના માર્યા સારાંનરસાં અનેક કર્મો કર્યા કરે છે. દેવ ગાંધર્વ સર્વને આયુષ્ય પૂરું થયે, ન ગમતું હોવા છતાં, પોતાના પ્રિય સંજોગો અને સંબંધો છોડીને અવશ્ય જવું પડે છે; તથા પોતપોતાનાં કર્મનાં ફળ જાતે એકલા ભોગવવાં પડે છે. તે વખતે રાજવૈભવ, ધનસંપત્તિ, શાસ્ત્રજ્ઞાન, ધર્મજ્ઞાન, બ્રાહ્મણપણું કે ભિક્ષુપણું કોઈને પોતાનાં પાપકર્મનાં ફળમાંથી બચાવી શકતાં નથી. માટે, વખત છે ત્યાં સુધી, સાચું

---

૧. મૂળ: वेयालिय । તેના બે અર્થ થાય: वैदारिक તેમ જ वैतालिक । આ અધ્યયન વૈતાલિક છંદમાં છે એટલે वैतालीय અર્થ પણ બેસે; તેમ જ विद्र–विदलन 'કર્મનો નાશ' એ આ અધ્યયનનો વિષય છે, એટલે वैदारिक અર્થ પણ બેસે.

૨. આ અધ્યયન આદિ તીર્થંકર ઋષભદેવે પોતાના પુત્રોને ઉપદેશ્યું કહેવાય છે. જુઓ પ્રકરણને અને ટિપ્પણ નં. ૧. પરંતુ આ અધ્યયનમાં છેવટના ભાગમાં વારેઘડીએ 'જ્ઞાતપુત્ર' (મહાવીર)નું નામ આવ્યા કરતું હોવાથી, આ અધ્યયનના શબ્દો સુધર્માના મોંમાં જ ઘટી શકે છે ભલે આ અધ્યયનનો વિષય આદિ તીર્થંકર જેટલો પ્રાચીન હોય.

જ્ઞાન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરો. જેથી, કર્મો તેમ જ કર્મોના હેતુઓનો નાશ કરી, તમે આ દુઃખચક્રમાંથી મુક્ત થઈ શકો. [૧–૭] આ અંતવાન જીવિત દરમ્યાન મૂઢ મનુષ્યો જ જગતના કામભોગોમાં મૂર્છિત રહે. [૧૦]

પરંતુ, એ કર્મનાશનો માર્ગ ઘણો સૂક્ષ્મ[૧] તથા દુર્ગમ છે. ઘણાય મનુષ્યો તે જ્ઞાન પ્રાપ્ત કરવાને ઇરાદે સંન્યાસી થઈ, ભિક્ષાચર્યા સ્વીકારે છે, નગ્નાવસ્થા સ્વીકારે છે, તથા મહિના મહિનાને આંતરે ખાવારૂપી કઠોર તપશ્ચર્યાઓ કરે છે. પરંતુ પોતાની આંતર કામનાઓ નિર્મૂળ ન કરી શકતા હોવાથી, તેઓ કર્મચક્રમાંથી મુક્ત થવાને બદલે, તેમાં ને તેમાં રહેંસાયા કરે છે. તેઓ મોક્ષ વિષે ગમે તેવી મોટી વાતો ભલે કરે; પરંતુ તેમની પાસેથી આ લોક કે પરલોક એ કશાનું સાચું જ્ઞાન ક્યાંથી મળવાનું હતું? બુદ્ધિમાન મનુષ્યે તો મુક્તિમાર્ગના વીરલાઓએ સારી રીતે ઉપદેશેલા માર્ગે પ્રયત્નપૂર્વક તથા યોગયુક્ત બની, આગળ વધવું. હિંસાદિ પાપોમાંથી નિવૃત્ત; મોક્ષપ્રાપ્તિ માટે વીરતાપૂર્વક કટીબદ્ધ થયેલા; ક્રોધ, માયા આદિને પીસી નાખનારા; સર્વ પ્રકારે અહિંસક; તથા ક્લેશોનો નાશ થવાથી શાંતસ્વરૂપ બનેલા એવા પુરુષો જ સાચો માર્ગ બતાવી શકે. સામાન્ય માર્ગ ઉપર ચાલવામાં જ કેટલી આંટીઘૂંટી જાણવાની હોય છે? તો પછી, આ કર્મનાશના દુર્ગમ માર્ગે જતાં ગોથાં ન ખાઈ જવાય તે માટે, પ્રથમ એ માર્ગના ભોમિયા પુરુષનું શરણ સ્વીકારવું જોઈએ. વળી સામાન્ય જીવનવ્યવહારમાં જેમ અનેક મુસ્કેલીઓ સહન કરવાની હોય છે, તેમ જેને આત્માનું હિત સાધવું છે, તેને એ માર્ગે જતાં કેટલીય મુસ્કેલીઓનો વીરતાપૂર્વક સામનો કરવાનો હોય છે. એ બધાથી ગભરાઈ ગયે કેમ ચાલે? તેણે તો, છાણાં થાપેલી દીવાલ જેમ છાણાં ઉખાડી નાખવાથી પાતળી થઈ જાય, તેમ પોતાનાં શરીર-મનનાં પડ વ્રતસંયમાદિથી ઊખડી જવાથી, તે બંનેને કૃશ થઈ જતાં જોવાનાં છે. એ બધું કાંઈ સહેલું નથી. જે સાચો વૈરાગ્યવાન તથા તીવ્ર મુમુક્ષુ છે, સંત પુરુષોએ શાસ્ત્રોમાં બતાવેલ

૧. મૂળમાં તેને માટે 'અણુપ્રાણાઃ'—એટલે કે 'સૂક્ષ્મ-જીવજંતુવાળો' એવો શબ્દ છે. પરંતુ અહીં મુક્તિમાર્ગની જ વાત ચાલે છે, એ ઉઘાડું છે.

અવિહિંસારૂપી સૂક્ષ્મ માર્ગને જે અનુસરે છે, તથા જે કઠોર તપસ્વી છે, તે જ ધૂળથી છવાયેલી પંખિણીની પેઠે પોતાનાં કર્મ ખંખેરી નાખી શકે છે, બીજું કોઈ નહીં. [ ૮–૯, ૧૧, ૧૩–૧૫ ]

સાચું જ્ઞાન પ્રાપ્ત કરવા, સાંસારિક સંબંધો છોડીને ચાલી નીકળેલા ભિક્ષુને, સૌથી પ્રથમ પોતાના પૂર્વસંબંધીઓ પ્રત્યેની મમતા દૂર કરવી પડે છે. કોઈ વખત ભિક્ષા માગવા તે પોતાને ઘેર આવી ચડે છે, ત્યારે તે બધાં તેને સામટાં ઘેરી લઈ, વિનંતિઓ, કાકલૂદીઓ અને રુદન વગેરેથી સમજાવવા લાગે છે. વૃદ્ધ માતપિતા વગેરે તેને કરગરતાં કહે છે કે, 'અમને આમ અસહાય છોડી જવાને બદલે અમારું ભરણપોષણ કર. એ તારી સૌથી પહેલી ફરજ છે. તેને જતી કરીને તું શું પુણ્ય પ્રાપ્ત કરી શકીશ?' વળી તેઓ તેને એક જ વંશરક્ષક પુત્ર ઉત્પન્ન થતા સુધી જ ઘરમાં રહેવાનું કહીને સમજાવે છે; તથા બીજી પણ ઘણી લાલચો બતાવે છે. કોઈ વાર બળજબરી પણ વાપરે છે. છતાં જેને જીવિત ઉપર મમતા નથી, તથા જે પોતાના માર્ગમાં દૃઢ તથા તત્પર છે, એવા ભિક્ષુને તેઓ કાંઈ કરી શકતાં નથી. પરંતુ સગાંસંબંધીમાં મમતાવાળા અસંયમી ભિક્ષુઓ તે વખતે મોહ પામી જાય છે, અને ઘેર પાછા ફરી, ધૃષ્ટતાપૂર્વક બમણા વેગથી પાપકર્મો કરવાં શરૂ કરે છે! માટે બુદ્ધિમાન ભિક્ષુએ પ્રથમ પોતામાં રહેલી એ માયામમતા દૂર કરવાનો પ્રયત્ન કરવો. આ મહામાર્ગમાં પરાક્રમી પુરુષો જ અંત સુધી સ્થિર રહી શકે છે. એમ હું કહું છું. [ ૧૬–૨૨ ]

## ૨

સગાંસંબંધીઓમાં મમતા જેવું જ આ માર્ગમાં બીજું મોટું વિઘ્ન તે અહંકાર છે. ઘણા ભિક્ષુઓ પોતાની પૂર્વાવસ્થાના ગોત્ર વગેરેને કારણે અભિમાન કરે છે તથા બીજાની નિંદા કરે છે. પરંતુ સાધુએ તો પોતાની પૂર્વાવસ્થાને લગતા બધા ખ્યાલોને, સાપ જેમ પોતાની જૂની કાંચળી ઉતારી નાખે, તેમ ઉતારીને વેગળા મૂકવા જોઈએ. પૂર્વાવસ્થામાં પોતે ચક્રવર્તી રાજા હોય કે દાસોનો પણ દાસ હોય, પણ મુનિપદ સ્વીકાર્યા બાદ બંને પોતાની પૂર્વ સ્થિતિનો ગર્વ ન કરે, કે લજ્જા ન

માને; પણ સદા સમતાથી વર્તે. અહંકારપૂર્વક બીજાની નિંદા કરવી એ અશ્રેયસ્કર છે, પાપરૂપ છે, તથા સંસારમાં ભ્રમણનો હેતુ છે. માટે, સાધુ પુરુષોએ બતાવેલ સંયમધર્મમાં[1] મુમુક્ષુએ કશી વાતનું અભિમાન કર્યા સિવાય, અપ્રમત્ત રીતે, સમાન વૃત્તિથી અણીશુદ્ધ રહેવું; અત્યારે કોઈ તેની સાથે, તેની પૂર્વાવસ્થાની મંદ સ્થિતિને કારણે પરુષતાથી વર્તે, તો પણ મુનિએ તો દૂરનો અર્થાત્ ભૂતકાળનો અને ભવિષ્યકાળનો વિચાર કરી, તેનું દુઃખ ન માનવું પણ સમભાવ ધારણ કરવો. જે સાધુ પૂર્ણ બુદ્ધિમાન છે, હમેશાં જિતેંદ્રિય છે, સૂક્ષ્મ મોક્ષમાર્ગમાં જે જરા પણ સ્ખલન પામતો નથી, જેનાં ક્રોધ-માન દૂર થઈ ગયાં છે, તે મુનિ સમતારૂપી ધર્મનો ઉપદેશ કરે. બહુ જનો વડે પૂજાતા તે ધર્મમાં જે સાવધાનતાથી સ્થિર હોય, તથા સર્વ પદાર્થોમાંથી આસક્તિ દૂર કરવાથી જે સરોવર જેવો નિર્મળ છે, તે જ કાશ્યપગોત્રી (ભગવાન ઋષભદેવ કે મહાવીર)નો ધર્મ ઉપદેશી શકે. સંસારના સર્વ પ્રાણોને સુખદુઃખની બાબતમાં પોતાની સમાન જાણી, સર્વ પ્રકારની હિંસાથી વિરત થયેલો તે મુનિ, અંતકાળ પૂર્વે જ ધર્મનો પાર પામી, કૃતકૃત્ય થાય છે. પરંતુ પદાર્થોમાં આસકિતવાળા સંસારી જીવો નિરંતર શોક જ કર્યા કરે છે, અને તેમ કરીને પણ પોતાને જોઈતું સુખ નથી જ મેળવી શકતા. માટે જગતના પદાર્થોને આ લોકમાં તેમ જ પરલોકમાં પણ દુઃખ આપનાર તથા ક્ષણભંગુર જાણી, ઘરનો ત્યાગ કરી બહાર ચાલ્યા આવો! પદાર્થોમાં તીવ્ર આસકિત તથા જગતનાં વંદનપૂજન, એ કાંટો બહુ સૂક્ષ્મ છે તથા મહાકષ્ટે કાઢી શકાય તેવો છે. માટે બુદ્ધિશાળી પુરુષે જગતના સંસર્ગનો ત્યાગ કરી, એકલા થઈ જવું; અને મનવાણીને અંકુશમાં રાખી, સમાધિ અને તપમાં પરાક્રમી બનવું. [૧-૧૨]

પરંતુ, એમ સર્વ સંબંધોનો ત્યાગ કરી, એકલા ફરવું ઘણું મુશ્કેલ છે. એકલા વિચરનાર ભિક્ષુને નિર્જન સ્થાનોમાં કે શૂન્ય ઘરમાં નિવાસ કરવાનો હોય છે. ત્યાં જમીન ઊંચાનીચી હોય, ડાંસમચ્છર હોય,

૧. જૈન મોક્ષસાધન સંયમપ્રધાન હોવાથી, તેને માટે ‘સંયમ’ અથવા ‘સંયમધર્મ’ એવો પ્રયોગ ઘણો આવે છે

તેમ જ સાપ વગેરે ભયંકર પ્રાણીઓનો પણ વાસ હોય. છતાં, તેણે તેથી ગભરાઈ ને, બારણાં ઉઘાડવાસ કરવાં નહીં, કે ઘાસ પાથરી રસ્તો ન કાઢવો. તેણે તે ભયોને જીતવાના જ છે. તે ભયોથી ગભરાઈ જઈ ને 'કેમ બચ્યું' એવી ઇચ્છા પણ ન કરવી; અથવા 'હું આવો નીડર છું' એવું બીજાને કહીને પ્રતિષ્ઠા મેળવવાનો પણ ખ્યાલ ન કરવો. ધીમે ધીમે મુનિને શૂન્ય સ્થાનોમાં રહેવાનો અભ્યાસ પડી જાય છે. જેણે પોતાના આત્માને સમાધિમાં બરાબર સ્થિત કર્યો છે, જે પોતાનાં મન ઇંદ્રિયોનું ભયો કે લાલચોમાંથી રક્ષણ કરી શકે છે, તે સાધુ જ ચારિત્ર-ધર્મ પાળી શકે છે, તથા તેવો સાધુ જ એવી નિર્જન જગાઓમાં શાંતિથી, રૂંવાડું પણ ફરકવા દીધા વિના એકાગ્રતાપૂર્વક સ્થિર થઈ ને ધ્યાનાદિ કરી શકે છે અથવા સૂર્યાસ્ત વખતે જ્યાં હોય ત્યાં ઉતારો કરવાના યતિધર્મનું પાલન કરી શકે છે.

જ્યાં સુધી તે એકાંતમાં નિર્ભયતાથી રહી શકતો નથી, ત્યાં સુધી તે વસતીમાં કે સોબતોમાં રહેવા પ્રયત્ન કરે છે. અને સાધુ માટે સંગ જેવી જોખમકારક એકે વસ્તુ નથી. બીજી બધી રીતે માણસ ઉચ્ચ ચારિત્ર્ય અને સંયમને પાળતો હોય,[1] છતાં જો તે સંગદોષનો ત્યાગ ન કરે,[2] તો તે તથાગત બન્યો હોય તો પણ સમાધિથી ચ્યુત થઈ જાય. કારણ, સંગ એ અનેક બખેડાઓનું કારણ છે; અને બખેડામાં પડવાથી સાધુના ઘણા અર્થ નાશ પામે છે. માટે બુદ્ધિશાળી ભિક્ષુએ સંસારીઓના સંસર્ગથી દૂર રહેવું, તથા જીવિતને ક્ષણભંગુર જોઈ, સર્વ પ્રકારનો પ્રમાદ દૂર કરી, મોહમાયાથી રહિત થઈ, સ્વચ્છંદે અનુસરવું છોડી દઈ, શીતોષ્ણ વગેરે દ્વંદ્વો સહન કરી લઈ, જ્ઞાની પુરુષોએ બતાવેલા (વિકટ) ધર્મને જ અનુસરવો. [૧૩–૨૨]

---

૧. અર્થાત મૂળમાં જણાવ્યા પ્રમાણે ઊનું ઊનું જ પાણી પીનારો હોય, ધર્મમાં સ્થિત હોય, લજ્જાવાન હોઈ કોઈ પ્રકારની પ્રતિજ્ઞા (કામના) વિનાનો હોય, કર્મબંધનવાળી પ્રવૃત્તિઓથી દૂર રહેનારો હોય . . .

૨. અર્થાત્ મૂળમાં જણાવવા પ્રમાણે: 'ગૃહસ્થને ઘેર બેસી તેનાં વાસણમાં જ ખાય.'

વધારે શું કહેવું? કુશળ દ્યૂતકાર જેમ ખોટા દાવ[1] છોડી દઈ, સારામાં સારો દાવ જ લે છે, તેમ તમે પણ સ્ત્રીસંગાદિ ગ્રામધર્મો તથા ભોગવેલા વિષયોની કામના કરવાનું મૂકી દઈ, જગતને તારનારા કાશ્યપગોત્રી મહર્ષિ જ્ઞાતપુત્રે[2] ઉપદેશેલા સર્વોત્તમ તથા હિતકર ધર્મમાર્ગને જ અનુસરવા માંડો! જેઓ મનને દૂષિત કરનારા વિષયોમાં ડૂબેલા નથી, તેઓ જ માર્ગને જાતે અનુસરવા શક્તિમાન થાય છે, તથા બીજાને પણ પ્રેરણા આપી શકે છે. મનના મોહને દૂર કરી, માયા, લોભ, માન, ક્રોધ, પ્રમાદ કે શિથિલતાનો ત્યાગ કરી, તેમ જ નકામી વાતચીત, પડપૂછ કે વાતડહાપણ વગેરે નિરર્થક પ્રવૃત્તિઓમાં વખત ખોવાનું છોડી, પોતાના કલ્યાણમાં તત્પર થાઓ! ધર્માર્થ સાધવાની ઉત્કંઠાવાળા બનો! અને તપ વગેરેમાં પ્રબળ પુરુષાર્થ દાખવો! મન વચન અને કાયા ઉપર જેણે કાબૂ મેળવ્યો નથી, તેને માટે આત્મકલ્યાણ સાધવું સહેલું નથી. મહર્ષિ જ્ઞાતપુત્ર[2] વગેરેએ જીવો ઉપરથી કરુણાથી, જગતનું સંપૂર્ણ તત્ત્વ જાણી, જે પરમ ધર્મમાર્ગ[3] ઉપદેશ્યો છે, તે અપૂર્વ છે તથા અદ્ભુત છે. માટે સદ્ગુરુની આજ્ઞાનુસાર તે માર્ગ વડે આ સંસારરૂપી મહાન પ્રવાહનો અંત લાવો! તેમ કરીને ઘણા લોકો આ સંસારનો પાર પામ્યા છે. એમ હું કહું છું. [૨૨–૩૨]

## ૩

એ જ વિષયને આગળ ચલાવતા સુધર્મસ્વામી કહેવા લાગ્યા:— જે ભિક્ષુ પાપકર્મો બંધાવાનો માર્ગ બંધ કરી દે છે, તે ભિક્ષુનાં પૂર્વ અજ્ઞાનથી બંધાયેલાં કર્મો સંયમ–તપથી ક્ષીણ થતાં જાય છે; એવા વિવેકી પુરુષો મૃત્યુને ઓળંગી પાર નીકળી જાય છે. [૧]

કામોને રોગરૂપ સમજી, સ્ત્રીઓથી અભિભૂત ન થનારા

---

૧. મૂળ : કલિ, ત્રેતા અને દ્વાપર નામના પાસા. કૃતનો પાસો જ શ્રેષ્ઠ કહેવાય છે.

૨ જ્ઞાત નામના રાજવંશમાં ઉત્પન્ન થયેલ મહાવીર સ્વામી.

૩. મૂળ: समाधि। જૈન ગ્રંથમાં સમાધિ શબ્દ યોગના રૂઢ અર્થમાં નથી વપરાતો, પણ सम्यक् आधीयते मोक्षं प्रति आत्मा येन એટલે કે, જે જે સાધન વડે આત્મા મોક્ષ પ્રત્યે વ્યવસ્થિત થાય, તે બધાં સાધનના અર્થમાં વપરાય છે.

પુરુષોની ગણના મુક્ત પુરુષો સાથે થાય છે. જેઓ કામભોગને જીતી શકે છે, તેઓ જ તેમનાથી પર વસ્તુને પ્રાપ્ત કરી શકે છે. દેશાવરના વેપારીઓએ આણેલાં મોઘાં રત્નો રાજા-મહારાજા જ ખરીદીને ધારણ કરી શકે છે. તે પ્રમાણે રાત્રીભોજનત્યાગ સાથેનાં પાંચ મહાવ્રતો કોઈ વીરલા જ ધારણ કરી શકે છે, બીજા સામાન્ય મનુષ્યો તો કામભોગોમાં આસક્ત અને મૂઢ બની જાય છે. એટલું જ નહિ, ઊલટાં તેમાં બહાદુરી માને છે. તેઓ માત્ર વર્તમાનકાળ જ દેખી શકે છે અને કહે છે કે, પરલોક કોણ જોઈ આવ્યું છે? તેવાં મનુષ્યોને ગમે તેટલું સમજાવો કે, અત્યારે મીઠાં લાગતાં સુખોને કારણે પછી તો તમારું અકલ્યાણ જ થવાનું છે, છતાં તેઓ પોતાનાં વિષયસુખો છોડી શકતાં જ નથી. નબળા બળદને ગમે તેટલો મારો ઝૂડો, પણ તે આગળ ચાલવાને બદલે ઊલટો ગળિયો થઈ ને બેસી પડે છે. તેના જેવી દશા વિષયરસ ચાખેલા મનુષ્યની છે. વિષયોમાં લેશમાત્ર સુખ નથી; તથા તે ક્ષણભંગુર છે. તેમજ સોવર્ષના આયુષ્યવાળો ગણાતો માણસ પણ ભરયુવાવસ્થામાં ગમે ત્યારે ચાલતો થાય છે. એમ જાણવા છતાં, તેઓ છેવટ સુધી વિષયભોગોને વળગી રહે છે. અને અંતે તે ભોગોને કારણે કરેલાં હિંસાદિ અનેક પાપકર્મોનાં ફળ ભોગવવા, તેમને હીન આસુરી દિશાને પામવું પડે છે. તે વખતે તેઓ પસ્તાય છે અને વિલાપ કરે છે. આવાં મનુષ્યો દયા ખાવાં જેવાં છે. કારણ, તેઓ જ્ઞાનીઓએ ઉપદેશેલા મોક્ષમાર્ગને જાણતાં નથી; તેમજ સંસારનું સત્ય સ્વરૂપ પ્રત્યક્ષ કરી, જેણે તેમાંથી છૂટવાનો માર્ગ બતાવ્યો છે, તેવા મુનિના વચન ઉપર પણ તેમને શ્રદ્ધા નથી. અનંત વાસનાઓથી ઘેરાયેલા તે અંધ તથા દુઃખી મનુષ્યો પોતાની અથવા પોતાના જેવી બીજાની અંધતાને જ જીવનભર અનુસર્યા કરી, ફરી ફરી મોહ પામ્યા કરે છે અને સંસારચક્રમાં ભટક્યા કરે છે [ ૨–૧૨ ]

માટે, વિવેકી પુરુષે ગૃહસ્થાશ્રમ દરમ્યાન પણ, પોતાની યોગ્યતાનુસાર અહિંસાદિ વ્રતો પાળવા પ્રયત્ન કરવો. અને જેને મહાપુરુષોએ કહેલા ઉપદેશને સાંભળી, સત્ય માર્ગ ઉપર શ્રદ્ધા જન્મી છે, તેણે તો પ્રવ્રજ્યા લઈ, સત્યપ્રાપ્તિ અર્થે જ સર્વતોભાવે પ્રયત્નશીલ બનવું; તથા તેમાં સ્થિર થવું. તેણે તો રાગદ્વેષાદિનો ત્યાગ કરી, મન વચન અને કાયાને સંયમમાં

રાખી, નિરંતર પરમાર્થપ્રાપ્તિમાં જ મંડયા રહેવું. કારણ, મૂર્ખ મનુષ્ય જ સાંસારિક પદાર્થો અને સંબંધીઓને પોતાનું શરણ માની, તેઓમાં બંધાઈ રહે છે. તે જાણતો નથી કે, અંતે તો તે બધાંને છોડી એકલા જવાનું છે તથા પોતાનાં કર્મોનાં વિષમ પરિણામો ભોગવતા, દુઃખથી પીડાઈ, હંમેશાં આ યોનિચક્રમાં ભટકવું પડવાનું છે. પોતાનાં કર્મો પોતાને ભોગવ્યા વિના કોઈનો છૂટકો જ નથી અને દરેકને તેનાં કર્મો અનુસાર જ દશા પ્રાપ્ત થાય છે. માટે જાગૃત થાઓ! વર્તમાનકાળ એ જ એક માત્ર તક છે અને બોધપ્રાપ્તિ સુલભ નથી. માટે આત્મકલ્યાણ સારુ તીવ્રતાથી કમર કસો! ત્રણે કાળના જિનો તથા સંતો ભારપૂર્વક એ જ વસ્તુ કહેતા આવ્યા છે, તથા વિશાલા નગરીવાળા જ્ઞાતપુત્ર ભગવાન મહાવીરે પણ એ જ કહ્યું છે. સર્વ પ્રકારે[1] હિંસાદિ પાપકર્મોથી રહિત થાઓ! આત્માના કલ્યાણમાં તત્પર બનો! અને ફળની કામના રાખ્યા વિના સંયમધર્મમાં પૂર્ણતા પ્રાપ્ત કરો! એ જ માર્ગે અનંત પુરુષો સિદ્ધિ પામ્યા છે અને બીજા પણ પામશે. [૧૩–૨૨]

એમ હું કહું છું.

---

૧. મન વાણી અને કાયાથી; તથા કરવાથી, કરાવવાથી કે અનુમતિ આપવાથી.

# ટિપ્પણો

**ટિપ્પણ નં૦ ૧:** આ અધ્યયનનો ઉપદેશ ઋષભદેવે પોતાના ૯૮ પુત્રોને આપ્યો હતો એમ ટીકાકાર જણાવે છે. ઋષભદેવ સો પુત્રોને રાજ્ય વહેંચી આપી, સાધુ થયા હતા. તેમાંથી ભરતે ચક્રવર્તી થવા પોતાના બધા ભાઈઓને પોતાને તાબે થવા જણાવ્યું, ત્યારે ૯૮ ભાઈઓ પિતાની સલાહ લેવા ગયા. તે વખતે ઋષભદેવે તેમને સાંસારિક કામનાઓથી પર વસ્તુનો ઉપદેશ આપી, તેમને સંસારથી વિમુખ કર્યા. એટલે તે સંન્યાસી થયા. ૯૯ મા ભાઈ બાહુબલિએ ભરતનું કહેણ સ્વીકાર્યું નહીં અને તેને હરાવ્યો. પરંતુ પછી તે પણ બીજા ભાઈઓને પેઠે સંન્યાસી થયા, એટલે ભરત પૂર્ણ ચક્રવર્તી થયો.

ભદ્રબાહુ આ અધ્યયનના ઉદ્દેશો [પેટા વિભાગો] નું વસ્તુ આ પ્રમાણે જણાવે છે:

પ્રથમ ઉદ્દેશકમાં કહ્યું છે કે, મનુષ્યે હિતની પ્રાપ્તિ અને અહિતના ત્યાગનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ, તથા આ જગતને અનિત્ય સમજવું જોઈએ. બીજા ઉદ્દેશકમાં કહ્યું છે કે, માણસે માનનો ત્યાગ કરવો જોઈએ. શબ્દ આદિમાં અને અર્થમાં અનેક પ્રકારે અનિત્યતાનું પ્રતિપાદન પણ બીજા ઉદ્દેશકમાં કરેલું છે. ત્રીજા ઉદ્દેશકમાં કહ્યું છે કે, અજ્ઞાનદ્વારા વૃદ્ધિ પામેલાં કર્મોનો નાશ કરવો આવશ્યક છે, તે માટે સાધુએ સુખ અને પ્રમાદનો ત્યાગ કરવો જોઈએ.

# અધ્યયન ૩ જું

## જુદાં જુદાં વિઘ્નો

૧

શ્રીસુધર્મસ્વામી આગળ કહેવા લાગ્યા :

ઘણા લોક આવેશમાં આવી જઈ, પ્રથમથી કશી મુશ્કેલીઓનો વિચાર કર્યા વિના, કપરું ભિક્ષુજીવન સ્વીકારી બેસે છે. પછી, જ્યારે એક પછી એક મુશ્કેલીઓ આવતી જાય છે, ત્યારે તેઓ હતાશ થઈ જાય છે તથા ઢીલા થઈ બેસી પડે છે. ઘણા ભિક્ષુઓ હેમંતની ટાઢ કે ગ્રીષ્મનો તાપ દેખી ગભરાઈ જાય છે; જ્યારે કેટલાક પારકા પાસે ભિક્ષા માગવાનું થતાં ખિન્ન થઈ જાય છે. શેરીઓમાં કરડકણા કૂતરા તેમને જોઈ કરડવા દોડે છે તથા ઘણા અસંસ્કારી કે વિદ્વેષી લોકો તેમને ગમે તેવા શબ્દો સંભળાવી તેમનો તિરસ્કાર કરે છે. તેઓ કહે છે કે : "કામ કરવું પડે એટલે સાધુ થયા!" વળી બીજાઓ તેમને, કમનસીબ, કે પૂર્વજન્મમાં બહુ પાપ કરવાથી આ જન્મમાં આવી દુરવસ્થાને પામેલા કહીને નિંદે છે. બાકીના વળી તેમને, 'નાગડા, ભિખારા, અધમ, મૂંડિયા, ખસિયલ, ગંદા, કે બિહામણા' કહીને ગાળો ભાંડે છે. તે વખતે નબળા મનનો ભિક્ષુ ઢીલો થઈ જાય છે.[1] વળી જ્યારે ડાંસમચ્છર કરડે છે, અને ઘાસની અણીઓ ખૂંચે છે, ત્યારે તેને પોતાના ભિક્ષુજીવનની સાર્થકતા વિષે જ શંકા આવે છે: 'કદાચ પરલોક જેવું કાંઈ જ ન હોય અને મરણ એ જ બધાનો અંત હોય તો!' બીજા

---

૧. ઢીલા થઈ જવાની ઉપમાઓ જોવા જેવી છે: રાજ્યભ્રષ્ટ થયેલા ક્ષત્રિયની જેમ; થોડા પાણીમાં તરફડતા માછલાની જેમ; અગ્નિથી દાઝેલા પ્રાણીની જેમ; જાળમાં ફસાયેલા માછલાની જેમ; રણસંગ્રામમાં બાણથી ભેદાયેલા હાથીની જેમ; ઘણો ભાર ભરવાથી ભાગી પડતા ગધેડાની જેમ; આગ સળગે અને લોક નાસવા માંડે તે વખતે બગલમાં રાખેલી ઘોડીને આધારે ચાલનારા લંગડાની જેમ

કેટલાક, વાળ ટૂંપાવવા પડતા હોવાથી ત્રાસી જાય છે; અથવા બ્રહ્મચર્ય પાળી ન શકવાથી હારી જાય છે. વળી કોઈ વાર ભિક્ષુ ફરતાં ફરતાં સરહદના ભાગોમાં જઈ ચડે છે, તો ત્યાંના લોકો તેને જાસુસ કે ચોર સમજી પકડે છે અને મારે છે. તે વખતે, ગુસ્સામાં પતિને છોડી ચાલી નીકળેલી સ્ત્રીની પેઠે તે ઘર યાદ કરે છે! આ બધાં વિઘ્નો અલબત્ત બહુ કઠોર છે તથા દુઃસહ છે, છતાં તેમનાથી ગભરાઈ પાછા ભાગવાને બદલે, ધીરજથી તેમને સહન કરતાં શીખવું જોઈએ, એમ હું કહું છું. [૧-૧૭]

## ૨

વળી પોતાના નાજુક સ્નેહસંબંધો તોડતાં પણ નવા ભિક્ષુને ઓછી મુશ્કેલી નથી પડતી. તેને ભિક્ષા માગવા આવેલો દેખી, સગાંસંબંધીઓ તેને ઘેરી લઈ વિલાપ કરવા માંડે છે કે: “હે તાત! અમે તને ઉછેરી મોટો કર્યો, હવે તું અમારું ભરણપોષણ કર. તેમ કરવાને બદલે તું અમારો ત્યાગ કેમ કરે છે? વૃદ્ધ માતાપિતાનું ભરણપોષણ કરવું એ તો આચાર છે. તેનો ત્યાગ કરવાથી તને ધર્મ શી રીતે પ્રાપ્ત થશે? તારા વડીલો મીઠી જીભના છે, તારા પુત્રો હજુ બાળક છે, તારી સ્ત્રી પણ જુવાન છે. રખે તે અવળે માર્ગે ચડી જાય! માટે હે તાત! તું ઘેર પાછો ચાલ. તારે હવે કાંઈ કામ નહીં કરવું પડે. અમે બધા તને મદદ કરીશું, તારું દેવું અમે વહેંચી લીધું છે; અને વેપાર ધંધા માટે તારે ફરી પૈસા જોઈતા હશે તો પણ અમે આપીશું. માટે એક વાર તું પાછો ચાલ. પછી તને ફાવે તો ભલે પાછો ચાલ્યો જજે. એમ કરવાથી તારા શ્રમણપણાને વાંધો નહીં આવે.” આ બધું સાંભળી, સ્નેહીઓના દુસ્તર[1] સ્નેહબંધમાં બંધાયેલો નબળા મનનો માણસ ઘર તરફ દોડવા માંડે છે. અને તેનાં સંબંધીઓ પણ, એક વાર તે હાથમાં આવ્યો એટલે, તેને ચારે બાજુથી ભોગવિલાસમાં જકડી લઈ, પળ વાર વીલો મૂકતાં નથી.[2] [૧-૧૨]

---

૧. ‘વનમાં માલુકાલતા જેમ વૃક્ષને વીંટી લે છે તેમ.’
૨. ‘તસ્તની વિયાયેલી ગાય પોતાના બચ્ચાની પાછળ ફરે તેમ.’

આ ઉપરાંત બીજાં પણ ઘણાં પ્રલોભનો ભગવાન કાશ્યપે વર્ણવેલાં છે. કોઈ પવિત્ર જીવન ગાળનારા ઉત્તમ સાધુને જોતાં જ રાજાઓ, અમાત્યો તથા બ્રાહ્મણક્ષત્રિયો તેને વીંટળાઈ વળે છે અને સત્કારપૂર્વક તેને પોતાને ત્યાં નિમંત્રણ આપે છે.[1] તેઓ કહે છે, "હે મહર્ષિ! અમારા આ રથવાહન, સ્ત્રી, અલંકાર, શય્યા વગેરે સર્વ પદાર્થો આપના જ છે. આપ કૃપા કરી તેમનો સ્વીકાર કરો, જેથી અમારું કલ્યાણ થાય. અમારે ત્યાં પધારવાથી આપના વ્રતનો ભંગ નહીં થાય. તે ઉપરાંત, હવે આપે ઘણી તપશ્ચર્યાઓ કરી છે. તેથી આવા પદાર્થોનો સ્વીકાર કરવાથી આપને દોષ નહિ લાગે." આવું સાંભળી, પરાણે ભિક્ષુજીવન ગાળતા તથા તપશ્ચર્યાથી કંટાળેલા નબળા લોકો ઢોળાવ ચડતા ઘરડા બળદની પેઠે, અધવચ બેસી પડે છે અને કામભોગોથી લોભાઈ, સંસાર તરફ પાછા ફરે છે, એમ હું કહું છું. [૧૨-૨૨]

૩

વળી કેટલાક ભિક્ષુઓ પહેલેથી જ આત્મવિશ્વાસ વિનાના હોય છે. સ્ત્રીઓ વગેરેથી કે ગરમ પાણી પીવા વગેરેના કડક નિયમોથી પોતે ક્યારે હારી જશે, તેનો ભરોંસો એમને નથી હોતો. તેઓ પ્રથમથી જ તેવો પ્રસંગ આવે ત્યારે આજીવિકામાં વાંધો ન આવે તે માટે, વૈદક જ્યોતિષ વગેરે ગુજરાનનાં સાધન શોધી રાખે છે.[2] આવા માણસોથી કાંઈ જ થઈ શકતું નથી; કારણ, મુશ્કેલી આવે ત્યારે તેની સામે ઝૂઝવાને બદલે, તેઓ પહેલેથી શોધી રાખેલાં બચાવનાં સાધનોનો આશરો લઈ બેસી જાય છે. મુમુક્ષુએ તો પ્રાણ હાથમાં લઈ નિઃશંકતાથી અડગપણે પોતાના માર્ગમાં આગળ વધવું જોઈએ. એક વાર સંગ્રામમાં કૂદી પડ્યા, પછી વીરો પાછળની વાત ઉપર ધ્યાન નથી આપતા. તેઓ તો આગળની વાત જ વિચારે છે. કારણ, તેઓ જાણે છે કે, બહુ બહુ તો મોત થશે; એથી બીજું શું થવાનું છે? [૧–૭]

---

૧. 'નીવાર વડે ડુક્કરને લોભાવે તેમ.'

૨. 'રણસંગ્રામમાં કાયર લોકો વખત આવ્યે છુપાઈ જવાનાં સ્થાન શોધી રાખે છે તેમ. એવા કાયરો શત્રુ ઉપર વિજય શી રીતે મેળવી શકે?'

ભિક્ષુને વળી ભિન્ન ભિન્ન આચારવિચારવાળા પરતીર્થિકોના[1] આક્ષેપોનો પણ સામનો કરવાનો હોય છે. તે વખતે પોતાના માર્ગમાં દૃઢ નિશ્ચય વિનાનો ભિક્ષુ ગભરાઈ જાય છે અથવા શંકિત બની જાય છે.

પરતીર્થિકો તેને ઉતારી પાડવા, દ્વેષથી તેના આચારવિચાર વિષે ગમે તેવા આક્ષેપો કરે છે. તે વખતે બુદ્ધિશાળી ભિક્ષુએ ગભરાયા વિના ચિત્તને સ્વસ્થ રાખી, અનેક ગુણોથી યુક્ત એવી યુક્તિસંગત વાણીથી તેમનો રદિયો આપવો. કેટલાક પરતીર્થિકો, જૈન ભિક્ષુઓ સામે એવો આક્ષેપ કરે છે કે, 'તમે લોકો ગૃહસ્થ કુટુંબીની જેમ એકબીજામાં આસક્તિવાળા છો; કારણ, પોતાના સંઘનો કોઈ ભિક્ષુ માંદો પડે ત્યારે તેને માટે ભિક્ષા માગી લાવી તેને ખવરાવો છો. આમ એકબીજાને અધીન તથા એકબીજામાં રાગવાળા તમે સંસારનો પાર શી રીતે પામી શકો?' તે વખતે તેમને જવાબ આપવો કે, 'તમે તો તેથી પણ ભૂંડું કરો છો. કેમકે, તેવે વખતે તમે ગૃહસ્થીઓ પાસે માંદા માણસને ઉદ્દેશીને ભોજન તૈયાર કરાવી મંગાવો છો અને તેમનાં જ વાસણોમાં આરોગાવો છો! આમ માંદા સાધુએ પણ પોતાને માટે ખાસ તૈયાર કરેલું (ઠંડું પાણી, સજીવ બીજ વગેરે યુક્ત) નિષિદ્ધ અન્ન ખાવું સારું? કે પોતાના સાથીએ ગૃહસ્થો પાસેથી વધ્યુંઘટ્યું માગી આણેલું નિર્દોષ ભોજન ખાવું સારું?' તેઓને આમ સચોટ રદિયો મળે છે, ત્યારે તેઓ આગળ બોલી શકતા નથી. પછી તેઓ ગાળાગાળીનું શરણ લે છે,— ટંકણ લોકો યુદ્ધમાં હારી જતાં પહાડનો આશરો લે છે તેમ. પણ ડાહ્યા ભિક્ષુએ શાંતિથી સ્વસ્થ રહી, સામો વાદી તપી ન જાય તે રીતે તેને શાંતિથી યોગ્ય જવાબ આપવો. [ ૮–૧૯ ]

૪

બીજા કેટલાક પરતીર્થિકો એવો આક્ષેપ કરે છે કે, "બીજ ધાન્ય વગેરે ખાવામાં તેમ જ ઠંડું પાણી પીવામાં[2] એવો તે શો વાંધો છે, કે

---

૧. બીજા તીર્થ–ધર્મમાર્ગ–ને અનુસરનાર, પરવાદી.

૨. જૈન આચારમાં ગરમ કરી નિર્જીવ કરેલું તથા બીજાએ પોતાના ઉપયોગમાં લીધેલું પાણી વાપરવાનો જ વિધિ છે; તેમજ ઊગવાની શક્તિ હજુ જેમની નાશ નથી પામી તેવાં ધાન્ય વગેરે પદાર્થોનું ભિક્ષાન્ન ગ્રહણ કરવાનો

તમે તેમનો ત્યાગ કરો છો? વિદેહનો રાજા નમિ[1] ન ખાઈને તેમ જ રામગુપ્ત[2] વગેરે બીજ–ધાન્યાદિ પદાર્થો ખાઈને સિદ્ધિ પામ્યા હતા. તેમ જ બાહુક[3] તથા નારાયણ ઋષિ ઠંડું પાણી પીતા હતા અને અસિત, દેવિલ[4], દ્વૈપાયન (વ્યાસ) અને પરાશર[5] વગેરે તો[6] ઠંડું પાણી, બીજ-ધાન્ય ઉપરાંત લીલોતરી વગેરેનો ઉપયોગ કરતા હતા છતાં મુક્તિ પામ્યા હતા. તો પછી એ બધા પદાર્થોનો ત્યાગ કરી, તમે શા માટે દુઃખ વેઠો છો?" [૧–૫]

તે જ પ્રમાણે બીજા કેટલાક[7] એવો આક્ષેપ કરે છે કે, "સુખ વળી દુઃખકર સાધનોથી પ્રાપ્ત થતું હશે? સુખથી જ સુખ થાય; સુખમાં જ આર્યમાર્ગ અને પરમ સમાધિ રહેલાં છે. તો પછી તમે લોકો અત્યંતિક સુખની પ્રાપ્તિ માટે આવાં દુઃખકર કઠોર સાધનો શા માટે આચરો છો? આ તે તમારો કેવોક અવળો માર્ગ છે?" [૬–૭]

---

નિષેધ છે. સામાન્ય રીતે ત્રણ વર્ષ બાદ બીજની ઉત્પાદક શક્તિ નાશ પામી જાય છે, એમ મનાય છે.

૧. વિદેહ દેશની મિથિલાના રાજર્ષિ. જુઓ ઉત્તરાધ્યયન અ૦૯. ભાગવત સ્કં. ૯. અ. ૧૩ માં 'વિદેહ' 'નિમિ'નું ચરિત્ર આપ્યું છે; અને ત્યાં તેનાં 'નિમિ' ઉપરાંત વિદેહ, જનક, મિથિલ એવાં ત્રણ નામ આપ્યાં છે.

૨. આ 'રાજર્ષિ' વિષે કશી વિગત ટીકાકારે આપી નથી. જેકોબી તેમને રામચંદ્ર ધારે છે.

૩. મહાભારતમાં નળરાજાનું બીજું નામ બાહુક આવે છે. ટીકાકાર એમને વિષે વિશેષ કશું જણાવતા નથી.

૪. અસિત અને દેવલ મહાભારતમાં પ્રસિદ્ધ ઋષિઓ છે. દેવલ ઋષિ સ્મૃતિકાર તરીકે પ્રસિદ્ધ છે.

૫. વ્યાસજીના પિતા.

૬. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

૭. ટીકાકારને મતે શાક્યો, અથવા કેટલાક જૈનો [સ્વયૂથ્યો]. તેઓ કહે છે કે, તપ અને લોચ જેવાં દુઃખો સહવાથી માત્ર દુઃખકલેશ જ થાય છે. સારો આહાર અને વિહાર હોય, તો ચિત્ત સ્વસ્થ રહે, અને સમાધિ થાય.

તેમના જેવા જ બીજા વળી[1] કહે છે, "સ્ત્રીઓ સાથે કામભોગ ભોગવવામાં શો દોષ છે કે તમે તેનો ત્યાગ કરો છો? તેમાં કોઈને પીડા નથી થતી[2] કે કાંઈ પાપ ચોંટતું નથી; પણ બેઉને શાંતિ થાય છે[3]." [૮–૧૨]

પરંતુ મહાકામી તથા પાંચે મહાપાપોમાં રત એવા એ નાસ્તિક પુરુષોના આવા શબ્દો સાંભળી, ડાહ્યા ભિક્ષુએ ડામાડોળ થઈ જઈ પોતાના સાધનમાર્ગ વિષે અશ્રદ્ધાળુ ન બની જવું. જગતમાં વિવિધ માન્યતાવાળા તથા વિવિધ આચારવાળા પુરુષો પોતાને શ્રમણ કહેવડાવતા ફરે છે. તેમના આવા લોભાવનારા કે આક્ષેપ કરનારા શબ્દો સાંભળીને ગૂંચવાઈ ન જવું. માત્ર વર્તમાન અલ્પ સુખોમાં જ રાચતા તે મૂર્ખ લોકો જાણતા નથી કે, આયુષ્ય અને જુવાની તો ક્ષણભંગુર છે. અંતકાળે તે લોકો જરૂર પસ્તાય છે.[4] માટે બુદ્ધિશાળી પુરુષે તો, વખત છે ત્યાં સુધી, પ્રબળ પુરુષાર્થથી વૈતરણી નદી જેવા એ દુસ્તર કામભોગોમાંથી નીકળી જઈ, સંત પુરુષોએ ઉપદેશેલા માર્ગ અનુસાર સંસારપ્રવાહથી મુક્ત થવાનો પ્રયત્ન કરવો. જેઓ કામભોગોનો તથા પૂજન સત્કારની કામનાનો ત્યાગ કરી શક્યા છે, તેઓ જ આ મોક્ષમાર્ગમાં સ્થિત થઈ શક્યા છે, એ યાદ રાખવું. [૧૩–૧૭]

આવાં આવાં આંતર બાહ્ય અનેક વિઘ્નો અને પ્રલોભનો મુમુક્ષુના માર્ગમાં આવી પડે છે. તે બધાંને પ્રથમથી સમજી લેનાર ભિક્ષુ, તે બધાં અચાનક આવી પડે ત્યારે ગભરાતો નથી. બાકી, ઘણા કાચા

---

૧. ટીકાકારને મતે 'નાથવાદિક મંડળ'માં ભળેલા. મૂળમાં તો તેમને માટે 'પાર્શ્વસ્થ' [એટલે કે સ્વયૂથ્ય જૈન ભિક્ષુઓ], 'અનાર્ય', 'સ્ત્રીઓને વશ થયેલા', 'બાલ' અને 'જિનશાસનથી પરાઙ્મુખ થયેલા', એવાં વિશેષણ છે. આગળ ૧૩મા શ્લોકમાં તેમને 'મિથ્યાદૃષ્ટિ' તથા 'ઘેટી જેમ બચ્ચા ઉપર રાગવાળી હોય તેમ કામભોગમાં રાગવાળા' કહ્યા છે.

૨. 'ઘેટો (મંધાદન) જેમ પાણીને હલાવ્યા–ડહોળ્યા વિના પીએ છે તેમ; કે કપિંજલ પક્ષી અદ્ધર રહી પાણી પીવે છે તેમ.'

૩. 'ગૂમડું ફૂટતાં સુખ થાય છે તેમ.'

૪. 'સોનું માનીને લોઢું ઊંચકનારાની જેમ.'

ભિક્ષુઓ, એ બધાં વિઘ્નો દેખ્યાં નથી હોતાં ત્યાં સુધી, પોતાને મહા શૂર માન્યા કરે છે; પણ પછી, પ્રથમ વિઘ્ને જ બેસી પડે છે, —યુદ્ધ કરતા મહારથ[1] કૃષ્ણને જોયા નહોતા ત્યાં સુધી શિશુપાળ[2] પોતાની બહાદુરીનો ગર્વ કરતો હતો તેમ. પરંતુ જેઓ આ બધાં વિઘ્નોને પ્રથમથી જાણી લઈ, પ્રસંગ આવ્યે તેમની સામે પ્રાણાંત સુધી ઝૂઝે છે, તેઓ જ પરાક્રમી નાવિકોની પેઠે આ સંસારરૂપી દુસ્તર સમુદ્રને અંતે તરી જાય છે. [૧૮]

આટલું કહી શ્રીસુધર્મસ્વામી થોભ્યા.

૧. મહારથની વ્યાખ્યા આવી અપાય છે : પોતાની જાતનું, સારથીનું, અને અશ્વોનું સંરક્ષણ કરતો જે લડે, તે મહારથ કહેવાય. અથવા શસ્ત્ર અને શાસ્ત્રમાં પ્રવીણ એવો જે પરાક્રમી પુરુષ એકલો દશહજાર ધનુર્ધારીઓ સાથે લડે, તે મહારથ. (મલ્લિનાથ)

૨. શ્રીકૃષ્ણનો પ્રતિસ્પર્ધી, અને તેમની ફઈનો દીકરો.

# ટિપ્પણો

**ટિપ્પણ નં० ૧:** નમિ રાજા અને ઇંદ્રનો સંવાદ ઉત્તરાધ્યયનસૂત્ર અ. ૯ માં આવે છે. ત્યાં નમિને રાજર્ષિ કહેલા છે; તથા વિદેહ દેશના રાજા હોવાથી તે વૈદેહી પણ કહેવાય છે, એમ ટીકાકારે ત્યાં જણાવ્યું છે. ઋગ્વેદમાં નમિ ઋષિને ઇંદ્રે સહાય કર્યાનો ઉલ્લેખ છે (મંડળ ૬. સૂ. ૨૦, મં. ૬) મહાભારતમાં અનુશાસન પર્વના ૧૪ મા અધ્યાયમાં 'નિમિ' નામના 'તપોધન'નો ઉલ્લેખ છે. ભાગવત ૯. ૧૩માં ઇક્ષ્વાકુવંશીય 'નિમિ'નું વૃત્તાંત છે. તેને ત્યાં વિદેહ, જનક, અને મિથિલ પણ કહ્યો છે. રામગુપ્તને ટીકાકાર રાજર્ષિ કહે છે. જેકોબી તે રામ હોવાનો તર્ક કરે છે. બાહુકનો ઉલ્લેખ મહાભારત (વન. ૭૩) માં નળના બીજા નામ તરીકે આવે છે. નારાયણને ટીકાકાર મહર્ષિ કહે છે. વિક્રમોર્વશીયમાં તેમનો ઉલ્લેખ છે. અસિત અને દેવલ એ બે નામો મહાભારતમાં તથા ગીતામાં એક સાથે આવે છે. (આદિ. ૫૩-૮; સભા ૪-૧૬; ૧૧-૨૪; શાંતિ. ૨૩૬-૫; ૨૮૧-૧; ગીતા અ. ૧૦-૧૩). દેવલ સ્મૃતિમાં મહર્ષિ તરીકે તેમનું એકલાનું નામ પણ આવે છે.

વ્યાસમુનિનું બીજું પ્રસિદ્ધ નામ તે દ્વૈપાયન. મહાભારત આદિ० ૬૪માં તેમની ઉત્પત્તિનું વર્ણન આવે છે. પરાશરની હકીકત મહાભારત આદિ० ૧૯૪માં વિગતવાર આવે છે.

ભદ્રબાહુ સ્વામી પોતાની નિર્યુક્તિમાં (ગા. ૪૯-૫૦) આ અધ્યયનનો વિષય આ પ્રમાણે વર્ણવે છે: પ્રથમ ઉદ્દેશકમાં પ્રતિકૂલ ઉપસર્ગો (વિઘ્નો)નું વર્ણન છે; બીજા ઉદ્દેશકમાં પોતાનાં સગાંસંબંધીઓએ કરેલા અનુકૂલ ઉપસર્ગોનું વર્ણન છે; ત્રીજા ઉદ્દેશકમાં ચિત્તને દુઃખી કરનાર પરતીર્થીઓનાં વચન બતાવ્યાં છે; અને ચોથા ઉદ્દેશકમાં, અન્યતીર્થીઓએ વિપરીત દલીલોથી જેમને અવળા અર્થો ગ્રહણ કરાવ્યા છે, તેમને ઉત્તમ યુક્તિયુક્ત હેતુઓ દ્વારા યથાર્થ સ્વરૂપનો ઉપદેશ કરવામાં આવ્યો છે.

# અધ્યાયન ૪ થું

## સ્ત્રીપ્રસંગ

### ૧

શ્રીસુધર્મસ્વામી આગળ કહેવા લાગ્યા :

માતાપિતા વગેરે કુટુંબીઓનો તથા કામભોગોનો ત્યાગ કરી, પોતાના કલ્યાણ માટે તત્પર બની, નિર્જન સ્થાનમાં જ રહેવાનો સંકલ્પ કરનાર ભિક્ષુને, ભિક્ષા તથા ઉપદેશાદિ પ્રસંગે સારીનરસી અનેક સ્ત્રીઓના પ્રસંગમાં આવવાનું થાય છે. તે વખતે, પ્રમાદથી અથવા તો પોતામાં રહેલી વાસનાને કારણે, તે પ્રસંગ વધવા દેનાર ભિક્ષુનું શીઘ્ર અધઃપતન થાય છે.

કારણ, ઘણી દુશ્ચરિત્ર સ્ત્રીઓ તેવે વખતે જુવાન સુંદર ભિક્ષુને તેને ખબર પણ ન પડે તેવી રીતે લોભાવવા અનેક પ્રયત્ન કરે છે. તે બાબતના બધા ઉપાયો તે બરાબર જાણતી હોય છે. જેમ કે, કોઈ સુંદર સાધુને આવતો જોઈ, તેઓ કહે છે: 'હે ભવસાગરમાંથી તારનાર પ્રભુ! આપ અહીં આવી અન્નપાન સ્વીકારો.' પછી તેને ઘરની અંદર લાવી પલંગ કે આસન ઉપર બેસારે છે; પછી પોતાના દુઃખની વાતો કરી કરુણા ઉપજાવીને, અથવા અનેક પ્રકારના નમ્ર ભાવો બતાવીને, કે મધુર વાતો કહીને તેને વિશ્વાસ ઉપજાવે છે. પછી, તેઓ ગમે તે મિષે તેની લગોલગ આવીને બેસે છે, તથા પોતાનાં સુંદર વસ્ત્રો તેમ જ લોભાવનારાં અંગપ્રત્યંગો તરફ તેનું ધ્યાન ખેંચવા પ્રયત્ન કરે છે. [૧–૩] તેઓ સુંદર વસ્ત્રાલંકારથી સજ્જ થઈ, તેની પાસે આવીને કહે છે, 'હે ભિક્ષુ! હું સંસારથી વિરત થઈ ગઈ છું, માટે મને ધર્મોપદેશ આપો.' [૨૫] ત્યારબાદ, સુતાર જેમ રથના પૈડાની વાટને ધીમે ધીમે ગોળ

વાળે છે, તેમ તે સ્ત્રીઓ, તે જાણે નહીં તેવી રીતે, તેને લોભાવતી જાય છે. આમ નિર્ભયતાથી એકલા જ વિચરતા એ ભિક્ષુને, તેઓ સિંહને જેમ માંસથી લોભાવીને બાંધે, તેમ પોતાના પાશમાં બાંધી લે છે. પછી, પાશમાં બંધાયેલા મૃગની પેઠે, તે ગમે તેટલો પ્રયત્ન કરે પણ તેમનામાંથી છૂટી શકતો નથી. [૯] પરિણામે, અગ્નિ પાસે મૂકેલો લાખનો ઘડો જેમ ઓગળી જઈ નાશ પામે છે, તેમ તેમના સહવાસથી તે વિદ્વાન ભિક્ષુ પોતાનાં સમાધિયોગથી ભ્રષ્ટ થઈ, નાશ પામે છે. [૧૬,૨૬]

વિષમિશ્રિત દૂધ પીનારની જેમ અંતે તે ભિક્ષુ ઘણો પસ્તાય છે. માટે પ્રથમથી જ ભિક્ષુએ સ્ત્રીઓ સાથેના પ્રસંગનો વિષલિપ્ત કાંટાની જેમ ત્યાગ કરવો; તેમનાં અંગપ્રત્યંગ નિહાળવાં નહીં; મુસાફરીમાં પણ તેમની સાથે ન જવું; તેમ જ ઉપદેશ આપવા પણ તેમના સંસર્ગમાં ન આવવું. ભલે ને પુત્રી હોય, પુત્રવધૂ હોય, પ્રૌઢા હોય કે નાની કુમારી હોય, તો પણ તેણે તેનો સંસર્ગ ન કરવો. તથા કોઈ પણ કારણે તેમના નિકટ પ્રસંગમાં અવાય તેવી રીતે, તેમના ઓરડાઓમાં કે ઘરોમાં એકલા ન જવું. [૧૦-૧૩] કારણ, સ્ત્રીસંગ કરી ચૂકેલા તથા સ્ત્રીચરિત્રના અનુભવી બુદ્ધિશાળી પુરુષો પણ સ્ત્રીઓનો સંસર્ગ રાખવાથી થોડા જ વખતમાં ભ્રષ્ટ થઈ, દુરાચારીઓની કોટીના બની જાય છે. [૧૫,૨૦]

વળી પોતાની સ્ત્રી સાથે એકાંતમાં બેઠેલા ભિક્ષુને જોઈને તથા તેની સામે પીરસાયેલાં ભોજન જોઈને, પુરુષોને કાં તો પોતાની સ્ત્રીઓ ઉપર શંકા જાય છે; અથવા ભિક્ષુને આવો સ્ત્રીસંગ ગમતો જોઈ એમ વિચાર આવે છે કે, "તો પછી ભાઈ બધા ભોગબુદ્ધ પુરુષોની પેઠે પરણી કરીને ઘર સંસારી થા! અને સ્ત્રીના ભરણપોષણનો ભાર ઉઠાવ. તું પણ માણસ છે!" આવા આવા સ્વ-પર-ગત અનેક દોષો જોઈ ડાહ્યા ભિક્ષુએ સ્ત્રીસંગ તજવો. એક વખત સ્ત્રીસંગ ગમી ગયા પછી તો હાથપગ કાપો, ચામડી અને માંસ ઉતરડી નાખો, જીવતાં અગ્નિમાં શેકો, શરીર છેદી છેદીને ઉપર તેજાબ છાંટો, કાન અને નાક કાપી નાખો, કે ડોકું ઉડાવી દો, પણ ભિક્ષુ તેમનો સંગ છોડી શકતો નથી. પરસ્ત્રીસંગ કરનારને

થતી બધી સજાઓ સાંભળવા છતાં, તથા કામશાસ્ત્રોમાં વર્ણવેલ કુટિલ સ્ત્રીઓના હાવભાવ, તથા તેમનું માયાવીપણું જાણવા છતાં, અને હવેથી નહીં કરું એવા સંકલ્પો કરવા છતાં, એ અપકર્મ કર્યાં જ કરે છે. [૨૧–૨૪]

તેવા અતોભ્રષ્ટ–તતોભ્રષ્ટ (મિશ્રીભાવ વાળા) ભિક્ષુ બહારથી તો સદાચરણની અને મોક્ષમાર્ગની વાતો બમણા જોરથી કર્યાં કરે છે. કારણ, દુરાચારણીનું જોર જીભમાં હોય છે! છતાં, તેમનું સાચું સ્વરૂપ અંતે પ્રગટ થયા વિના રહેતું નથી. તે વખતે તે સાચી વાત કબૂલ કરવાને બદલે ઊલટા પોતાની નિર્દોષતાનાં બણગાં ફૂંકે છે, અને 'એવું હીન કર્મ તે હું કરું?' એમ કહી, ઉપરથી ગ્લાનિ બતાવે છે. કોઈ વાર ઉઘાડેછોક પકડાઈ જાય, તો તે કહે છે, "હું કાંઈ પણ નહોતો કરતો, તે તો માત્ર મારા ખોળામાં સૂઈ રહી હતી!" આમ એ મૂર્ખ માણસ આબરૂ સાચવવા જૂઠું બોલી, બેવડું પાપ કરે છે. માટે પ્રથમથી જ ડુક્કરને ફસાવવા માટેના નીવાર જેવાં સ્ત્રીઓનાં પ્રલોભનોમાંથી બચવા તેમના નિકટ પ્રસંગમાં જ આવવું નહીં, એ પ્રથમ બુદ્ધિલક્ષણ છે. [૧૭–૧૯, ૨૮–૨૯]

૨

એક વાર તેવા પ્રસંગમાં આવી, કોઈ સ્ત્રીના પ્રેમમાં પડ્યા પછી તેવા ભોગેચ્છુ ભિક્ષુઓની શી દશા થાય છે તેના નમૂના તરીકે, ભિક્ષુના ગૃહસંસારનું વર્ણન હું કહું છું તે તમે સાંભળો. અને એ બધું કંઈ કલ્પિત નથી પણ સ્ત્રીઓમાં ફસાયેલા ઘણા ભિક્ષુઓએ ખરેખર કરેલું છે! [૧]

જ્યાં સુધી ભિક્ષુ પોતાના વશમાં આવ્યો નથી હોતો, ત્યાં સુધી તો સ્ત્રી તેને અત્યંત સ્નેહ દર્શાવતી કહે છે, 'હે ભિક્ષુ! હું તમારી પ્રિયતમા હોવા છતાં, હું સંસારી હોવાને કારણે જ તમે મારી સાથે સહવાસ ન કરી શકતા હો, તો હું મારા કેશ ટૂંપાવી નાખી સાધ્વી બનવા તૈયાર છું. પરંતુ મને મૂકીને ક્યાંય ચાલ્યા ન જશો.' પણ પછી, જ્યારે તે ભિક્ષુ બરાબર પોતાને વશ થાય છે, ત્યારે તે સ્ત્રી તેનો તિરસ્કાર કરવા

માંડે છે; તથા પોતાનાં સારાંનરસાં બધાં કામ તેની પાસે કરાવવા લાગે છે. પોતાને નયું ભિક્ષાન્ન ભાવે નહીં, એટલે તે શાક રાંધવા તપેલી, શાક, તથા બળતણની વ્યવસ્થા કરવાનું તેને કહે છે. પોતાનાં એઠાં વાસણ પણ તેની પાસે જ મંજાવરાવે છે તથા પગચંપી પણ કરાવે છે. તેને માટે ગંધ, રજોયણું વગેરે પદાર્થો, અન્નવસ્ત્ર તથા (વાળ ટૂંપાવવાનું સહન ન થતું હોવાથી) હજામની જોગવાઈ પણ તેને જ કરવી પડે છે. [૨–૬]

આ તો સાધ્વી બનેલી સ્ત્રી સાથેના ગૃહસંસારની વાત થઈ. પણ જો તે ભિક્ષુ ગૃહસ્થી સ્ત્રી સાથે જ બંધાઈ જાય છે, તો તો પછી તેને માટે લાવવાની વસ્તુઓનો પાર નથી રહેતો. સવારમાં જ દાંત સાફ કરવાનું મંજન, નાહવા માટે લોધ્રચૂર્ણ તથા આમળાં, મોંએ ઘસવાનું તેલ, ઓઠે લગાડવાનું નંદીચૂર્ણ, અંબોડે પહેરવા લોધ્રકુસુમ, નાકના વાળ ટૂંપવાનો ચીપિયો, વાળ ઓળવાનો કાંસકો, વેણી બાંધવાની ઊનની દોરી, તિલક કરવાની અંજનની સળી તથા કંકુ, અને કાજળ; પછી પહેરવાનાં વસ્ત્રો અને આભૂષણ; ત્યાર બાદ ખાવા પીવાની તથા તેનાં સાધનોની જોગવાઈ: ઘડો, તપેલી, શાકપાન, અનાજ, સૂપડું, ખાંડણિયો વગેરે; અને ખાધા બાદ જોઈતાં સોપારી તથા તંબોળ. તે ઉપરાંત છત્રી, મોજડિયો, સીવવાના સોયદોરા, કપડાં ધોવા માટે કુંડી તથા ખાર: અને કપડાંનો રંગ ઝાંખો થાય એટલે તેમને અવાર-નવાર રંગાવવાની વ્યવસ્થા પણ કરવાની. સંગીત માટે વીણા વગેરે વાદ્ય તથા વર્ષાકાળ આવે ત્યારે ઘર, અનાજ, નવી દોરીઓવાળો ખાટલો તથા કાદવમાં પગ ન પડે માટે પહેરવાની પાવડિયો વગેરે પણ ખરાં જ! [૭–૧૫]

એમ કરતાં કરતાં તે ગર્ભિણી થાય, એટલે તો તેના દોહદોનો પાર ન રહે. તે બધા પણ તેણે નાકે દમ આવે તોય પૂરા કરવાના. પછી જ્યારે દંપતીજીવનના ફળરૂપ પુત્ર ઉત્પન્ન થાય, ત્યારે તો તે ભિક્ષુમાં અને ભાર વહેનાર ઊંટમાં કશો તફાવત જ રહેતો નથી. તેની સ્ત્રી વારંવાર તેનો તિરસ્કાર કરી, છોકરાને રમાડવાનું તથા સંભાળવાનું કહ્યા કરે છે, તથા કોઈ વાર ગુસ્સે થઈ, તેને ફેંકી દેવાનું પણ કહે છે! રાત્રે પણ

તેને ઊંઘમાંથી ઊઠીને પુત્રને હાલરડાં ગાઈ ઊંઘાડવો પડે છે; અને શરમ આવતી હોય છતાં, સ્ત્રીને ખુશ કરવા તેનાં કપડાં ધોવાં પડે છે. [૧૫–૧૭]

આમ, ભોગોને માટે સ્ત્રીઓને વશ બનેલા ઘણા ભિક્ષુઓએ કરેલું છે. માટે ડાહ્યા પુરુષે સ્ત્રીઓની શરૂઆતની લોભાવનારી વિનંતિઓ તરફ લક્ષ આપી, તેમનો પરિચય કે સહવાસ ન વધારવો. સ્ત્રી સાથેના કામભોગો એ હિંસાપરિગ્રહાદિ સર્વ મહાપાપોનાં કારણ છે, એમ જ્ઞાની પુરુષોએ કહ્યું છે. એ ભોગો ભયરૂપ છે અને કલ્યાણથી વિમુખ કરનારા છે. માટે નિર્મળ ચિત્તવાળા બુદ્ધિવાન ભિક્ષુએ તો આત્મા સિવાયના સર્વ પર પદાર્થોની કામનાનો ત્યાગ કરી, મન વચન અને કાયાથી સર્વ સ્પર્શો સહન કરતા કરતા, મોક્ષ પામતા સુધી, વીરભગવાને બતાવેલ માર્ગને અનુસરવું. [૧૮–૨૨]

આમ કહી, શ્રીસુધર્મસ્વામી થોભ્યા.

# અધ્યયન ૫ મું

## પાપનું ફળ

મેં [સુધર્માએ] એક વાર મહર્ષિ કેવલી મહાવીરને પૂછયું હતું: 'હે મુનિ! અજ્ઞાનીઓની નરકમાં[1] શી દશા થાય છે? ત્યાં કેવા પ્રકારનાં દુઃખ હોય છે? હું એ જાણતો નથી, તો તે મને કહો.' [૧]

એટલે તીવ્રબુદ્ધિ કાશ્યપે જવાબ આપ્યો, "સાંભળ, દુષ્કર્મીઓ દીન બનીને કેવાં અપાર દુઃખો ભોગવે છે, તે હું કહું છું. પોતાના જીવને અર્થે પાપકર્મો કરનારા મંદબુદ્ધિ ક્રૂર લોકો; પોતાના સુખને કારણે પ્રાણીઓની છડેચોક હિંસા કરનારા; તેમને વિવિધ રીતે રિબાવનારા; ચોરી કરનારા; સંયમધર્મ જરા પણ નહિ શીખનારા ને ધૃષ્ટતાપૂર્વક નિરંતર પ્રાણીવધ કર્યે જનારા;– આવા આવા દુષ્કર્મી અજ્ઞાની લોકો હજારો અધમ યોનિઓમાં રિબાયા બાદ, અસૂર્ય, ઘોર અંધકાર યુક્ત, તીવ્ર દુઃખવાળાં તથા ઘોર સ્વરૂપવાળાં નરકમાં નીચે માથે આવી પડે છે. [૨-૫]

"ત્યાં નરક-દેવો[2] 'મારો, કાપો, ચીરો, બાળો' એવી ગર્જનાઓ કરતા હોય છે. બિચારા નરકગામીઓ આ સાંભળતાં ભયથી બેબાકળા બની, કયાંક નાસવા ચાહે છે; પણ તેમને માર્ગેય મળતો નથી, અને અવશ બની ત્યાંના તાપોથી દાઝતા ને ચીસો પાડતા, ત્યાં જ લાંબા કાળ સુધી બળ્યા કરે છે. [૬–૭]

"હે વત્સ! અસહ્ય દુઃખકારક એવી નરકની વૈતરણી નદી વિષે તેં સાંભળ્યું છે? અસ્ત્રાના ધાર જેવા કારી નીરવાળી એ નદીને પાર

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ.

૨. મૂળમાં આ દેવો માટે પરમ અધાર્મિક, અસાધુકર્મ, ક્રૂરકર્મ, નારક વગેરે શબ્દ આવે છે. આ દેવો એ કંઈ નરકના જ દેવો નથી; પરંતુ અસુરકુમાર જાતિના દેવો છે. તેઓ સ્વભાવે નિર્દય તથા કુતૂહલી હોય છે. તેઓને બીજાને સતાવવામાં જ આનંદ આવે છે. તેથી ત્રણ નરકભૂમિઓ સુધી જઈ જઈને ત્યાંના નારકી જીવોને તેઓ રિબાવ્યા કરે છે. ત્યાંથી આગળ તેમનાથી જવાતું નથી.

કરવા આ નરકગામીઓને નરક-દેવો ભાલા ને બાણો ભોંકી ભોંકીને ધકેલે છે; અને ક્યાંક રાહત મેળવવા તેઓ વચ્ચે થોભે, તો તેમને શૂળ ને ત્રિશૂળથી પાછા ગોદાવે છે. [ ૮–૯ ]

" અને આ વૈતરણી જેવાં દુઃખદરિયાનાં તો અનેક સ્થાનો ત્યાં પડેલાં છે. દુર્ગન્ધ, તાપ, અગ્નિ, અંધકાર અને અનેકવિધ શસ્ત્રાસ્ત્રોનો માર— આવાં નર્યાં રિબાવવાનાં જ સાધનોથી ભરપૂર એવાં એ સ્થાનોમાં આ જીવોને રિબાવ્યા જ કરવામાં આવે છે. કોઈ નગરની કતલ ચાલતી હોય તેમ, ત્યાંથી સતત્ અતિશય દુઃખી ચીસો સાંભળાયા જ કરે છે. વધારે દુઃખની વાત એ છે કે, નરકોમાં ગમે તેટલી મારપીટ કે યાતનાથી મૃત્યુ થતું નથી; પોતાનો દુઃખનો સમય પૂરો ન થાય ત્યાં સુધી ત્યાં રિબાયા જ કરવું પડે છે. નરક-દેવો પાપીઓને તેમનાં કર્યાં પાપોની યાદ દઈ દઈને માર્યે જાય છે. અને બિચારા જીવોને એ માર અને એ ત્રાસસામગ્રીમાં જાતે ને એકલા જ નિરંતર સડવું પડે છે; કોઈ તેમને ત્યાં બચાવી પણ શકતું નથી. અનેક પાપો એકઠાં કરનાર એ અનાર્યોને, પોતાની બધી ઇષ્ટ અને પ્રિય વસ્તુઓથી વિખૂટા પડી, આવાં અત્યંત દુર્ગંધયુક્ત, ભીડથી સબડતાં, ચીતરી ચડે એવાં ને માંસપરૂથી અસહ્ય એવાં નરકસ્થાનોમાં લાંબો કાળ કાઢવો પડે છે. અને પૂર્વના વૈરી હોય એમ, પેલા નરક–દેવો ક્રોધ કરી કરીને એમનાં શરીર પર શસ્ત્રાસ્ત્રનો મારો ચલાવ્યે જાય છે. હે આયુષ્યમાન! એવું વિકરાળ ત્રાસસ્થાન આ નરક છે. પૂર્વે જેવું કર્યું હોય, તેવું પરલોકમાં સાથે આવે છે. પાપીઓને ભાગ્ય આવાં નરકમાં સડવાનું હોય છે. [ ૯૭–૨૭; ૨, ૧–૨૩ ]

"હે આયુષ્યમાન ! બુદ્ધિમાન મનુષ્ય આ જાણીને, સમસ્ત વિશ્વમાં કોઈની હિંસા ન કરે; તથા સંસારને વશ ન થતાં, સર્વ પ્રકારે પરિગ્રહબુદ્ધિ છોડીને, સાચા સિદ્ધાંતનું શરણ લઈ, પરમ બોધ પામે. પશુ, પક્ષી, દેવ, મનુષ્ય બધાં આ કર્મફળના ચક્રમાં રહેલાં છે, એ જાણીને, મતિમાન મનુષ્યે, મરણ પર્યંત સંયમધર્મ આચરવાનો પાઠ શીખવો." [ ૨, ૨૪–૨૫ ]

આમ કહી, શ્રીસુધર્મસ્વામી થોભ્યા.

# ટિપ્પણ

## નરકભૂમિ અને તેની યાતના

નરકભૂમિઓ બાબત જૈન કલ્પનાની વિગત માટે જુઓ આ માળાનું 'તત્ત્વાર્થસૂત્ર' પુસ્તક, પા. ૧૩૯ ઇ૦. નરકભૂમિઓ સાત છે, તથા એકની નીચે બીજી એ ક્રમે આવેલી છે. તેમની અંદર નારકીજીવોને દુઃખ ભોગવવા માટેનાં સ્થાન આવેલાં છે. પહેલેથી સાતમી ભૂમિ સુધીનાં નરકમાં દેહ, વેદના, વિક્રિયા આદિ ઉત્તરોત્તર અધિક અધિક અશુભ માનેલાં છે. નરકમાં શરદી–ગરમી, ભૂખ, તરસ આદિ ક્ષેત્રસ્વભાવથી જ ભયંકર દુઃખ છે; ઉપરાંત નારક જીવો સ્વભાવથી પરસ્પર જન્મશત્રુ જેવા હોતા હોવાથી, તેમની અંદરઅંદરની મારપીટ પણ ભયંકર હોય છે. તે ઉપરાંત પ્રથમ ત્રણ ભૂમિઓમાં પરમઅધાર્મિક જાતિના અસુરદેવો આવી આવીને પણ ખૂબ ત્રાસ આપી જાય છે. તે દેવોની પરંપરા ત્યાં કાયમ દુઃખ દેવા હાજર રહેતી હોવાથી, અનુવાદમાં તેમને માટે નરક-દેવો શબ્દ વાપર્યો છે.

મૂળના નરકવર્ણનમાં નીચેનાં વિશેષનામો આવે છે. **વૈતરણીનદી** અસ્ત્રા જેવા તીક્ષ્ણ પ્રવાહોવાળી. **સદાજલાનદી** ઊકળતા લોઢાના રસ જેવા પાણીવાળી. **કદંબવાલુકા નદી**—જેની રેતી ધગધગતી લાલચોળ હોય છે.

**નરકસ્થાનોનાં નામ કે વિશેષણો: અસૂર્ય** (નામનું) સ્થાન, જેમાં ચોતરફ મહાતાપ છે, જે અત્યંત અંધકાર યુક્ત છે, તથા જ્યાં ચોતરફ અને ઉપર–નીચે અગ્નિ પ્રજ્વળ્યા કરે છે. **સંતક્ષણ** ( નામનું ) સ્થાન, જ્યાં હાથ-પગ બાંધી લાકડાની પેઠે કુહાડાથી ચીરવામાં આવે છે, પછી તેમના લોહીમાં તેમને ઉકાળવામાં આવે છે. **સદાકૃત્સ્ન ઘર્મસ્થાન,** જ્યાં બેડીઓમાં નાખી તેમનાં શરીરોને તોડી–મરડી, માથામાં છેદો કરી, નાક–કાન–ઓઠ કાપી, જીભ ખેંચી ડામ દેવામાં આવે છે. **કુંભી,** લોહી-પરૂથી ભરેલી, માણસથી મોટા કદની, અત્યંત તાપવાળી, જેમાં નરક–જીવોને રાંધવામાં આવે છે, અને તરસ્યા થાય ત્યારે ઊકળતું તાંબું પાવામાં આવે છે. **શાશ્વત દુઃખ-ધર્મ સ્થાન,** જ્યાં હાથ-પગ બાંધી અસ્ત્રા-તરવારથી પેટ ચીરવામાં આવે છે, બરડાની ખાલ ઉતારવામાં આવે છે, હાથ જડમાંથી ઉખાડવામાં આવે છે, મોં પહોળું કરી તેમાં તપાવેલી સ્થૂલ ( ગોળા જેવી ) વસ્તુ ભરવામાં આવે છે; તથા રથમાં જોડી પરોણા ગોચવામાં આવે છે. **સંપ્રગાઢ** સ્થાન કે માર્ગ જ્યાં તપાવેલા લોઢા જેવી ભમિ ઉપર ચાલવું પડે છે. **સંતાપની** (કુંભી) તેમાં

રાંધીને પછી કાગડા તથા નહોરવાળાં પશુ દ્વારા ફાડી ખવરાવવામાં આવે છે. **સમુચ્છ્રિત** સ્થાન ત્યાં ઊંધે માથે લટકાવી ચીરવામાં આવે છે, તથા પંખીઓ વડે ફાડી ખવરાવવામાં આવે છે. **સંજીવની** જ્યાં તીક્ષ્ણ શૂળો વડે વીંધવામાં આવે છે. **સદાજ્વલત્** (સ્થાન) જ્યાં નિરંતર સળગતા અગ્નિમાં બાળવામાં આવે છે. **સદાકૂટસેન-ઘર્મસ્થાન** જ્યાં હાથપગ બાંધી દંડા વડે મારવામાં આવે છે, પાટિયાની પેઠે ગરમ આરીઓ વડે વહેરવામાં આવે છે, તથા હાથીની પેઠે તેના ઉપર બેત્રણ જણા ચડી બેસી તેને મારતા મારતા હાંકે છે. **વૈતાલિક** (વૈક્રિય ?) પર્વત, ત્યાં માર મારવામાં આવે છે. **એકાંતકૂટ નરક** જ્યાં કૂટોમાં નાખી મુશળો વડે મારવામાં આવે છે.

**પ્રાણીઓનાં નામઃ- અનશિત** [નામનાં] સદાભૂખ્યાં શિયાળ, જે ફાડી ખાય છે.

# અધ્યયન ૬ ઠું

## ભગવાન મહાવીર

ભગવાન મહાવીર વિષે વધુ જાણવાનો પ્રસંગ જોઈ, જંબુસ્વામી પૂછવા લાગ્યા :

હે ભગવાન! અસંખ્ય જીવોને હિતકર એવો ધર્મ ઉપદેશનાર મહાવીરસ્વામી કોણ હતા, તથા તેમનાં જ્ઞાન, દર્શન અને શીલ (ચારિત્ર) કેવાં હતાં તે જાણવાની ઇચ્છા છે. માટે તમે જે રીતે તે સાંભળ્યું હોય કે જાણ્યું હોય, તે પ્રમાણે અમને કહી સંભળાવો. [૧-૨]

શ્રી સુધર્મસ્વામી કહેવા લાગ્યા :—

તે પુરુષાર્થી,[૧] કુશળ તથા ચપળ પ્રજ્ઞાવાળા મહાપુરુષ અનંતજ્ઞાની તથા અનંતદર્શી હતા. લોકોની નજર સામે રહેલા (થઈ ગયેલા) તે યશસ્વી પુરુષનો ધર્મ જાણો તથા તેમણે પોતે તે ધર્મમાં બતાવેલી ધૃતિ જુઓ. ચારે દિશામાં તથા ઉપર નીચે રહેલાં સ્થાવર-જંગમ બધાં પ્રાણીઓનું નિત્ય-અનિત્ય સ્વરૂપ જોઈ-વિચારીને તે પ્રજ્ઞાવાન પુરુષે દીવાની પેઠે ધર્મને ભલી પ્રકારે પ્રગટ કર્યો છે. [૩-૪]

તે સર્વદર્શી હતા, તેમનું જ્ઞાન (નીચેની ચાર કોટીઓની) પાર ગયેલું હતું,[૨] તે આમગંધ (મહાપાપ વગેરે)થી રહિત હતા, ધૃતિમાન હતા, સ્થિર ચિત્તવાળા હતા, સર્વ જગતમાં શ્રેષ્ઠ હતા, વિદ્વાન હતા, ગ્રંથીઓને પાર કરી ગયેલા હતા, તથા અભય હતા. તેમને હવે ફરી જન્મ નથી. તે મહાબુદ્ધિશાળી પુરુષ ઘરબાર વિના વિચરતા હતા, સંસારસાગરને

---

૧. 'ખેદજ્ઞ'. એટલે કે પુરુષાર્થના ખેદને – શ્રમને જાણનારા.

૨. મતિ વગેરે ચાર જ્ઞાનોથી નિરાળું એવું ઉત્તમ કેવળજ્ઞાન તેમને હતું. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

તરી ગયા હતા, ધીર હતા, અનંત ચક્ષુ (જ્ઞાન) વાળા હતા, સૂર્યની પેઠે સર્વોત્તમ તપ કરનારા હતા. તથા વૈરોચનેંદ્રની પેઠે (પ્રજ્વલિત અગ્નિની પેઠે) અંધકારને દૂર કરનારા હતા. સ્વર્ગમાં સહસ્ર નેત્રવાળો મહાનુભાવ ઇંદ્ર જેમ દેવોનો નેતા છે, તેમ જિનોના સર્વોત્તમ ધર્મના એ કાશ્યપ મુનિ (મહાવીર) નેતા છે. [૫-૭]

પ્રજ્ઞાની બાબતમાં તે અક્ષય સાગર જેવા હતા; અગાધતા અને સ્વચ્છતામાં (સ્વયંભૂરમણ) મહાસાગર જેવા હતા; તેજમાં દેવાધિપતિ ઇંદ્ર જેવા હતા, તથા સહન કરવામાં પૃથ્વી જેવા હતા. તે અનુભવી હતા; કુશળ હતા; તીવ્ર બુદ્ધિમાન હતા; ક્રોધ, માન, માયા અને લોભ વગેરે દોષોથી રહિત હતા; મુક્ત હતા; પરિપૂર્ણ પરાક્રમી હતા; તથા પર્વતોમાં ઉત્તમ સુદર્શન (મેરુ)[1]ની જેમ, તથા આનંદના ધામરૂપ દેવભૂમિની જેમ, અનેક ગુણોયુક્ત હતા. [૭–૧૪]

લંબાઈવાળા પર્વતોમાં નિષધ પર્વતની પેઠે,[2] ઘેરાવવાળા પર્વતોમાં રુચકની પેઠે,[3] વૃક્ષોમાં સુપર્ણ દેવોના ક્રીડાસ્થાન શાલ્મલિ વૃક્ષની પેઠે, વનોમાં નંદનવનની પેઠે, શબ્દોમાં મેઘગર્જનાની પેઠે, તારાઓમાં ચંદ્રની પેઠે, સુગંધી પદાર્થોમાં ચંદનની પેઠે, સાગરોમાં સ્વયંભૂરમણ મહાસાગરની પેઠે, નાગોમાં ધરણેન્દ્રની પેઠે, રસોમાં શેરડીના રસની પેઠે, હાથીઓમાં ઐરાવતની પેઠે, જાનવરોમાં સિંહની પેઠે, નદીઓમાં ગંગા અને પક્ષીઓમાં ગરુડની પેઠે[4] યોદ્ધાઓમાં કૃષ્ણની[5] પેઠે, પુષ્પોમાં કમળની પેઠે, ક્ષત્રિયોમાં દંતવક્રની[6] પેઠે, દાનોમાં અભયદાનની પેઠે, સત્ય વચનોમાં પારકાને પીડા ન ઉપજાવનાર વચનની પેઠે, તપોમાં બ્રહ્મચર્યની પેઠે, વધુ જીવનારાઓમાં લવસત્તમ

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

૨–૩. નિષધ એ જંબુદ્વીપનો એક વર્ષધર પર્વત છે. રુચક એ ૧૩ મા દ્વીપની આજુબાજુ ફરતો પર્વત છે.

૪. મૂળમાં 'ગરુડ વેણુદેવ' છે. 'વેણુ એટલે વિષ્ણુ દેવ છે જેના' (?) —જેકોબી.

૫. મૂળમાં : 'વિષ્વક્સેન.

૬. મહાભારત, સભાપર્વ, અ. ૩૨. શ્લો. ૩ માં એનું વર્ણન છે.

દેવોની[1] પેઠે, સભાઓમાં સુધર્માની[2] સભાની પેઠે, તથા સર્વ ધર્મોમાં નિર્વાણની પેઠે, તે જ્ઞાતપુત્ર મહામુનિ મહાવીર સર્વ મુનિઓમાં, નિર્વાણ-વાદીઓમાં, તથા સર્વ મનુષ્યોમાં જ્ઞાન શીલ અને તપની બાબતમાં સર્વોત્તમ હતા. [૧૫,૧૮–૨૪]

તેમણે ક્રોધ-માન-માયા-લોભ એ ચાર આંતર દોષોનો ત્યાગ કર્યો હતો. તે ન તો પાપકર્મ જાતે કરતા, કે ન બીજા પાસે કરાવતા. આ લોક તથા પરલોકના સર્વ કામભોગોનો ત્યાગ કરી, દુઃખક્ષય કરવાના હેતુથી તેમણે અતિ દુષ્કર તપ આચર્યું હતું; અને સ્ત્રીભોગ, રાત્રીભોજન તથા તમામ ભોગપદાર્થોનો હમેશાં ત્યાગ કર્યો હતો. પછી સર્વોત્તમ શુકલ ધ્યાન[3] પ્રાપ્ત કરી, તે અર્હત્ (પૂજ્ય) બનેલા મહામુનિ પરમ સિદ્ધિને પામ્યા હતા. તેમના સમયમાં પ્રચલિત ક્રિયાવાદી, અક્રિયાવાદી, વૈનયિક અને અજ્ઞાનવાદીઓના સર્વ વિરોધી વાદો[4] જાણવા છતાં, તેમણે જીવનપર્યંત પોતાને યોગ્ય લાગતો સંયમધર્મ આચર્યો હતો; તથા, સર્વ પદાર્થોનું સ્વરૂપ જાણીને, લોકોના કલ્યાણ અર્થે હિતકર એવો તે ધર્મ, દીપકની પેઠે પ્રગટ કર્યો હતો. તેજસ્વી અગ્નિની જેમ તે ધર્મ સર્વ કર્મોનો નાશ કરનાર છે. [૧૬–૧૭; ૨૬–૨૮]

શુદ્ધ યુક્તિઓથી સંસ્થાપિત તે ધર્મને તમે પણ શ્રદ્ધાપૂર્વક તથા પ્રમાદરહિતપણે અનુસરો. તે ધર્મને બરાબર સમજી શ્રદ્ધાપૂર્વક અનુ-સરનારા, કાં તો સંપૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત કરે છે, અથવા દેવોના અધિપતિ ઇંદ્ર જેવું ઉત્તમ પદ પામે છે. એમ હું કહું છું. [ ૨૯ ]

---

૧. 'લવ' એટલે મુહૂર્તનો ૭૭ મો ભાગ. આ દેવો વિષે એમ કહેવાય છે કે, તેઓ માત્ર સાત લવ વધારે જીવે, તો સિદ્ધ થઈ જાય.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩.

૩. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૪.

૪. તેમની માહિતી માટે જુઓ ઉપોદ્ઘાત, પા. ૩૩–૫; ૪૩ ઇ૦.

# ટિપ્પણ

**ટિપ્પણ નં૦ ૧:** જ્ઞાન પાંચ પ્રકારનાં મનાય છે: મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યાય, અને કેવલ. તેમાંનાં પહેલાં બે ઇંદ્રિય અને મનની સહાયતાથી ઉત્પન્ન થતાં હોવાથી 'પરોક્ષ' કહેવાય છે, અને પછીનાં ત્રણ તેવી મદદ સિવાય માત્ર આત્માની યોગ્યતાના બળથી જ ઉત્પન્ન થતાં હોવાથી 'પ્રત્યક્ષ' ગણાય છે. મતિજ્ઞાન એટલે ઇંદ્રિય અને મનથી થતું જ્ઞાન. શ્રુતજ્ઞાન એટલે શાસ્ત્ર-શ્રવણથી થતું જ્ઞાન. અવધિજ્ઞાન એટલે આખા લોક સુધીનાં તમામ મૂર્ત દ્રવ્યોનું જ્ઞાન. મનઃપર્યવજ્ઞાન એટલે મનવાળાં સંજ્ઞી પ્રાણીઓનાં મનના પર્યાયોનું જ્ઞાન. (ચિંતન સમયે ચિંતનીય વસ્તુના ભેદ પ્રમાણે ચિંતનકાર્યમાં પ્રવર્તેલું મન જે ભિન્ન ભિન્ન આકૃતિઓ ધારણ કરે છે, તે આકૃતિઓ જ મનના પર્યાય કહેવાય છે) મતિ આદિ આ ચાર જ્ઞાન ગમે તેટલાં શુદ્ધ હોય, તો પણ તે બધાં ચેતનાશક્તિના અપૂર્ણ વિકાસરૂપે હોવાથી એક પણ વસ્તુના સમગ્ર ભાવોને જાણવામાં અસમર્થ હોય છે. જ્યારે કેવળજ્ઞાન તો ચેતનાશક્તિના સંપૂર્ણ વિકાસ વખતે પ્રગટ થાય છે. એવી કોઈ પણ વસ્તુ નથી, અથવા એવો ભાવ પણ નથી કે જે એની દ્વારા પ્રત્યક્ષ જાણી ન શકાય.

**ટિપ્પણ નં૦ ૨:** મેરુનું વર્ણન: તે પૃથ્વીની વચમાં આવેલો છે. તે એક લાખ યોજન ઊંચો છે, જેમાંથી હજાર યોજન જમીનની અંદર છે. તેને પૃથ્વી, સોનું અને વૈડૂર્ય એ ત્રણના કાંડ — મજલા છે. તેના ઉપર ભદ્રશાલ, નંદન, સૌમનસ અને પાંડુક એમ ચાર વન છે. તેનો રંગ સોનાનો છે; તેની આસપાસ સૂર્યો ફરે છે; અને તેની ઉપરનાં અનેક નંદન વનોમાં મહેન્દ્રો ક્રીડા કરે છે. નીચેની બાજુ તે જમીનમાં પેઠેલો છે, અને ઉપરની બાજુએ આકાશને સ્પર્શેલો છે; તથા પૃથ્વી ઉપરનો ભાગ સળગતો હોય તેવો પ્રકાશિત છે.

**ટિપ્પણ નં૦ ૩:** દેવોની ચાર જાતિ છે. (૧) અસુરકુમાર, નાગકુમાર સુપર્ણકુમાર વગેરે ૧૦ પ્રકારના દેવો **ભવનપતિ** કહેવાય છે. (૨) કિન્નર, ગાંધર્વ, યક્ષ, ભૂત, પિશાચ વગેરે આઠ પ્રકારના દેવો **વ્યંતર** કહેવાય છે. (૩) સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર, તારા એ પાંચ પ્રકારના દેવો **જ્યોતિષ્ક** કહેવાય છે. (૪) **વૈમાનિક** દેવોના બે પ્રકાર છે: ૧. કલ્પમાં રહેનારા અને ૨. કલ્પાતીત. સૌધર્મ, ઐશાન, સાનત્કુમાર, માહેન્દ્ર એમ કલ્પના બાર વિભાગ છે. એ બાર કલ્પોની ઉપર કલ્પાતીત દેવોનાં નવ ગ્રૈવેયક અને (વિજય, વૈજયંત, જયંત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ એ) પાંચ અનુત્તર

વિમાનો છે. તેમની ઉપર મુક્ત જીવોનું સિદ્ધક્ષેત્ર જ છે. શ્લોક ૨૪માં જે લવસત્તમ દેવોની વાત છે, તે પાંચ અનુત્તર ( કે અનુત્તરમાંથી પાંચમા ) વિમાનમાં રહેનારા દેવોની વાત છે. તેમનું આયુષ્ય સંસારી જીવોમાં સૌથી વધારે ( ૩૩ સાગરોપમ વર્ષ ) છે.

એ જ શ્લોકમાં સુધર્માની સભાની વાત છે. તે કલ્પોપપન્ન વૈમાનિકોમાંના પહેલા સ્વર્ગ સૌધર્મકલ્પના શક્ર નામના ઇંદ્રની સભાની વાત છે.

**ટિપ્પણ નં૦ ૪**: આર્ત, રૌદ્ર, ધર્મ અને શુક્લ એવા ધ્યાનના ચાર ભેદ છે. તેમાંથી પ્રથમ બે સંસારનાં કારણ હોઈ હેય છે. અપ્રિય વસ્તુ કે દુઃખના વિયોગ માટે, તથા પ્રિય વસ્તુને પ્રાપ્ત કરવા માટે સતત્ ચિંતા કર્યા કરવી તે આર્તધ્યાન; અને હિંસા, અસત્ય, ચોરી તથા વિષયરક્ષણ ઇ૦ માટે સતત્ ચિંતા તે રૌદ્રધ્યાન. જ્ઞાનીઓએ શી આજ્ઞા કરી છે, દોષ કયા છે, તેમાંથી કેમ છુટાય વગેરે ધાર્મિક બાબતોનો વિચાર કરવામાં મનોયોગ આપવો તે ધર્મધ્યાન. શુકલધ્યાન એ વધુ સૂક્ષ્મ છે. આખા જગતના ભિન્ન ભિન્ન વિષયોમાં અસ્થિરપણે ભટકતા મનને કોઈ પણ એક વિષય ઉપર લાવી સ્થિર કરવામાં આવે, અને પછી એક વિષય ઉપર સ્થિરતા આવતાં છેવટે મન પણ તદ્દન શાંત–નિષ્પ્રકંપ થઈ જાય, ત્યારે જ્ઞાનનાં બધાં આવરણો વિલય પામી, સર્વજ્ઞપણું પ્રગટે છે. પછી શરીરની શ્વાસોચ્છ્વાસ જેવી સૂક્ષ્મ ક્રિયાઓ પણ અટકી જઈ, આત્મપ્રદેશનું સર્વથા અકંપપણું પ્રગટે, તે વખતે સર્વ આસ્રવો, અને બંધનો નિરોધ થઈ, સર્વ કર્મો ક્ષીણ થાય છે અને મોક્ષ પ્રાપ્ત થાય છે.

# અધ્યયન ૭ મું

## અધર્મીઓનું વર્ણન[1]

અંડજ, જરાયુજ, સ્વેદજ, અને રસજ[2] વગેરે હાલીચાલી શકે તેવા (ત્રસ) પ્રાણીની પેઠે પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુ, તથા તૃણ, વૃક્ષ અને બીજ વગેરે પણ સ્વતંત્ર જીવો છે. તેઓને પણ સુખદુઃખનું ભાન હોય છે. એ વાતનો વિચાર કરીને, તેમની હિંસા કરતા પણ અટકવું જોઈએ. જેઓ એ પ્રકારનો વિચાર ન કરી, તે જીવોની પોતાના સુખ ખાતર હિંસા કરે છે, તેઓ પોતાની જ વિપરીત દશા (અધોગતિ) તૈયાર કરે છે. તેઓ જન્મમરણના માર્ગમાં સપડાઈ, સ્થાવરજંગમ વગેરે યોનિઓમાં જન્મ્યા–મર્યા કરે છે; તથા આ લોકમાં કે પરલોકમાં, એક જન્મમાં કે અનેક જન્મમાં, પોતાનાં દુષ્કર્મોનું ફળ ભોગવતા, પોતે જે રીતે અન્ય જીવોનો નાશ કર્યો હોય તે રીતે, કે બીજી રીતે વિનાશ પામ્યા કરે છે; તથા નવાંનવાં પાપકર્મ બાંધ્યા કરે છે. [૧–૪]

કેટલાય શ્રમણો માતપિતાનો ત્યાગ કરી, શ્રમણવ્રત સ્વીકારે છે; પણ પાછા પોતાના સુખને ખાતર (રાંધવા–તાપવામાં) અગ્નિ સળગાવીને અગ્નિજીવોની હિંસા કરે છે. તેવાઓને કુશીલધર્મી જાણવા. અગ્નિ સળગાવતાં કે બુઝાવતાં અગ્નિજીવોની હિંસા થાય છે; તે ઉપરાંત પૃથ્વી,

---

૧. મૂળમાં આ પ્રકરણનું નામ 'કુશીલ પરિભાષા' છે; અર્થાત્ ટીકાકાર તથા નિર્યુક્તિકારને મતે શીલરહિત એવા પરતીર્થીઓ, જૈન સાધુઓમાંના પણ શીલરહિત શ્રમણો (પાર્શ્વસ્થો), તથા શીલરહિત ગૃહસ્થો વગેરે–એ બધાનાં દુષ્કૃત્યોનું વર્ણન, તથા તેમની તેથી થતી દુર્ગતિ વગેરેનું આમાં નિરૂપણ (પરિભાષા) છે.

૨ ઈંડામાંથી જન્મતા તે અંડજ (પંખી વગેરે); જન્મતી વખતે ઓરથી વીંટાઈને જન્મે તે જરાયુજ (ગાય, ભેંસ, બકરાં મનુષ્ય ઇ૦); પરસેવામાંથી જન્મે તે સ્વેદજ (માકણ, જૂ, લીખ વગેરે); અને દહીં વગેરે રસોમાં થતા સૂક્ષ્મ જીવો તે રસજ.

પાણી એ પણ જીવ છે; વળી આજુબાજુનાં પતંગિયાં વગેરે તેમાં આવીને પડે; ઉપરાંત પરસેવાથી થતા જીવો નાશ પામે, અને લાકડા વગેરેમાં રહેનારા જીવો પણ નાશ પામે. આમ અગ્નિ સળગાવનારો કેટલા બધા જીવોનો નાશ કરે છે! [૫–૭]

દુર્વાંકુર વગેરે હરિયાળીઓ પણ (મનુષ્યની પેઠે બાલ્ય–યૌવન–મરણ વગેરે અવસ્થાઓને) અનુસરતા જુદા જુદા જીવો જ છે. તેમને પણ આહાર અને દેહ છે. (તે વનસ્પતિમાં પણ આખામાં એક જ જીવ નથી હોતો, પણ મૂળ વગેરે સર્વ અવયવો એ જુદા જુદા સ્વતંત્ર જીવો જ છે. તથા વનસ્પતિને આશ્રયે પાંદડાં વગેરે ઉપર પણ ઘણા જીવો રહે છે.) એટલે પોતાના સુખ માટે જેઓ વનસ્પતિને કાપે છે, તેઓ દુષ્ટતાથી અનેક જીવોનો નાશ કરે છે, એમ જાણવું. તે પ્રમાણે ધાન્યાદિ બીજોનો નાશ કરનાર પણ અનાર્ય ધર્મી છે. કારણ, બીજના નાશ દ્વારા તે પુરુષ તે બીજ મારફત થનારી (અંકુર–કુંપળ–મૂળ–શાખા વગેરેની) ઉત્પત્તિ તથા વૃદ્ધિ અને અંતે તેથી થનારાં (અસંખ્ય) બીજોનો નાશ કરે છે. [૮–૯]

હે મનુષ્યો! ચેતો! માણસપણું દુર્લભ છે; અને માણસપણું મળ્યા બાદ પણ ગર્ભાવસ્થામાં, કે બોલતા થયા પહેલાં, કે પછી પંચશિખ (ચોટલીવાળા) કુમારની અવસ્થામાં, કે યુવાવસ્થામાં, કે પછી ઘરડા થઈને,—એમ ગમે ત્યારે આયુષ્ય પૂરું થતાં મૃત્યુ અચાનક આવીને ઊભું રહે છે. અને મૂર્ખ માણસ પોતાને માટે (અધોગતિરૂપ) જે ભયો ઊભા કરે છે, તે જોતાં તેને ફરી મનુષ્યપણું (જલદી) મળે તે સંભવિત દેખાતું નથી. (માટે વખત છે ત્યાં સુધી ચેતીને મોક્ષ પ્રાપ્ત કરી લો! તેને બદલે) સામાન્ય જનસમુદાય તો, અતિ પીડા પામતો બીમાર માણસ જેમ કુપથ્ય કરીને પોતાનું રોગદુઃખ વધારે, તેમ પોતાનાં કર્મો વડે વિપરીતપણું જ ઊભું કર્યાં કરે છે. [૧૦–૧૧]

જુઓને! કેટલાક મૂઢ લોકો મીઠાનો[1] ત્યાગ કરવાથી મોક્ષ મળે છે એમ કહે છે. બીજા કેટલાક ઠંડા પાણી વડે નાહ્યા કરવાથી મોક્ષ

૧. મૂળમાં મીઠા માટે 'આહારસંપનૂજનન'—'આહારમાં રસ (સંપત્તિ) લાવનાર' એવો શબ્દ છે.

મળે છે, એમ કહે છે; અને ત્રીજા વળી અગ્નિમાં હોમ કર્યાં કરવાથી મોક્ષ મળે છે, એમ કહે છે. પરંતુ ખરેખર જ જો સવારસાંજ પાણીમાં નાહ્યા કરવાથી સિદ્ધિ મળી જતી હોય, તો તો પાણીમાં રહેનારાં માછલાં, કાચબા, સાપોલિયાં, જળરાક્ષસો[1] વગેરે જલચર પ્રાણીઓ તથા પાણીનાં માછલાં વગેરે પકડનારા માછીઓ સૌથી પહેલા મુક્ત થઈ જાય! વળી પાણી જો પાપકર્મો ધોઈ નાખતું હોય, તો સાથે સાથે પુણ્યકર્મોને પણ ધોઈ નાખે! વળી સવારસાંજ અગ્નિમાં હોમ કરવાથી મોક્ષ મળી જતો હોય, તો સવારસાંજ અગ્નિકર્મ કર્યાં કરનારા (લુહાર વગેરે) કુકર્મીઓને[2] પણ સિદ્ધિ મળી જાય! આમ એ લોકોના સિદ્ધાંતો વગર વિચાર્યે ઉપજાવેલા છે. તે પ્રમાણે સિદ્ધિ મળે જ નહીં. ઊલટું, એ અજ્ઞાનીઓ વિવિધ પ્રકારે અગ્નિ, પાણી વગેરે જીવોની હિંસા કરીને સંસારને જ પામ્યા કરે છે. પોતાના સુખને ખાતર બીજા જીવોની હિંસા કરનારો મુક્ત ક્યાંથી થાય? માટે બુદ્ધિમાન મનુષ્યે તો સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓની હિંસામાંથી સર્વ પ્રકારે વિરત થવું તથા બીજાં પણ વિવિધ પાપકર્મોમાંથી પોતાના આત્માનું રક્ષણ કરવું. કારણ, દરેક પાપ કરનારને અંતે રડવું પડે છે તથા રિબાવું પડે છે. [૧૪–૨૦]

આ તો વિધર્મી લોકોની વાત પણ થઈ. પરંતુ સદ્ધર્મ રૂપી માર્ગ પામેલા (જૈન) ભિક્ષુઓમાંના પણ કેટલાક, અમુક બાહ્ય આચારનું પાલન કરી, પછી બીજી રીતે અનાચાર કરે છે. તેઓ પણ અધર્મીઓ જ છે. જેમકે, કેટલાક ભિક્ષુઓ કંદ, બીજ વગેરે સજીવ આહારનો ત્યાગ કરે છે, તથા જીવ વિનાનું તથા બીજાએ પોતાના ઉપયોગ માટે તૈયાર કરેલું નિર્દોષ અન્નપાણી પ્રાપ્ત કરવાનો વ્યવહાર પાળે છે; પરંતુ પછી તે નિર્દોષ ભિક્ષાનો પણ સંઘરો કરે છે; અથવા જ્યાં સ્વાદવાળી ભિક્ષા મળતી હોય, તેવા ઘર તરફ ઉત્સાહથી દોડે છે; અથવા ઉદર ભરવાની લાલસાથી ધર્મોપદેશ આપે છે; અથવા અન્નને કારણે પોતાની કે બીજાની

---

૧ આ ઉપરાંત 'મગ્ગૂ', અને 'ઉટ્ટ', એવાં બે નામ મૂળમાં વધુ છે. તેમનો અર્થ સ્પષ્ટ કરી શકાતો નથી.

૨ લુહાર કુંભાર વગેરે નિરંતર અગ્નિહિંસા કરતા હોવાથી તેમને કુકર્મી કહ્યા છે.

પ્રશંસા કરે છે; અથવા અન્યની ખુશામદ કરે છે. નીવારના લોલુપ ડુક્કરની પેઠે અન્નલોલુપ તે ભિક્ષુઓ, થોડા જ વખતમાં આચારભ્રષ્ટ, કુશીલ તથા દાણા વિનાનાં ફોતરાં જેવા નિઃસાર થઈ, વિનાશ પામે છે. સાચા ભિક્ષુએ તો ઓળખાણ ન હોય તેવે ઠેકાણે જઈ ભિક્ષા મેળવવા પ્રયત્ન કરવો, તેમજ પોતાની તપશ્ચર્યાને કારણે પૂજનસત્કારની આકાંક્ષા ન રાખવી. મુનિનો આહાર સંયમના નિર્વાહાર્થે જ હોય. તે જ પ્રમાણે નિર્દોષ પાણીનો પણ જીવવા પૂરતો જ ઉપયોગ કરવાનો હોય. કારણ, ગમે તેટલું નિર્દોષ હોય તો પણ, પાણીમાત્રના ઉપયોગમાં કર્મબંધન રહેલું જ છે. છતાં, કેટલાય જૈન ભિક્ષુઓ આચાર પ્રમાણે — બીજાએ ઉપયોગમાં લીધેલું, ગરમ કરેલું, નિર્જીવ તથા નિર્દોષ પાણી માગી લાવી, પછી શરીરની તથા કપડાંની ટાપટીપ અર્થે નાહવાધોવામાં તેને વાપરે છે. એવા ભિક્ષુઓ સાચા ભિક્ષુપણાથી ક્યાંય દૂર છે. બુદ્ધિમાન ભિક્ષુ તો પોતામાંથી સર્વ પાપો દૂર થઈ સંયમધર્મમાં પૂર્ણતા પ્રાપ્ત થાય એ અર્થે જ શરીર ધારણ કરતો હોય છે. તેણે સર્વ સંગો તથા સર્વ પ્રકારના કામભોગોની આસક્તિનો ત્યાગ કર્યો હોય છે; તે સર્વ જીવોને અભયદાન દેનારો તથા નિર્મળ અંતઃકરણવાળો હોય છે; પોતામાં રહેલી સર્વ પાપવૃત્તિઓ સામે, તે સંગ્રામને મોખરે ઝૂઝનારા વીરની પેઠે ઝૂઝતો હોય છે, તથા પોતાનું પરિપૂર્ણ પરાક્રમ દાખવતો હોય છે. તેમાં તે બધી તરફથી (આંતરબાહ્ય શત્રુઓ વડે) પાટિયાની પેઠે ભલે છોલાઈ જાય, કે મોત પણ આવીને ઊભું રહે; તોપણ, સંયમ (ધૂત) તરફ જ સ્થિર દૃષ્ટિવાળો તે, ધરી ભાગેલા ગાડાની પેઠે, ફરી સંસાર તરફ ડગલું ભરતો નથી. [૨૧–૩૦]

આમ કહી, શ્રીસુધર્મસ્વામી થોભ્યા.

# અધ્યયન ૮ મું

## સાચું વીરત્વ

શ્રીજંબુસ્વામી પૂછે છે :

"હે ભગવન્! વીરતા બે પ્રકારની કહેવાય છે. તેમાં ધર્મવીરનું વીરત્વ શામાં રહેલું છે, તથા તેનું વર્ણન શી રીતે કરવામાં આવ્યું છે, તે અમને કહો." [૧]

શ્રીસુધર્મસ્વામી કહેવા લાગ્યા :

હે આયુષ્મન્! તારું કહેવું બરાબર છે. લોકોમાં તે વિષે બે પક્ષ પડેલા દેખાય છે. કેટલાક કર્મને વીર્ય કહે છે, જ્યારે કેટલાક સુવ્રતી મુનિઓ અકર્મને વીર્ય કહે છે. પ્રમાદ એ કર્મ છે અને અપ્રમાદ એ અકર્મ છે. જે જે પ્રવૃત્તિઓ પ્રમાદયુક્ત છે એટલે કે કર્મબંધનના કારણરૂપ છે તે બધી પ્રવૃત્તિઓમાં દાખવેલું વીર્ય ત્યાજ્ય છે, અને જે જે પ્રવૃત્તિઓ અપ્રમાદયુક્ત છે એટલે કે કર્મબંધનનો નાશ કરનારી છે, તે બધીમાં બતાવેલું વીર્ય ધારણ કરવા યોગ્ય છે. [૨-૩]

જેમકે, પ્રાણીઓના નાશ માટે શસ્ત્રવિદ્યા શીખવામાં, કે ભૂત-પ્રાણીનો નાશ કરનારા મંત્રો શીખવામાં, કે કામભોગો માટે માયાદિ આચરવામાં તથા પ્રાણીઓનો વધ-છેદ-ચીરફાડ કરવામાં, કે સંયમરહિતપણે વેરભાવયુક્ત બની, મન વચન અને કાયાથી આ લોક કે પરલોકને લાગતાં કર્મો કરવા-કરાવવામાં — ટૂંકમાં, જેથી આત્માનું અહિત થાય તથા વેરબંધન ઊભું થાય એવી રાગદ્વેષયુક્ત પ્રવૃત્તિઓમાં — દાખવેલું વીર્ય અથવા પરાક્રમ, સંસાર પ્રાપ્ત કરાવનાર કર્મ [૧] (બંધન)નું કારણરૂપ હોઈ, હેય છે. [૪–૯]

હવે શાણા લોકોનું અકર્મવીર્ય કહું છું, તે સાંભળ. બુદ્ધિમાન પુરુષ સમજે છે કે, જેમ માણસ વધારે ને વધારે પાપકર્મ કર્યે જાય છે, તેમ તેમ ચિત્તની અશુભતા વધતી જાય છે, અને મનુષ્ય વધારે ને વધારે વેરોમાં બંધાતો જઈ, અંતે દુઃખનો જ ભાગી થાય છે. ઉપરાંત,

સ્વર્ગાદિ સ્થાનોમાં વાસ પણ નિત્ય નથી; તથા સગાંસંબંધી અને મિત્રો સાથેનો સહવાસ પણ અનિત્ય છે. તેથી, સમજુ લોક સર્વ શુભધર્મયુક્ત અને શ્રેષ્ઠ પુરુષોએ કહેલા તથા મુક્તિ માર્ગે લઈ જનારા આર્ય ધર્મનું શરણ લઈ, પાપકર્મરૂપી કાંટાને મૂળમાંથી ખેંચી કાઢવા ધર્મ અનુસાર પ્રબળ પુરુષાર્થ કરે છે. કારણ, પોતાના કલ્યાણનો જે કોઈ ઉપાય જાણવામાં આવે, તેને બુદ્ધિશાળી મનુષ્ય જીવન દરમ્યાન તરત જ શીખી લે છે. [૯–૧૫]

તેવો બુદ્ધિશાળી મનુષ્ય, ધર્મનું રહસ્ય સમજી લઈ, તેમાં પૂર્ણભાવે પ્રયત્નશીલ થવા, ઘરબારનો ત્યાગ કરી ચાલી નીકળે છે. કાચબો જેમ પોતાનાં અંગો પોતાના શરીરમાં સમેટી લે છે, તેમ તે સર્વ પાપવૃત્તિઓને, તથા હાથપગ વગેરે કર્મેન્દ્રિયો અને પાંચે જ્ઞાનેન્દ્રિયો સહિત મનને અને તેમના દોષોને પોતામાં સમેટી લે છે; પાપરૂપ ભાષાદોષ, માન, અને માયાને તેમનાં બૂરાં ફળ જાણી તે તજે છે; સર્વ પ્રકારની સુખશીલતાનો ત્યાગ કરે છે; અને કામનાઓથી ઉપશાંત થઈ, આસક્તિ વિનાનો બની, મોક્ષમાર્ગમાં જ પ્રબળ પુરુષાર્થ આદરે છે. આ વીરત્વ ધર્મવીરનું છે. [૧૫–૧૮]

તે પ્રાણોની હિંસા કરતો નથી; વિશ્વાસઘાત કરતો નથી; જૂઠું બોલતો નથી; ધર્મનું ઉલ્લંઘન મનવાણીથી ઇચ્છતો નથી; તથા જિતેન્દ્રિય થઈ, કરેલા, કરાતા, અને આગામી પાપબંધનથી આત્માનું સર્વ પ્રકારે રક્ષણ કરતો વિચરે છે. તે થોડું ખાય છે, થોડું પીવે છે, તથા થોડું બોલે છે; તે ક્ષમાયક્ત અને નિરાતુર બની સદા પ્રયત્નશીલ રહે છે, તથા સર્વપ્રકારની પાપવૃત્તિઓનો ત્યાગ કરી, તિતિક્ષાને પરમધર્મ સમજી, ધ્યાનયોગ આચરતો મોક્ષ પર્યંત વિચરે છે. [૧૯–૨૧; ૨૫–૬]

૧. મૂળમાં તેને માટે 'સાંપરાયિક' એવો શબ્દ છે. કર્મ બે પ્રકારનું છે :— ઈર્યાપથ અને સાંપરાયિક. રાગદ્વેષાદિ કષાયોથી કરેલું કર્મ, કે જેને કારણે પરજન્મ-પરલોક પ્રાપ્ત થાય છે, તે સાંપરાયિક. અને સદ્ધર્માનુસાર ચાલવા છતાં, જે કાંઈ કર્મ સ્વાભાવિક હલન-ચલન આદિ ક્રિયાઓને કારણે ચોટે, તે ઈર્યાપથ.

આમ, જ્ઞાની તેમ જ અજ્ઞાની બંને સમાન વીરત્વ દાખવતા હોવા છતાં, અધૂરા જ્ઞાનવાળાનું કે છેક જ અબોધનું ગમે તેટલું પરાક્રમ હોય તો પણ - તે અશુદ્ધ છે તથા કર્મબંધનનું કારણ છે; પરંતુ જ્ઞાન અને બોધયુક્ત પુરુષનું પરાક્રમ શુદ્ધ છે અને તેનું કાંઈ ફળ તેને ભોગવવું પડતું નથી. [ ૨૨–૨૩ ]

યોગ્ય માર્ગે કરેલું તપ પણ જો કીર્તિની ઇચ્છાથી કરાયું હોય, તો તે પણ શુદ્ધ નથી. પરંતુ જે તપ બીજા જાણતા નથી, તે જ ખરું તપ છે. [ ૨૪ ]

આમ કહી, શ્રીસુધર્મસ્વામી બોલ્યા.

# અધ્યયન ૯ મું

## ધર્મ વિષે

જંબુસ્વામી પૂછે છે :

"હે ભગવન્! મતિમાન બ્રાહ્મણ મહાવીરે કયો ધર્મ કહ્યો છે? તે અમને કૃપા કરી કહો. જેથી, તે જાણીને અમે તેમાં પ્રયત્નવાન થઈએ."

શ્રીસુધર્મસ્વામી કહે છે :

જિનેશ્વરે પ્રબોધેલો જિનોનો તે સીધો યથાર્થ માર્ગ હું તમને કહી સંભળાવું છું, તે તમે સાંભળો. તે ધર્મ જાણવાનો અને આચરવાનો અધિકાર કોનો છે તે હું પ્રથમ તમને કહું.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, ચાંડાળ, બોક્કસ[1] (વર્ણસંકર), ઐષિક (ભિખારી–પારધી ઇ૦), વૈશિક (વેપારી–કારીગર ઇ૦) તથા શૂદ્ર (ખેડૂત–આભીર ઇ૦) એમ બધા જ લોકો કામભોગોમાં આસક્તિવાળા છે. પોતાના કામભોગોને અર્થે તેઓ વિવિધ આરંભો (હિંસાદિ પ્રવૃત્તિઓ) કરે છે; કારણકે, કામભોગો હંમેશાં આરંભોથી જ પ્રાપ્ત થાય છે. પરંતુ તે આરંભો હમેશાં અન્ય જીવોની હિંસા દ્વારા જ પ્રવર્તતા હોય છે; એટલે તેમને સતત્ (તે જીવોની હિંસાથી ઊભું થતું) વેર બંધાયા કરે છે. આમ સમગ્ર પ્રાણીસમુદાય (સુખબુદ્ધિથી) જે કામભોગોને અનુસરે છે, તે બધા (છેવટે) વેરબંધન દ્વારા દુઃખનું જ કારણ થઈ પડે છે. જે મનુષ્ય આસક્તિપૂર્વક કરાતી એ બધી વિવિધ પ્રવૃત્તિ-ઓથી બંધાતું વેર તથા પુષ્ટ થતા કામો અને તેમનું દુઃખરૂપી ફળ જાણે છે, તે આ માર્ગનો અધિકારી છે. તે જાણે છે કે, માણસ જે જે પદાર્થો માટે વિવિધ પ્રવૃત્તિઓ કરે છે, તે બધા પદાર્થો મૃત્યુ બાદ સગાંસંબંધીઓના જ હાથમાં જાય છે અને તેને પોતાને તો પોતાનાં કર્મોનું ફળ જ ભોગવવાનું રહે છે. તે વખતે, જેમને માટે તે બધી

---

૧ બ્રાહ્મણ અને શૂદ્રીથી થયેલો નિષાદ કહેવાય, તથા બ્રાહ્મણ અને વૈશ્યાથી થયેલો અમ્બષ્ઠ કહેવાય; પછી નિષાદ અને અંબષ્ઠીથી થયેલો તે બોક્કસ કહેવાય.–ટીકા૦

પ્રવૃત્તિઓ તેણે કરી હતી, તે બધાં — માતપિતા, ભાઈ, પત્ની, પુત્રો તથા પુત્રવધૂ — રક્ષણ કરવા આવતાં નથી.* આવો વિચાર કરી, તે મમતા અને હુંપણું તજી દઈ, જિનભગવાને કહેલા પરમ માર્ગનું શરણ સ્વીકારે છે. મનુષ્યના વિવેક અને વૈરાગ્યની સાચી પરીક્ષા એ છે કે, પ્રાપ્ત થયેલા કામભોગો પ્રત્યે પણ આકર્ષણ ન થાય. આવો વિવેક અને વૈરાગ્ય ઉત્પન્ન થયા પછી, અધિકારી મનુષ્ય ધનસંપત્તિ, પુત્રો, સગાંસંબંધી, મમતા અને શોક તજી, તથા સંસારથી નિરપેક્ષ થઈ, સંન્યાસી બને. [ ૧–૧૭, ૩૨ ]

પછી તે મુમુક્ષુ સુંદર પ્રજ્ઞાવાળા, સંપૂર્ણ તપસ્વી, પરાક્રમી, આત્મજ્ઞાનના વાંછુક, ધૃતિમાન તથા જિતેંદ્રિય એવા સદ્‌ગુરુનું શરણ શોધે. કારણકે, જ્ઞાનપ્રકાશ પ્રાપ્ત કરવા ગૃહસંસારનો ત્યાગ કરનારા ઉત્તમ સત્પુરુષો જ મુમુક્ષુ જનોનું પરમ શરણ છે. તે વીરો સર્વ બંધનોથી મુક્ત હોઈ, જીવિતની તેમ જ વિષયોની આકાંક્ષા વિનાના તથા સર્વ પ્રકારની પાપી પ્રવૃત્તિઓથી રહિત હોય છે. [ ૩૨–૩૪ ]

પૃથ્વી, ( પાણી, ) અગ્નિ અને વાયુ; તૃણો, વૃક્ષ અને બીજ; અંડજ, પોતજ,[1] જરાયુજ,[2] રસજ,[3] સ્વેદજ,[4] તથા ઉદ્‌ભિજ્જ[5] એમ જીવોના છ વર્ગો છે. તેમને જાણી, વિદ્વાન પુરુષે મન વાણી અને કાયાથી તેમની હિંસાનો તેમજ પોતાના સુખ ખાતર કરાતા તેમના પરિગ્રહનો ત્યાગ કરવો. તે જ પ્રમાણે તેણે જૂઠ, મૈથુન અને ચોરીને પણ મહાપાપ સમજી છોડવાં. માયા, લોભ, ક્રોધ, અને માન[6] પણ જગતમાં કર્મબંધનનાં કારણો છે એમ જાણી, તેમનો પણ ત્યાગ કરવો.[7] [ ૮–૧૧ ]

---

* આ પાંચમો શ્લોક ઉત્તરાધ્યાનસૂત્ર ૬, ૩ માં પણ આવે છે.

(૧) બચ્ચાં રૂપે જ પેદા થનારાં હાથી વગેરે. (૨) ઓરથી વીંટળાઈને જન્મતાં ગાય, મનુષ્ય ઇત્યાદિ. (૩) દહીં, આથો વગેરેમાં થતા. (૪) પરસેવાથી થતાં જૂ, માંકડ, ઇત્યાદિ. (૫) સામાન્ય રીતે આનો અર્થ જમીન ફોડીને નીકળતી વનસ્પતિ એવો થાય. પણ ટીકાકાર અહીં તેનો અર્થ 'કાંઈ ફોડીને બહાર નીકળતાં દેડકાં વગેરે' એવો લે છે. (૬) આ ચારે માટે મૂળમાં અનુક્રમે આ શબ્દો છે : पलिकुञ्चन વક્રતા પમાડે છે માટે; भजन : બધા વડે ભજાય છે માટે; स्थण्डिल આત્માને વેરાન ખેતર જેવો બનાવે છે માટે; उच्छ्राय માણસ માથી ઊંચે છે માટે. (૭) જુઓ પ્રકરણ ૧૧ ને અંતે ટિપ્પણ નં૦ ૧.

તેણે શરીરના સર્વ સંસ્કારો — જેવા કે બસ્તીકર્મ, વિરેચન, વમન, અંજન, ગંધ, માલ્ય, સ્નાન, દંતપ્રક્ષાલન (દાતણ), ધોવું, રંગવું વગેરે — નો તેમને સંયમના વિરોધી ગણી, ત્યાગ કરવો. તથા તે કામમાં એકબીજાને પણ મદદગાર થવું નહિ. પરિગ્રહ તથા કામવાસનાને પણ કર્મબંધન કે સંસારભ્રમણનાં કારણ જાણી તજવાં; વાજીકરણ તથા શરીરને દેખાવડું કરવા ધોવું–લેપવું વગેરેને પણ આસક્તિ અને હિંસા-મૂલક જાણી તજવાં. તે જ પ્રમાણે, તેણે પગરખાં, છત્રી, માંચો, પલંગ ચામર વગેરેનો ત્યાગ કરવો. નિર્જીવ તથા સાફ કરેલા નિર્દોષ પાણીથી પણ અંગો વગેરે ન ધોવાં, અને હરિયાળી ઉપર ઝાડો પેશાબ ન કરવાં. [૧૨–૩; ૧૮–૯]

આહારની બાબતમાં તેણે પૂર્ણ સંયમ સ્વીકારવો. પોતાને ઉદ્દેશીને ગૃહસ્થે તૈયાર કરેલું, ખરીદેલું, ઉછીનું આણેલું, કે પોતે જ્યાં રહેતો હોય ત્યાં ગૃહસ્થ લઈ આવ્યો હોય તેવું, કે તે બધાના અંશોવાળું ભિક્ષાન્ન તેણે ન સ્વીકારવું. જેને ત્યાં ઊતારો હોય તેનું ( કે સૂતકવાળા ઘરનું ) અન્ન તેણે ન સ્વીકારવું. પારકાના પાત્રમાં ભોજન ન કરવું.[1] જેનાથી માત્ર જીવિત ટકી રહે, તેટલું જ અન્નપાન માગી લાવવું; વધારે માગી લાવી બીજાને આપી દેવું પડે તેમ ન કરવું. [૧૪, ૨૩]

ચારિત્રવાન ભિક્ષુએ કોઈનો સંગ ન કરવો. તેમાં સુખના વેશમાં જોખમો રહેલાં છે. માટે વિદ્વાને તેનાથી ચેતતા રહેવું. તેણે સંસારીઓ સાથે મંત્રણા; તેમની ક્રિયાઓની પ્રશંસા; તેમની સાંસારિક ગૂંચવણોમાં સલાહ (અથવા જ્યોતિષાદિને લગતા પ્રશ્નોનો જવાબ); તેમનાં વસ્ત્રપાત્રનો ઉપયોગ; તેમનાં ઘરમાં બેસવું-સૂવું; તેમના ખબર સમાચારની પૂછપરછ; તેમના તરફથી યશ, કીર્તિ, પ્રશંસા અને વંદનપૂજનની કામના; તેમના ઘરમાં ખાસ કાંઈ કારણ વિના સૂઈ જવું; ગામનાં

---

૧ સામાન્ય રીતે સાધુ ' પાણિપાત્ર ' એટલે કે હાથરૂપી પાત્રવાળો હોય. ગૃહસ્થનાં પાત્રો ભોજન વગેરેમાં વાપરે, તો ધોવા માંજવાની ખટપટ તથા તેને કારણે હિંસાદિદોષો ઊભા થાય. વળી પોતાના એકાદ પાત્રમાં જેટલું લેવાય કે ખવાય તેટલું લે કે ખાય, તો આપોઆપ ભોજનની ચીજોના સ્વાદની મર્યાદા પણ આવી જાય.

છોકરાંની રમતમાં ભળવું; અને મર્યાદા મૂકીને હસવું — એ બધાંનો ત્યાગ કરવો. કારણ, તેમાંથી અનેક અનર્થોની પરંપરા જન્મે છે. [૧૬–૮; ૨૦–૨; ૨૮–૯]

તેણે નકામી છતાં અનર્થકારક પ્રવૃત્તિ સહેજ પણ કરવી નહીં. જેમકે, જુગાર રમતાં ન શીખવું, કલહકંકાસ ('હસ્તકર્મ') કે વાદવિવાદ ન કરવા, કે પૂર્વે કરેલી ક્રીડાઓનું સ્મરણ ન કરવું. તેણે બોલવામાં પણ ધર્મથી નિષિદ્ધ એવું કાંઈ બોલવું નહીં; તથા બોલવા બેસે ત્યારે બોલ્યા જ ન કરવું. બીજાના મર્મસ્થાનને આઘાત પહોંચે તેવું બોલવાની ઇચ્છા ન કરવી, કે બીજા છેતરાય તેવું ન બોલવું. તેણે પૂરતો વિચાર કરીને જ બોલવાની ટેવ પાડવી. તેણે અર્ધી સાચી અને અર્ધી જૂઠી એવી ત્રીજી કોટીની વાણી[1] તજવી, તેમજ બીજાની ગુપ્ત વાત કહી ન દેવી. એ નિર્ગ્રંથ ભગવાનની ખાસ આજ્ઞા જાણો. તેણે કોઈને 'હોલ્યા'–'ગોલ્યા' કહીને ન બોલાવવો, કે 'યાર' 'દોસ્ત' કહીને કે ગોત્રનું નામ દઈને ન બોલાવવો. તું–તાં કરવું એ શિષ્ટ નથી; માટે તેમ તો કદી જ ન કરવું. [૧૭–૧૮; ૨૧; ૨૫–૭]

આ પ્રમાણે નિરર્થક પ્રવૃત્તિમાં પડ્યા વિના, પ્રયત્નશીલ રહી, પ્રમાદ કર્યા વિના વિચરવું; અને તેમ કરતાં જે કાંઈ દુઃખો આવે, તે સહન કરવાં. કોઈ મારે તો ગુસ્સે ન થવું કે કોઈ ગાળો ભાંડે તો તપી ન જવું. પરંતુ, પ્રસન્ન મનથી બધું સહન કરી લઈ શાંતિ રાખવી. [૩૦–૧]

નિર્ગ્રંથ ભગવાન મહામુનિ મહાવીર કે જે અનંત જ્ઞાનદર્શનવાળા હતા, તેમણે આવો શાસ્ત્રોપદેશ કર્યો છે. [૨૪] ટૂંકમાં સર્વ શબ્દ સ્પર્શ આદિ વિષયોમાં અલોલુપતા, અને દોષયુક્ત વ્યાપારોની અપ્રવૃત્તિ, એ જ મુખ્ય વાત છે. એથી વિશેષ જે બધું કહેવામાં આવે છે, તે ખાલી વાગાડંબર છે. માટે બુદ્ધિશાળી ભિક્ષુએ માનમાયાનો તથા સર્વ પ્રકારનાં સુખોનો ત્યાગ કરી, નિર્વાણનું સંધાન કરવું, એમ હું કહું છું. [૩૫–૬]

---

૧. વાણીની ચાર કોટીઓ આ પ્રમાણે છે: (૧) સત્ય. (૨) અસત્ય (૩) સત્ય–અસત્ય. (૪) ન સત્ય–ન અસત્ય

# અધ્યયન ૧૦ મું

## સમાધિ

શ્રીસુધર્મસ્વામી કહે છે:—

ધર્મનો સાક્ષાત્કાર કર્યા બાદ મતિમાન મહાવીરે ચિત્તશુદ્ધિ (સમાધિ)[૧]-નો જે સરળ માર્ગ કહ્યો છે, તે હું તમને કહી બતાવું છું, તે તમે સાંભળો. એ સમાધિ પ્રાપ્ત કરવા ઇચ્છનારા ભિક્ષુએ સૌથી પ્રથમ કાંઈ પણ વાસના વિનાના[૨], તથા ભૂતપ્રાણીઓમાં કાંઈ પણ પ્રયોજન વિનાના[૩] થવું. ઉપર–નીચે ચોતરફ જુદા જુદા સ્થાવરજંગમ પ્રાણો રહેલા છે. તે બધાને પોતાતુલ્ય સમજીને તથા તેમને પણ (પોતાની જેમ સુખ) દુઃખ ભોગવનારા જાણીને, પોતાના પ્રયોજન અર્થે તેમને કાંઈ દુઃખ થાય તેવું ન કરવું કે કરાવવું. પોતાની જે જે ઇંદ્રિયોના પ્રયોજન અર્થે તે પ્રાણોની મરજી વિરુદ્ધ કે તેમની પરવાનગી વિના[૪] તેમનાં વધ–બંધન આદિ કરવાં પડે, તે તે ઇંદ્રિયોનો સંયમ કરવો. જેણે ધર્મ સારી રીતે સાંભળ્યો છે, તથા તેથી જેના સર્વ સંશયો દૂર થઈ ગયા છે, તેવા તપસ્વી ભિક્ષુએ ઇંદ્રિયનિગ્રહી તથા આસક્તિરહિત થવું; તેમ જ પોતાનું જીવન સુખચેનથી ગુજરે તે માટે વસ્તુઓનો સંગ્રહ ન કરવો કે, કમાણી ન કરવી. [૧–૫]

જે પુરુષ ભોગોની વાસનાથી દીન થયેલો રહે છે, તે વિવેક-વિચારથી ભ્રષ્ટ થઈ, ગમે તે પાપકર્મ આચરે છે. તે વિચારીને તીર્થંકરોએ આ સમાધિમાર્ગ ઉપર ભાર મૂક્યો છે. કારણકે, એક વખત બધું ત્યાગીને મોક્ષમાર્ગ સ્વીકાર્યા પછી પણ ભોગોની વાસનાથી દીન બનીને

---

૧. 'સમાધિ'નો અહીં પારિભાષિક અર્થ અભિપ્રેત નથી. सम्यक् आधीयते-व्यवस्थाप्यते मोक्षं तन्मार्गे वा प्रति येन–એટલે કે જેના વડે આત્મા મોક્ષ કે તેના માર્ગમાં વ્યવસ્થિત થાય-સ્થપાય-તે અર્થાત્ 'ચિત્તશુદ્ધિનો માર્ગ'. એવો અહીં અર્થ ગણવો.

૨. 'अप्रतिज्ञ'। વાસના હોય તો તેને પૂરી કરવા કાંઈ સંકલ્પ (પ્રતિજ્ઞા) સંભવે.

૩. 'भूतेषु अनिदानः' અન્ય ભૂત પ્રાણીઓ વડે પોતાનું કાંઈ સુખ-પ્રયોજન કલ્પ્યું હોય, તો તેઓમાં આસક્તિ રાખવાનું કે તેમની હિંસા કરવા સુધી જવાનું સંભવે. ૪. अदत्तमन्यैः।

તે ખિન્ન થઈ જાય છે; પોતાની પૂજા–પ્રશંસાનો ઇચ્છુક બની જાય છે (જેથી પોતાને જોઈતા ભોગપદાર્થો મળે); પોતાને માટે તૈયાર કરેલો કે કરાવેલો આહાર ઇચ્છવા માંડે છે; તથા તે માટે ગમે તેવી ખટપટો કે પ્રવૃત્તિ કરે છે. (આહારમાં અસંયમ આવતાં) ચારિત્રથી ભ્રષ્ટ થવાનું પણ તેને સૂઝે છે. તે વિષયી બનીને સ્ત્રીઓમાં આસક્ત થાય છે, અને તે અર્થે પરિગ્રહ (સંઘરો-કમાણી) પણ કરવા માંડે છે. કમાણી કરવામાં (બીજાનો દ્રોહ કે હિંસા કરવામાં પણ પાછો ન પડી, અનેક સાથે) તે વેર એકઠું કરે છે; પરિણામે આ જન્મ પૂરો થયા બાદ તે અનેક દુઃખ-યોનિઓમાં ભટકે છે. માટે બુદ્ધિમાન મુનિએ વિચાર કરીને સર્વ તરફથી આસક્તિરહિત થઈ ધર્મ આચરવો. [૬–૯]

સમાધિમાર્ગને અનુસરતા ભિક્ષુએ જીવનસુખને અર્થે કમાણી ન કરવી; ક્યાંય આસક્ત થયા વિના કે લોલુપતા કર્યા વિના વિચરવું; સ્વાદલોલુપ ન થવું; તથા સ્વાદલોલુપોનો સંગ ન કરવો; તથા મોક્ષની કામનાવાળા બની, તેણે પરવા કર્યા વિના તથા શોક કર્યા વિના, શરીરને પૂરેપૂરું તાવીને કૃશ કરી નાખવું, અને એકલાપણાની વૃત્તિ સેવવી. એમ જે સર્વસંસર્ગત્યાગથી એકલો બની શકે છે, તે જ મુક્ત થઈ શકે છે. એ સત્યવચન છે. સ્ત્રીભોગથી વિરમે, પરિગ્રહ ન કરે, અને નાના મોટા સૌ વિષયોમાંથી જાતને બચાવે, એ ભિક્ષુ જ નિઃસંશય સમાધિ પામ્યો છે એમ કહેવાય. તપસ્વી ભિક્ષુ પ્રીતિ અને અપ્રીતિ (રાગ અને દ્વેષ) તજી, કાંટાકાંકરા, ટાઢતડકો, ડાંસ મચ્છર, સુગંધદુર્ગંધ આદિ દુઃખો સહન કરતાં શીખે; વાણીની બાબતમાં સુરક્ષિત બને — અર્થાત્ વિચારીને બોલે, કોઈને દુઃખ થાય એવું ન બોલે, ક્રોધ ન કરે, તથા સત્યમાં જ રત રહે; ખરાબ ચિત્તવૃત્તિઓને[1] દૂર કરે; અને લોકોની સાથે વધારે પડતો ભળ્યા વિના, તથા તે અર્થે એક સ્થાનમાં સ્થિર થયા વિના[2] નિરંતર વિચર્યા કરે. [૧૦–૧૫]

જગતમાં કેટલાય વાદીઓ વિમોક્ષના હેતુરૂપ સદ્ધર્મને જાણતા નથી; તેઓ વિવિધ ભોગોમાં આસક્ત રહી, ગમે તેવી પ્રવૃત્તિઓ આચરતા

---

૧. 'લેશ્યા'. ૨. મૂળ: 'ઘરનું છાપરું છાવ્યાછવરાવ્યા વિના'.

હોય છે, અને વૈરબંધન[1] ઊભું કર્યાં કરતા હોય છે. તેઓને પોતાના ઓછા થતા જતા આયુષ્યની પણ પરવા હોતી નથી; મમતાના માર્યા ગમે તેવાં સાહસ આચરતા તે મંદબુદ્ધિ લોકો પોતે અજરઅમર હોય તેમ રાતદિવસ (ભોગોની કામનાથી) તપ્યા કરે છે. અને છતાં તેઓને પૂછો તો તેઓ ઝટ મોક્ષમાર્ગ ઉપદેશવા મંડી જાય છે, અને "અમારે મતે આત્મા નિષ્ક્રિય છે", કે "ક્રિયા જ ફલદાયક છે, જ્ઞાનની જરૂર નથી," અથવા "જ્ઞાન જ ઉપયોગી છે, ક્રિયાની કાંઈ જરૂર નથી," એવા વાદો કહ્યા કરે છે. [૧૬–૧૮]

પરંતુ સાચો ભિક્ષુ તો ઘરબારનો ત્યાગ કરી, ભોગોની આકાંક્ષા રાખ્યા વિના, કે જીવન યા મરણની પરવા કર્યા વિના, પાપચક્રમાંથી અળગો રહેવામાં શરીરની પણ પરવા ન કરે. જેમ બીજાં નાનાં પ્રાણીઓ સિંહના ભયથી દૂર જ વિચર્યા કરે છે. તેમ ધર્મ વિચારીને ભિક્ષુ પાપથી દૂર જ રહે. બુદ્ધિમાન મનુષ્ય સમજીને પોતાની જાતને પાપકર્મથી બચાવે; કારણકે પાપને કારણે થતી હિંસાથી વૈરબંધન ઊભું કરનારાં અને મોટા ભયરૂપ દુઃખો ઊભાં થાય છે. તે ભિક્ષુ વિત્ત, પશુઓ, બાંધવો, પ્રિયમિત્ર આદિ કોઈમાં મમતા ન રાખે; કારણકે, મર્યાબાદ એ બધું બીજા જ ભોગવવાના છે. વળી આપ્ત પુરુષોને માર્ગે ચાલનારો તે ભિક્ષુ જૂઠું ન બોલે. અસત્યના ત્યાગને જ પૂરેપૂરી સમાધિ તથા નિર્વાણ કહેલાં છે. આહારની બાબતમાં પણ જે મળે તેને રાગદ્વેષથી દૂષિત ન કરે; તેમાં લોલુપતા ન રાખે; અને એ રીતે ધૃતિમાન, અનાસક્ત, તથા પૂજાસત્કારની કામના વિનાનો બનીને વિચરે. એમ, હું કહું છું. [૧૯–૨૪]

---

૧ દરેક પાપના મૂળમાં હમેશાં મુખ્યત્વે બીજા જીવની હિંસા રહેલી હોવાથી, તે દરેક પાપ વખતે તે તે જીવ પ્રત્યે વેરબંધન ઊભું થાય છે; અને તેના ફળરૂપે બીજે જન્મે પોતાને તે પ્રકારનું દુઃખ સામા જીવ તરફથી ભોગવવું પડે છે. તે વખતે પોતાને દુઃખ આપનાર જીવ પ્રત્યે પાછું નવું વેર ઊભું થતું હોવાથી, તે ચક્ર ચાલ્યા જ કરે છે. આમ દરેક પાપને વેરબંધનનું નિમિત્ત માની, જૈન ગ્રંથોમાં 'પાપ બાંધે છે' એમ કહેવાને બદલે 'વેર બાંધે છે' એમ પણ કહે છે.

# અધ્યયન ૧૧ મું

## મોક્ષમાર્ગ

શ્રીજંબુસ્વામી પૂછવા લાગ્યા :

હે મહામુનિ ! સર્વ દુઃખોમાંથી મુક્તિ અપાવનાર એવો, મહાવીર ભગવાને ઉપદેશેલો શુદ્ધ અને સરળ માર્ગ તમે જે રીતે જાણો છો, તે રીતે અમને કહી સંભળાવો. [૧–૩]

શ્રીસુધર્મસ્વામી કહેવા લાગ્યા :

કાશ્યપ ઋષિએ ઉપદેશેલો, તે સારરૂપ મહાવિકટ માર્ગ મેં જે પ્રમાણે સાંભળ્યો છે, તે પ્રમાણે તમને યથાક્રમે હું કહી સંભળાવું છું. તેને અનુસરીને અત્યાર આગમચ ઘણાય લોકો, વેપારીઓ જેમ દુસ્તર સમુદ્રને તરી જાય છે, તેમ આ અપાર સંસારને તરી ગયા છે અને ભવિષ્યમાં પણ તરશે. [૪–૬]

પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, ધાન્યોનાં બીજો સહિત તૃણ અને વૃક્ષો; અને હાલી ચાલી શકે તેવાં પ્રાણીઓ — એમ જીવોના છ વર્ગો છે. એ છ વર્ગો જ એકબીજા પ્રત્યે હિંસા-પરિગ્રહાદિથી કર્મબંધનનાં નિમિત્ત બને છે.[૧] બુદ્ધિમાન માણસે પોતાના દાખલા ઉપરથી, અનુકૂળ તર્ક વડે વિચાર કરવો કે, મારી પેઠે કોઈ પ્રાણીને દુઃખ ગમતું નથી, માટે મારે કોઈની હિંસા ન કરવી જોઈએ. જ્ઞાનીના જ્ઞાનનો સાર પણ એટલો જ છે કે, તે કોઈની હિંસા કરતો નથી. અહિંસાનો સિદ્ધાંત પણ એ જ છે, તથા તેને જ શાંતિ કે નિર્વાણ પણ કહે છે. [૭–૧૧,૩૩]

પરંતુ જ્યાં સુધી મનુષ્યોમાંથી સર્વ પ્રકારના દોષો દૂર થયા નથી, ત્યાં સુધી તે મન વાણી અને કાયાથી સંપૂર્ણ અહિંસા પાળી શકવાનો નથી. માટે મહાપ્રજ્ઞાવાળા બુદ્ધિશાળી મનુષ્યે જિતેંદ્રિય થઈ, વિષયભોગોથી નિવૃત્ત થવું અને સંયમાદિમાં પરાક્રમી બની વિચરવું. તેણે અતિ માન,

૧. જુઓ પા. ૧૧૬ ઉપરની નોંધ.

માયા, ક્રોધ અને લોભથી દૂર રહેવું. ટૂંકમાં, તેણે સર્વ સારાં કર્મ આચરવાં અને પાપકર્મો ત્યાગવાં. તેણે તપાચરણમાં પરાક્રમી બની, નિર્વાણને નક્ષત્રોમાં ચંદ્રમાની પેઠે શ્રેષ્ઠ માની, તેને સાધવામાં પુરુષાર્થી થવું. જેમ આ જગત સર્વ ભૂતપ્રાણીઓનું આધારસ્થાન છે, તેમ જે બુદ્ધો થઈ ગયા છે અને હજુ થવાના છે, તેમનું પણ નિર્વાણ જ આધારસ્થાન છે. માટે તેણે ઇંદ્રિયોનું દમન કરી, તે નિર્વાણને જ પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ થવું. [૧૨, ૩૩–૬, ૨૨]

મહાપ્રજ્ઞાવાળા તે બુદ્ધિશાળી પુરુષે સ્વીકારવા યોગ્ય જે કાંઈ ભિક્ષા મળે, તેના વડે નિર્વાહ કરવો અને નિષિદ્ધ અન્નનો ત્યાગ કરવો. પ્રાણીઓની હિંસા કરીને કે પોતાને ઉદ્દેશીને તૈયાર કરવામાં આવ્યું હોય તેવું અન્નપાન તે સંયમીએ ન સ્વીકારવું. તેવા અન્નના અંશવાળું કે જરા સરખી શંકાવાળું ભિક્ષાન્ન પણ તેણે ન સ્વીકારવું. કોઈ હિંસા કરતું હોય, તેને તેણે કોઈ પણ પ્રકારે અનુમતિ ન આપવી. ગામ કે નગરમાં વિચરતાં તેવા ઘણા પ્રસંગો તેના ઉપર આવી પડે છે. જેમકે, ગામમાં ઘણા લોકો દાનપુણ્યને નિમિત્તે (માંસાદિ યુક્ત) ભોજન તૈયાર કરે છે. હવે જો ભિક્ષુ તેની પ્રશંસા કરે, તો તેવા કાર્યને ઉત્તેજન મળે અને પરિણામે વધુ પ્રાણીવધ થાય. અને જો તેનો પ્રતિષેધ કરે, તો કોઈના પેટ ઉપર પગ મૂકયા જેવું થાય. માટે તે એમાંથી એક પણ પ્રકારે કાંઈ કહ્યા વિના, તેણે પાપબંધન થતું અટકાવીને વિચરવું. [૧૩–૨૧]

આમ, જે ભિક્ષુ પોતાના આત્માનું (પાપપ્રવૃત્તિથી) રક્ષણ કરવામાં તત્પર હોય, સદા ઇંદ્રિયનિગ્રહી હોય, સંસારભ્રમણરૂપી પ્રવાહને જેણે પોતાપૂરતો હંમેશને માટે અટકાવી દીધો હોય, તથા જે સર્વથા પાપરહિત હોય, તેવો ભિક્ષુ જ શુદ્ધ, પરિપૂર્ણ અને અનુત્તમ ધર્મને ઉપદેશી શકે. તેવો ભિક્ષુ જ સંસારપ્રવાહમાં તણાતાં અને કર્મો વડે રિબાતાં પ્રાણીઓને જગતની પ્રતિષ્ઠારૂપ નિર્વાણદ્વીપ બતાવી શકે. [૨૩–૪]

આ વસ્તુ ન જાણનારા તથા પોતે અજ્ઞાની હોવા છતાં પોતાને જ્ઞાની માનતા અને લોકોને તે પ્રમાણે જણાવતા પુરુષો સમાધિ પ્રાપ્ત કરી શકતા નથી. તેઓ ગમે તેવું નિષિદ્ધ અન્નપાન સ્વીકારે છે અને પછી ધ્યાન ધરવા બેસે છે. પણ એ મિથ્યા માન્યતાવાળા અનાર્ય

શ્રમણોનું ધ્યાન બગલા જેવાં જળચર પ્રાણીઓના[1] જેવું વિષયપ્રાપ્તિનું જ હોઈ, કલુષિત અને અધમ હોય છે. તે બિનઅનુભવી લોકો સમાધિ પ્રાપ્ત કરી શકતા નથી. શુદ્ધ માર્ગનું ઉલ્લંઘન કરી, ઉન્માર્ગે વળેલા તે લોકો દુઃખ અને વિનાશના જ ભાગી થાય છે. છિદ્રોવાળા નાવમાં બેસી પાર જવાની ઇચ્છા કરતા જન્માંધ માણસની પેઠે, તેઓ અધવચ જ સંસારપ્રવાહના મુખ્ય ભાગમાં સપડાઈને નાશ પામે છે. [૨૫–૩૧]

પરંતુ કાશ્યપે ઉપદેશેલા આ ધર્મનું શરણ લઈને મહાપ્રજ્ઞાવાળો ભિક્ષુ સંસારરૂપી મહાઘોર પ્રવાહને તરી જાય છે. પોતાના આત્માનું રક્ષણ કરતો, નાનાં મોટાં વિઘ્નોથી મેરુની જેમ અકંપિત રહેતો, તથા મરણની રાહ જોતો તે આનંદથી વિચરે છે. [૩૨, ૩૭–૮]

આમ કહી, શ્રીસુધર્મસ્વામી બોલ્યા.

૧. મૂળમાં ઢંક, કંક, કુલલ (કુરરી), મગ્ગુક, સિહી વગેરે નામ છે.

# અધ્યયન ૧૨ મું

## જુદા જુદા વાદીઓ*

શ્રીસુધર્મસ્વામી કહેવા લાગ્યા :

હે આયુષ્મન્! હવે હું લોકોમાં પ્રચલિત એવા અનેક વાદો વિષે કહું છું, તે સાંભળ. તે વાદોને, નીચેના ચાર વિભાગમાં મુખ્યત્વે વહેંચી શકાય. જેમકે : (૧) ક્રિયાવાદ (૨) અક્રિયાવાદ (૩) વિનયવાદ અને (૪) અજ્ઞાનવાદ. [૧]

(તેમાંના અજ્ઞાનવાદીઓ કહે છે કે, પરલોક, સ્વર્ગ, નરક અને સારાંખોટાં કર્મોનું ફળ — વગેરે બાબતો વિષે આપણે કાંઈ જાણી શકીએ તેમ નથી. તે વસ્તુઓ છે એમ પણ કહી શકાતું નથી, કે નથી એમ પણ કહી શકાતું નથી. અથવા તે બંનેથી ભિન્ન એવું પણ કાંઈ કહી શકાતું નથી. આમ,) આ અજ્ઞાનવાદીઓ દલીલો કરવામાં કુશળ હોવા છતાં, અસંબદ્ધ બોલનારા છે. તેઓ પોતે જ શંકાનો પાર પામ્યા નથી હોતા. તેઓ પોતે અજ્ઞાન હોઈ, અજ્ઞાન લોકોને ખોટું ખોટું સમજાવે છે. [૨]

(વિનયવાદીઓ આચારની કેટલીક તુચ્છ અને બિનઅગત્યની વસ્તુઓને જ સર્વસ્વ માની, તેમાં રચ્યાપચ્યા રહે છે. તે સિવાય બીજું કાંઈ તેઓ દેખી શકતા જ નથી.) આમ સત્યને અસત્ય સમજનારા અને અસાધુને સાધુ કહેનારા એ વિનયવાદીઓ, કોઈ પૂછે એટલે પોતાનો સિદ્ધાંત અચૂક કહેવા લાગે છે. [૩]

---

*આ અધ્યયનનું મૂળ નામ 'समवसरण' છે સમવસરણ એટલે એક સ્થાનમાં એકઠા થવું–મળવું આ અધ્યયનમાં જુદા જુદા વાદીઓ અને વાદોનું વર્ણન છે. તે વખતના આ બધા વાદો અને વાદીઓ વિષેના ઉલ્લેખો માત્ર આવાં જૈન આગમો તેમજ સમકાલીન બૌદ્ધ ગ્રંથોમાંથી જ મળી શકે તેમ હોવાથી, અહીં શબ્દશઃ અનુવાદ આપવામાં આવ્યો છે. ઉમેરેલા વધારાના ભાગને કૌંસમાં મૂક્યો છે. બૌદ્ધ વગેરે ગ્રંથોમાં મળી આવતું આવી જ જાતના વાદો વિષેનું વર્ણન ઉપોદ્ઘાતમાં આપેલું છે.

(અક્રિયાવાદીઓ તો ક્રિયામાં કે તેના ફળમાં જ નથી માનતા. તેમનામાંના સાંખ્યો વગેરે કેટલાક આત્માને નિષ્ક્રિય માને છે. બૌદ્ધો વગેરે કેટલાક આત્મામાં જ માનતા નથી. બીજા કેટલાક જગતને જ માયારૂપ માને છે; અથવા ઈશ્વર, નિયતિ કે કાલ વગેરેને બધી ક્રિયાઓ માટે જવાબદાર માની, પ્રાણી કાંઈ કરતું નથી અથવા કરી શકે તેમ નથી, એમ માને છે.) કર્મ અને તેમનાં ભવિષ્યમાં થનારાં ફળથી ડરનારા (બૌદ્ધ) અક્રિયાવાદીઓ, એમ કહે છે કે, (બધા પદાર્થો ક્ષણિક છે; તેમજ આત્મા જેવી નિરંતર સ્થાયી રહેનારી કોઈ ચીજ નથી. જે કાંઈ છે, તે ક્ષણે ક્ષણે બદલાતા પાંચ સ્કંધો છે. આમ,) 'વર્તમાન ક્ષણનો કર્તા બીજી ક્ષણે રહેતો ન હોવાથી, તેને બીજી ક્ષણમાં થતી ક્રિયા કે કર્મફળ સાથે સંબંધ નથી.' પોતે જ જણાવેલા તત્ત્વમાં પોતે ચોકસ ન હોવાથી, તેઓ એમ કહે છે કે, 'આ વસ્તુ આમ અમને દેખાય છે.' કોઈ કંઈ પૂછે તો તેઓ કશું ચોકસ કહી શકતા નથી; પણ 'આ બે પક્ષવાળું છે,' 'આ એક પક્ષવાળું છે' એમ કહ્યા કરે છે. અને કર્મ છ (ઇંદ્રિયો કે આસ્રવો) મારફત બંધાય છે, એવું એવું કહે છે. અબૂજ અક્રિયાવાદીઓ જુદું જુદું (ઘણું) કહે છે. તેઓને મતે આખું જગત વંધ્ય અને નિયત છે.[1] તેઓના કહ્યા પ્રમાણે તો સૂર્ય ઊગતો નથી કે આથમતો નથી, ચંદ્રમા વધતો નથી કે ઘટતો નથી, નદીઓ વહેતી નથી કે પવન વાતો નથી! આંખો વિનાનો આંધળો જેમ દીવો હોવા છતાં કશું દેખી શકતો નથી, તેમ ફેંધાઈ ગયેલી બુદ્ધિવાળા આ અક્રિયાવાદીઓ ક્રિયા હોવા છતાં તેને દેખતા નથી. [૪–૮]

બાકી, જ્યોતિષશાસ્ત્ર, સ્વપ્નશાસ્ત્ર, સામુદ્રિકશાસ્ત્ર, શુકનશાસ્ત્ર, ઉત્પાતોનું શાસ્ત્ર તથા આઠે અંગવાળું નિમત્તશાસ્ત્ર ભણીને ઘણાય લોકો ભવિષ્યમાં થનાર ક્રિયા કે ફળ જાણી શકે છે! જો ક્રિયા કે તેનું ભવિષ્યમાં થનારું ફળ હોય જ નહીં, અને બધું શૂન્ય કે માયા હોય, તો આમ કેમ બને? જો કે, અક્રિયાવાદીઓ તો એમ જ કહેવાના કે, તે શાસ્ત્રોનું પણ બધું ક્યાં સાચું પડે છે? તેઓ પોતે તે શાસ્ત્રો શીખ્યા

૧. એટલે કે, નિયત થયેલા ઉપરાંત નવું કશું આ જગતમાં થઈ શકે તેમ નથી; તથા જે કંઈ થાય છે, તેનું કશું ફળ નથી.

નથી હોતા, છતાં તેમને જૂઠાં કહેવામાં તેમને કશો વાંધો આવવાનો નહિ! [૯–૧૦]

પરંતુ જગતનો સત્ય વિચાર કરનારા શ્રમણો અને બ્રાહ્મણો એમ જ કહે છે કે, દુઃખ પોતાનું જ કરેલું થાય છે, ( નિયતિ, કાળ કે ઈશ્વર વગેરે ) બીજાનું કરેલું નહિ. તેમજ મોક્ષ પણ જ્ઞાન અને તે પ્રમાણેની ક્રિયાથી પ્રાપ્ત થાય છે. [૧૧]

પ્રજાને જે લોકો આવો હિતકર ઉપદેશ આપે છે, તેઓ જ આ જગતના ચક્ષુરૂપ નાયકો છે. તેમણે આ સંસારને પણ શાશ્વત કહ્યો છે. તેમાં રાક્ષસો, દેવો, સુરો, ગાંધર્વોથી માંડીને આકાશગામી કે પૃથ્વી ઉપર રહેનારા બધા જીવોને, પોતપોતાનાં કર્મો અનુસાર, સુખદુઃખ ભોગવતા જન્મમરણને પામ્યા કરવું પડે છે. તે ચક્રમાંથી મહાકષ્ટે છૂટી શકાય છે. વિષયો તથા કામભોગોમાં આસક્ત એવાં અજ્ઞાન પ્રાણીઓ તેમાં વારંવાર સપડાયા જ કરે છે. કારણ, કર્મોથી કર્મોનો ક્ષય થઈ શકે નહિ. કોઈ વિરલા બુદ્ધિશાળી — ધીર પુરુષો જ અકર્મથી કર્મનો ક્ષય કરી, તે ચક્રનો અંત લાવી શકે છે. [૧૨–૧૫]

બીજા પણ જેને તે ચક્રમાંથી છૂટવું હોય, તેણે જગતના જ્યોતિરૂપ તથા ધર્મનો સાક્ષાત્કાર કરી તેને પ્રગટ કરનારા તેવા મહાત્માઓની સમીપ હંમેશાં રહેવું. કારણ, તેઓ જ પોતાની જાતને તેમજ જગતને, જીવોની ગતિને તેમજ અગતિને,[1] જન્મને તેમજ મરણને, શાશ્વતને તેમજ અશાશ્વતને તથા મનુષ્યના પર જન્મને જાણે છે. તેઓ કર્મ આત્મામાં કેવી રીતે દાખલ થાય છે,[2] અને તેને કેવી રીતે રોકી શકાય છે,[3] તે જાણે છે. તથા કર્મના ફળને તેમજ કર્મના નાશને[4] પણ જાણે છે.

---

૧. 'જીવોની ગતિ' એટલે જીવો પોતાનાં કર્મોને કારણે ક્યાં જાય છે અને જન્મ પામે છે તે. 'જીવોની અગતિ' એટલે કર્મચક્રમાંથી પુરુષાર્થ વડે મુક્ત થયેલા જીવો કઈ સ્થિતિ પામવાથી ફરી આ સંસારમાં પાછા નથી આવતા તે. ટૂંકમાં, ગતિ અને અગતિ એટલે બંધ અને મોક્ષ કહી શકાય.

૨. મૂળ आस्रव । જુઓ પા. ૭૧, ટિ૦ ૫.

૩ મૂળ : संवर । જુઓ પા. ૭૧, ટિપ્પણ નં૦ ૫

૪. મૂળ : निर्जरा । આત્મા સાથે બંધાયેલા કર્મનો બે પ્રકારે નાશ થાય છે : એક તો તે કર્મનું ફળ ભોગવાઈ જવાથી, અને બીજું ઉચિત તપ વગેરેના બળથી.

જગતનું અતીત, વર્તમાન અને અનાગત સ્વરૂપ યથાર્થ જાણતા હોઈ, તેઓ જ આ જગતના નેતા છે. તેમનો નેતા કોઈ નથી. બુદ્ધ થયેલા તે લોકો આ સંસારચક્રનો અંત લાવી શકે છે. [૧૬, ૧૯-૨૧]

તેઓ નાના કે મોટા બધા પ્રાણીને અને સર્વ જગતને પોતાના જેવું ગણે છે. તેઓ જાતે કોઈની હિંસા કરતા નથી કે બીજા પાસે કરાવતા નથી. સર્વ કાળ જિતેંદ્રિય રહી અને મોક્ષમાર્ગમાં તત્પર બની, તેઓ વીરપદ પામ્યા હોય છે. આ મહા ગહન સંસારમાં તેઓ જ માત્ર જાગતા હોય છે. તેમને શબ્દ, રૂપ, રસ, ગંધ વગેરે વિષયોમાં આસક્તિ કે દ્વેષ હોતો નથી, તેમજ જીવિતની કે મરણની પણ કામના હોતી નથી. સંયમથી સુરક્ષિત એવા તે પુરુષો, પોતાની મેળે કે બીજા પાસેથી સત્ય જાણી, આ સંસારમાંથી મુક્ત થયા હોય છે. તેઓ જ ક્રિયાવાદનો ઉપદેશ આપવાને તેમજ બીજાને સંસારસમુદ્રમાંથી બચાવવાને શક્તિમાન થાય છે. [૧૭-૮; ૨૧-૨]

આમ કહી, શ્રીસુધર્મસ્વામી થોભ્યા.

# અધ્યયન ૧૩ મું

## સાચું જ્ઞાન

શ્રીસુધર્મસ્વામી બોલ્યા :

હવે હું તમને સાચું જ્ઞાન, તથા સત્પુરુષોને તે પ્રમાણેના શીલ દ્વારા મળતી શાંતિ, અને અસત્ પુરુષોને અશીલ દ્વારા મળતી અશાંતિ વિષે કહું છું. રાત્રીદિવસ પ્રયત્નશીલ એવા તથાગતો પાસેથી સદ્ધર્મ જાણવા છતાં, કેટલાક અધર્મી ભિક્ષુઓ ઉપદેશવામાં આવેલા સમાધિ-માર્ગને સેવતા નથી; ઊલટા, ઉપદેશ આપનારને જ ગમે તેવી વાણી સંભળાવે છે; અથવા સાચો અર્થ સાંભળ્યા છતાં તેનો પોતાની મરજી મુજબ અર્થ કરે છે અને પરમાર્થને છુપાવે છે; અથવા પોતાને શંકા હોય તો (બીજા જાણકાર પાસેથી ખુલાસો મેળવવાને બદલે) જૂઠું કહે છે અને આચરે છે. તેવા માયાપૂર્ણ દુર્જનો ગુણોનું ધામ બનવાને બદલે અનંત વિનાશ પામે છે, એમ તમે જાણો. [૧–૪]

વળી કેટલાક અભિમાની પુરુષો, પોતાને પૂરેપૂરા સંયમી અને જ્ઞાની માનીને વિના સમજણે બીજાની ભૂલ કાઢે છે, અને ચર્ચા કરે છે, અથવા પોતાને તપસ્વી માનીને બીજા માણસને પોતાના પડછાયા જેવો તુચ્છ ગણે છે; તથા જાતે બુદ્ધ ન થયા હોય છતાં પૂજાસત્કારને અર્થે સંયમ સિવાયની બીજી બાબતોની બડાઈ કરે છે : જેમકે, હું બ્રાહ્મણ છું, ક્ષત્રિય છું. ઉગ્ર[1] કુળનો છું, કે લિચ્છવી[2] કુળનો છું, ઇત્યાદિ. તે બધા મહામોહમાં ફસાઈને આ સંસારચક્રમાં ફર્યા કરે છે, તથા મુનિપદ-રૂપી ગોત્રમાં સ્થાન પામતા નથી. તેવા મનુષ્યો સંન્યાસી છતાં ગૃહસ્થીનું

---

૧. આવશ્યક સૂત્રમાં, 'જે ક્ષત્રિયો આરક્ષક (રખેવાળ) અને ઉગ્ર દંડ ધારણ કરનારા હતા, તે ઉગ્ર કહેવાતા હતા,' એમ જણાવ્યું છે.

૨. એક પ્રસિદ્ધ ક્ષત્રિય વંશનું નામ છે. તેના વિષે સવિસ્તર વર્ણન માટે જુઓ પુરાતત્ત્વ, પુ૦ ૧, પા. ૧૨૫. જુઓ ઉપોદ્ઘાત પા. ૪૦ પણ.

આચરણ કરનારા કહેવાય. તેઓને મુક્તિ પ્રાપ્ત થવી અશક્ય છે. કારણકે, દીર્ઘકાળ સેવેલા જ્ઞાન અને ચારિત્ર સિવાય જાતિ કે કુળ કોઈને બચાવી શકતાં નથી. [૮–૧૧]

ભલેને કોઈ ભિક્ષુ ભાષા ઉપર કાબૂવાળો હોય કે પ્રતિભાવાન પંડિત તથા ગાઢ પ્રજ્ઞાવાળો વિચારક હોય, તો પણ, તે જો પોતાની બુદ્ધિ કે વિભૂતિને કારણે મદમત્ત થઈ, બીજાનો તિરસ્કાર કરે, તો તે પ્રજ્ઞાવાન હોવા છતાં સમાધિ પ્રાપ્ત કરી શકે નહિ. માટે ભિક્ષુએ પ્રજ્ઞામદ, તપોમદ, ગોત્રમદ તથા ચોથો ધનમદ એ ચાર મદ ન કરવા. જે એવા મદ નથી કરતો, તે જ પંડિત છે અને ઉત્તમ સત્ત્વવાળો[1] છે. ગોત્ર વગેરેથી પર થયેલા મહર્ષિઓ જ ગોત્ર વિનાની પરમ ગતિને પામે છે. [૧૩–૧૬]

જે ભિક્ષુ સર્વસ્વનો ત્યાગ કરીને તથા લૂખાસૂકા મળે તેવા આહાર ઉપર જીવનારો હોવા છતાં, માનપ્રિય અને સ્તુતિની કામનાવાળો હોય છે, તેનો એ સંન્યાસ તેની આજીવિકા જ છે. તેવો ભિક્ષુ જ્ઞાન પામ્યા વિના જ ફરી ફરી આ સંસારને પામે છે. [૧૨]

કેટલાક ભિક્ષુઓ કજિયાખોર, કાણાને કાણો કહેનારા,[2] શાંત પડેલા ઝઘડા ઉખેડનારા, કલહપ્રિય તથા તીખા અને ક્રોધી હોય છે. ઝઘડાઓમાંથી કદી નિવૃત્ત ન થનારા તે ભિક્ષુઓ હાથમાં લાકડીના આધારે નીકળેલા આંધળાની પેઠે ખાડાઓમાં ગબડીને નાશ પામે છે. ભિક્ષુએ તો ગુરુની આજ્ઞાનુસાર વર્તનારા, લજ્જાશીલ, પોતાના કામમાં જ નજર રાખનારા, નિષ્કપટ, મધુર તેમજ થોડું બોલનારા; પુરુષાર્થી, જાતવાન, સરળ આચરણવાળા, તથા ગુરુ ગમે તેટલું ટોકે તો પણ શાંત ચિત્તવૃત્તિવાળા થવું જોઈએ. ધર્મમાં સ્થિર થવા ઇચ્છનારાઓ તિરસ્કારવા યોગ્ય કે પાપજનક પ્રવૃત્તિઓથી દૂર જ રહે. [૫-૭, ૧૯]

શાંતિદાયી કાંતિવાળા તથા ધર્મનું રહસ્ય સમજનારા ભિક્ષુએ, ગામ કે નગરમાં દાખલ થયા બાદ, અન્નપાનનો લોભ રાખ્યા વિના, રતિ-અરતિ દૂર કરીને, તથા સંઘમાં હોય કે એકલો હોય તો પણ કઠોર

૧. 'उत्तमपुद्गलः' ।

૨. जगदर्थभाषी । પદાર્થ જેવો હોય તેવો કહી બતાવનારા.

સંયમમાં સ્થિર રહીને, પોતાની આખરની એકલી અસહાય દશાની ભાવના કરતા[1] કરતા વિચરવું. તેણે પોતાની મેળે ( શાસ્ત્રમાંથી ) સમજીને કે ગુરુ પાસેથી સાંભળીને, પ્રજાને હિતકર ધર્મ ઉપદેશવો. પરંતુ, કોઈનો ભાવ તર્કથી જાણ્યા વિના, ગમે તેને ઉપદેશ ન આપવો. કારણ, તે અશ્રદ્ધાળુ કદાચ તેના પ્રત્યે કંઈ ક્ષુદ્રતા કરી બેસે. સામા માણસનાં કર્મ અને છંદ સમજીને, તેનો દુષ્ટ સ્વભાવ દૂર કરવાનો પ્રયત્ન કરવો. કારણ, લોકો ભયાનક વિષયોમાં ગાઢપણે ખેંચાઈ ગયેલા હોય છે. તેણે પૂજન કે પ્રશંસાની ઇચ્છા ન રાખવી કે કોઈનું પ્રિય કે અપ્રિય કરવાની કામના ન કરવી. એ પ્રમાણે સર્વ અનર્થોનો ત્યાગ કરી, મનથી પણ આકુળ કે ગુસ્સે થયા વિના, સર્વ પ્રાણીઓ પ્રત્યે હિંસાનો ત્યાગ કરી, જીવિત કે મરણની કામનાથી રહિત થઈ, તેણે સંસારચક્રમાંથી મુક્ત થતા સુધી વિચરવું. [ ૧૮, ૨૦–૨૩ ]

આમ કહી, શ્રીસુધર્મસ્વામી થોભ્યા.

---

૧. एकान्तमौनेन व्यागृणीयात — અર્થાત્ ચિત્તમાં ભાવના કરવી.

# અધ્યયન ૧૪ મું.

## જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કરવું?

શ્રીસુધર્મસ્વામી બોલ્યા: હે વત્સ, ઘરબારનો ત્યાગ કરી નિર્ગ્રંથ થયેલા સાધુએ ગુરુ પાસે જ્ઞાન પ્રાપ્ત કરતી વેળા કેવી રીતે રહેવું, તે હવે તને કહું. ગુરુ પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરવા ઇચ્છનારાએ કામભોગોની આસક્તિ ત્યાગીને, પ્રયત્નપૂર્વક બ્રહ્મચર્યનું સેવન કરવું તથા ગુરુની આજ્ઞાનું પાલન કરતા રહી, પ્રમાદરહિત બનીને ચારિત્રની શિક્ષા પ્રાપ્ત કરવી. [ ૧ ]

સમાધિના મૂળ કારણરૂપ ગુરુના સહવાસની શિષ્યે હંમેશાં ઇચ્છા રાખવી. કારણ કે, ગુરુના સહવાસ વિના સંસારનો અંત લાવી શકાતો નથી. મુમુક્ષુ તથા બુદ્ધિશાળી શિષ્યે તે સહવાસની બહાર ન નીકળવું. કારણ કે, પાંખો બરાબર આવ્યા વિના માળાની બહાર ઊડવા પ્રયત્ન કરતાં પંખીનાં બચ્ચાંને જેમ ઢંક પક્ષીઓ ઉપાડી જાય છે, તેમ ધર્મની બાબતમાં દૃઢ ન થયેલા શિખાઉને, '(ગુરુ કે સંઘથી) વિખૂટો પાડ્યા બાદ તે આપણા કાબૂમાં આવશે' એમ માનતા અનેક હીનધર્મીઓ હરી જાય છે. [ ૨–૪ ]

પોતાને કઠોર શબ્દો કહેવામાં આવે તોપણ, શિષ્યે ગુરુ પ્રત્યે દ્વેષયુક્ત ન થવું. પરંતુ, નિદ્રા કે પ્રમાદ સેવ્યા વિના, ગમે તેમ કરી પોતાના સંશયો ટાળવા. નાંનો, મોટો, તેની ઉપરની કોટીનો કે સમાન ઉંમરનો કોઈ તેને (ભૂલ વખતે) ટોકે, ત્યારે તેને તેણે સ્થિરતાથી આદરપૂર્વક સાંભળવો; પણ તેની સામા ન થઈ જવું. એટલું તો શું, પણ પોતે ભૂલ કરતો હોય ત્યારે ઘરનું હલકું કામ કરનારી પનિયારી દાસી કે સામાન્ય ગૃહસ્થ પણ તેને સુધારે, તો તેના ઉપર ગુસ્સો ન કરવો કે તેને ફાવે તેમ ન સંભળાવવું; પરંતુ એમ કહેવું કે, તમે કહો છો તેમ કરીશ. વનમાં માર્ગ ન જાણનારને માર્ગ જાણનાર રસ્તો બતાવે,

તો તેમાં તેનું જ શ્રેય છે, તેમ તેણે પણ સમજવું. ધર્મની બાબતમાં પારપક્વ ન થયેલો શિખાઉ, શરૂઆતમાં ધર્મને જાણી શકતો નથી. પણ જિન ભગવાનના ઉપદેશથી સમજણ આવ્યા બાદ, સૂર્યોદય થયે જેમ આંખો વડે રસ્તો દેખી શકાય છે, તેમ તે ધર્મને જાણી શકે છે. [૬–૧૩]

યોગ્ય સમયે શિષ્યે ધર્મમાર્ગ વિષે[1] ગુરુને પૂછવું, તથા તે જે માર્ગ કહી બતાવે, ને કેવલી પુરુષોનો માર્ગ છે એમ જાણીને હૃદયમાં સ્થાપવો. એ માર્ગમાં સારી રીતે સ્થિર થયેલા અને પોતાનું અને બીજાનું ( પાપ તથા હિંસાથી ) રક્ષણ કરનારા ગુરુઓ પાસે જ શંકાસંશયનું યોગ્ય સમાધાન મળી શકે છે. એવા ત્રિલોકદર્શી લોકો જ એવી રીતે ધર્મ કહી શકે છે કે, જેથી શિષ્ય ફરી ભૂલમાં પડતો નથી. સ્થાન, શયન, આસન અને પરાક્રમની બાબતમાં યોગ્ય આચરણવાળા[2] તથા શુભાશુભમાં વિવેકવાળા ગુરુએ પણ, શીખવતી વખતે દરેક વસ્તુ ખુલાસાથી અલગ અલગ સમજાવવી. [૧૫–૬;૫]

તેવા ગુરુ પાસેથી પોતાનું કચ્છિત જ્ઞાન શીખનારો શિષ્ય જ પ્રતિભાવાન તથા કુશળ બને છે. તેવો મુમુક્ષુ શિષ્ય શુદ્ધ માર્ગ પામીને, સર્વ સ્થાવરજંગમ પ્રાણીઓ પ્રત્યે અપ્રમાદી તથા મનમાં પણ દ્વેષબુદ્ધિ-રહિત બને છે, તથા તપ અને મૌન આચરી, મોક્ષ પામે છે. [૧૭]

ગુરુ પાસેથી ધર્મને બરાબર સમજીને, તેનું રહસ્ય પામ્યા બાદ, તથા તેને પરિપૂર્ણ રીતે સમજાવી શકે તેવા થઈને, શિષ્યે બીજાને ઉપદેશ આપવા જવું; તથા સારાખોટાનો વિવેક કરી, ગુરુએ કહેલાની મર્યાદા ન ઓળંગાય એ રીતે[3] ઉપદેશ આપવો. એ મોક્ષમાર્ગ કેવી રીતે ઉપદેશવો એ જે જાણે છે, તેવા શ્રદ્ધાળુને હાથે સિદ્ધાંતને આંચ આવતી નથી. [૨૪–૨૫]

જે સત્યને ચોરતો નથી કે છુપાવતો નથી, અલ્પ અર્થવાળી વસ્તુને આડંબરથી મોટી કરતો નથી, તથા સૂત્ર કે તેના અર્થની બનાવટ કરતો નથી, તે માણસ સિદ્ધાંતનો સાચો રક્ષક છે. ગુરુ પ્રત્યે ભક્તિવાળો

---

૧. મૂળ 'प्रजासु'–અર્થાત્ પ્રાણીઓ અને તેમની હિંસાદિ બાબત

૨. મૂળ 'सुसाधुयुक्तः' અર્થાત્ સારા સાધુના આચરણવાળો.

૩. મૂળ 'आज्ञाशुद्धं।'

તે શિષ્ય, ગુરુને કહેલાનો વિચાર કરીને, સાંભળેલી વસ્તુ બરાબર કહી સંભળાવે છે. [૨૬,૨૩]

શાસ્ત્રોને જે શુદ્ધ રીતે સમજે છે, જે તપસ્વી છે, ધર્મને જે વિગતવાર જાણે છે, જેનું કહેવું પ્રામાણિક છે,[૧] જે કુશળ છે તથા વિવેકયુક્ત છે, તે મોક્ષમાર્ગ ઉપદેશવાને યોગ્ય છે. ધર્મનો સંપૂર્ણપણે સાક્ષાત્કાર કરીને જેઓ ઉપદેશ આપે છે, તે બુદ્ધ પુરુષો સંસારનો અંત કરાવી શકે છે. પોતાની તેમજ બીજાની મુક્તિ સાધનારા તેઓ જુગજૂના પ્રશ્નોનો નિવેડો આપી શકે છે. [૨૭,૧૮]

જ્ઞાની પુરુષ જ્ઞાનના બદલામાં માનઆબરૂની કે આજીવિકાની કામના ન કરે. તે સત્યને છુપાવે નહીં કે તેનો લોપ કરે નહીં; અનર્થકારક ધર્મ ન ઉપદેશે; આશીર્વાદો ન બોલે; જીવહિંસાથી ડરીને મંત્રોચ્ચાર વગેરેવાળી વિધિઓ ન કરાવે; લોકો પાસેથી કશાની ઇચ્છા ન રાખે; સિદ્ધાંતની પણ તુચ્છકારપૂર્વક ઠેકડી ન કરે; સાચું પણ કર્કશ ન બોલે તથા પોતાની બડાઈ ન કરે. પોતાને અમુક બાબતમાં શંકા ન હોય છતાં તે બાબતમાં પણ તે દુરાગ્રહી ન થાય, અને સ્યાદ્વાદનું[૨] અનુસરણ કરે. પ્રજ્ઞાવાન પુરુષે સમતાપૂર્વક દરેક બાબતમાં 'આ અમુક દૃષ્ટિએ આમ પણ છે અને અમુક દૃષ્ટિએ આમ પણ છે' એમ બેવડી વાણી બોલવી. [૧૯–૨૨]

પોતે ઉપદેશેલું કદાચ શિષ્ય ઊંધું સમજે, તોપણ તેને શાંતિથી અને કર્કશ ભાષા વાપર્યા વિના તે વસ્તુ ફરી સમજાવવી, પરંતુ કદી અપશબ્દથી તેનો તિરસ્કાર ન કરવો. [૨૩]

આમ કહી, શ્રીસુધર્મસ્વામી બોલ્યા.

---

૧. आदेयवाक्य ।

૨. મૂળ : વિભજ્યવાદ. સ્યાદ્વાદના અર્થ માટે ઉપોદ્ઘાતમાં સંજયબેલઠ્ઠી-પુત્તવાળો વિભાગ જુઓ, પાન ૩૩

# અધ્યયન ૧૫ મું

## ઉપસંહાર[1]

શ્રીસુધર્મસ્વામી બોલ્યા :

હે આયુષ્મન્! અત્યાર સુધી મેં તને ભગવાન મહાવીરે પ્રબોધેલા સંયમધર્મ વિષે કહ્યું. સારાંશે હવે કહું છું કે :

ભગવાન મહાવીર અતીત, વર્તમાન તથા ભવિષ્યને જાણે છે. કારણકે. તેમણે સત્ય દર્શન (અને જ્ઞાન)માં અંતરાયક કર્મોનો અંત આણ્યો છે. સંશયનો અંત લાવનાર તે ભગવાને આ અનુપમ ધર્મ કહેલો છે. તેવા ઉપદેશક ઠેરઠેર નથી થતા. તેમણે દરેક બાબત ઉપર યથાર્થ ઉપદેશ આપેલો છે. કેમકે, તેઓ સદા સત્યથી સંપન્ન હોઈ, હંમેશાં ભૂતપ્રાણીઓ પ્રત્યે મૈત્રીયુક્ત હતા. [૧–૩]

ભૂતપ્રાણીઓનો દ્વેષ ન કરવો એ જ સંયમી પુરુષોનો સાચો ધર્મ છે. બુદ્ધિમાન પુરુષો આ જગતમાં રહેલા પાપને જાણી, તેમાંથી છૂટા થઈ જાય છે. કારણ, કર્મનું યથાર્થ સ્વરૂપ સમજી જે નવું કર્મ કરતો નથી, તેને નવું કર્મબંધન પણ પ્રાપ્ત થતું નથી. બાર ભાવનાઓરૂપી[2] યોગથી વિશુદ્ધ થયેલા અંતઃકરણવાળો તે સંયમી પુરુષ નાવની પેઠે સામે કિનારે પહોંચી જઈ, સર્વ દુઃખોથી મુક્ત થાય છે. [૪–૭]

મનુષ્યજન્મરૂપી આ અવસર અનુપમ છે. મનુષ્યજન્મથી ચ્યુત થનારને પછી સમ્યગ્ જ્ઞાન થવું દુર્લભ છે, તેમ જ ધર્મનું રહસ્ય પામી

---

૧. મૂળ : जमइयम् 'યમક' વાળું. 'શૃંખલાયમક' અલંકારમાં દરેક શ્લોકનો કે ચરણનો છેલ્લો અક્ષર એ પછીના શ્લોક કે ચરણનો પહેલો અક્ષર બને છે. નિર્યુક્તિકારે આ અધ્યયનનું બીજું નામ 'આદાનીયસંકલિયા' (શૃંખલા) સૂચવ્યું છે. તેમાં પણ શૃંખલાયમક નામનું જ સૂચન છે. — જેકોબી.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

શકે તેવી ચિત્તવૃત્તિ પણ દુર્લભ છે. બીજા કેટલાક વાદીઓ ભલે માનતા હોય કે, દેવ લોકો (જ) મોક્ષ પામી શકે છે; પરંતુ આ લોકોત્તર જૈન શાસ્ત્રનો તો નિર્ણય છે કે, આ મનુષ્યલોકમાં જ આપણે ધર્મની આરાધના કરીને કાં તો કૃતકૃત્ય થઈ શકીએ છીએ, અથવા ઉત્તમ ગતિને પામી શકીએ છીએ. માટે મનુષ્યદેહ પ્રાપ્ત કરી, કર્મોનો નાશ થાય એવું પરાક્રમ પ્રગટાવી, ઇંદ્રિયોના પ્રવાહોને રોકી, વિકારરહિત થવા પ્રયત્ન કરો. કારણકે, ત્યાં સુધી ધર્મમાર્ગમાં આચરણ અસંભવિત છે. સ્ત્રીઓ અને તેવા બીજા કામભોગો ડુક્કરને ફાંસામાં સપડાવનાર નીવાર જેવા છે. જેઓ સ્ત્રીઓને સેવતા નથી, તેઓ આ સંસારમાં મુક્ત (જેવા) છે. વિષયેચ્છાનો અંત લાવનાર પુરુષ મનુષ્યોના ચક્ષુરૂપ છે. માટે એ 'અંત' પામવાને જ પ્રયત્નશીલ થાઓ. જુઓને, અસ્ત્રાનો પણ 'અંત' (ધાર) જ કામ આવે છે અને પૈડું પણ અંત (નેમિ) ઉપર જ ફરે છે. બુદ્ધિમાન મનુષ્યો વસ્તુઓના 'અંત'[1] સેવે છે, તેથી જ સંસારનો પણ અંત લાવી શકે છે. [ ૧૨, ૯, ૧૪–૮, ૨૨ ]

આમ જેણે પૂર્વે બાંધેલું કર્મ ખંખેરી નાખ્યું છે, અને નવું થવા દીધું નથી, તે મહાવીર પછી જન્મતો નથી કે મરતો નથી. વાયુ જેમ જ્વાળાને ઓળંગી જાય છે, તેમ તે જગતના મનોરમ કામભોગોને ઓળંગી જાય છે. તેને હવે કશો સંકલ્પ રહ્યો નથી, તેમ જ જીવિત કે મરણની પણ કામના રહી નથી. તે હવે જગતના ચક્ષુરૂપ બન્યો છે. પોતાનાં પૂર્વકર્મોને લીધે તે હવે મોક્ષમાર્ગ ઉપદેશે છે. તે ઉપદેશ ભિન્ન ભિન્ન પ્રાણીઓ પ્રમાણે ભિન્ન ભિન્ન હોય છે. અનુત્તમ જ્ઞાન પ્રાપ્ત કરેલા તેને મન–વાણી–કાયાથી કોઈનો વિરોધ હોતો નથી. કારણ કે તે સાચી આંખવાળો હોય છે. તેને જગતના પૂજન-સત્કારની દરકાર હોતી નથી. જે મનુષ્ય શુદ્ધ, પરિપૂર્ણ અને સર્વોત્તમ ધર્મનો ઉપદેશ આપતો હોય અને પોતે પણ તે ધર્મના સ્થાનરૂપ બન્યો હોય, તે પ્રજ્ઞાવાન તથાગતને હવે બીજા જન્મની વાત કેવી? [ ૮, ૧૦–૧, ૧૩, ૧૯–૨૦, ૨૩ ]

---

૧ જેમકે ગામનો 'અંત' એટલે કે ગામ બહાર રહેવું; ખોરાકનો 'અંત' એટલે જીવનનિર્વાહ પૂરતો લૂખોપાખો ખોરાક. તે જ પ્રમાણે ઇચ્છાઓના અંત વગેરેનું સમજવું.

તે ઉત્તમ સ્થાન કાશ્યપે કહી બતાવ્યું છે. તેને પ્રાપ્ત કરીને નિશ્ચિંત થયેલા કેટલાય બુદ્ધિશાળી લોકો પરમ શાંતિ પામ્યા છે. સર્વ સાધુ પુરુષોને સંમત એવો તે મોક્ષમાર્ગ કર્મરૂપી શલ્યને ઉખેડી નાખે છે. એ દુર્બોધ માર્ગનો અંત પ્રગટ કરનારા મુક્ત પુરુષો પૂર્વે થઈ ગયા છે, અને બીજા પણ તેવા સુંદર આચરણવાળા હજુ થશે. [ ૨૧, ૨૪–૨૫ ]

# ટિપ્પણો

**ટિપ્પણ નં૦ ૧** : ૧. 'બધું અનિત્ય છે' એવું ચિંતન તે અનિત્યભાવના. ૨. 'દુઃખ–મરણમાંથી કોઈ બચાવી શકે તેમ નથી' એવું ચિંતન તે અશરણભાવના. ૩. 'અનેક યોનિઓવાળો આ સંસાર દુસ્તર છે' એવું ચિંતન તે સંસારભાવના. ૪. 'કર્મોનું ફળ એકલાને જ ભોગવવું પડવાનું છે' એવું ચિંતન તે એકત્વભાવના. ૫. 'શરીરથી આત્મા અન્ય છે અથવા દરેક આત્મા સ્વતંત્ર છે, કોઈ કોઈનું નથી' એવું ચિંતન તે અન્યત્વભાવના. ૬. 'આ દેહ અપવિત્ર છે' એવું ચિંતન તે અશુચિભાવના. ૭. 'આપણી પ્રવૃત્તિઓ મારફતે કર્મ આપણામાં દાખલ થાય છે' એવું ચિંતન તે આસ્રવભાવના. ૮. તેને શુભ પ્રવૃત્તિઓથી અટકાવી શકાય છે' એવું ચિંતન તે સંવરભાવના. ૯. 'તેને તપ સંયમ આદિથી દૂર કરી શકાય છે' એવું ચિંતન તે નિર્જરાભાવના. ૧૦. 'દેવ મનુષ્ય સર્વ ગતિઓમાં સુખ નથી, સુખ માત્ર આ સંસારની ટોચ ઉપર આવેલા સિદ્ધલોકમાં છે, જ્યાં આત્મા પોતાના મૂળ શુદ્ધ સ્વરૂપે બિરાજે છે' એવું ચિંતન તે લોકભાવના. ૧૧. 'સંસારમાં આત્માને સમ્યગ્ જ્ઞાનની પ્રાપ્તિ થવી દુર્લભ છે' એવું ચિંતન તે બોધદુર્લભભાવના ૧૨. 'ધર્મના ઉપદેશક અને શુદ્ધ શાસ્ત્રના બોધક ગુરુ અને એનો ઉપદેશ દુર્લભ છે' એવું ચિંતન તે ધર્મદુર્લભભાવના.

# અધ્યયન ૧૬ મું

## ગાથા[1]

શ્રીસુધર્મસ્વામી આગળ કહેવા લાગ્યા :

આ પ્રમાણે જે ઇંદ્રિયનિગ્રહી હોય, મુમુક્ષુ હોય, તથા શરીર ઉપર મમતા વિનાનો હોય, તે જ બ્રાહ્મણ કહેવાય, શ્રમણ કહેવાય, ભિક્ષુ કહેવાય કે નિગ્રંથ કહેવાય.

તે બ્રાહ્મણ એટલા માટે કહેવાય કે, તે રાગ, દ્વેષ, કલહ, ખોટી નિંદા, ચુગલી, કુથલી, સંયમમાં અરતિ, વિષયોમાં રતિ, કુડકપટ અને જૂઠ વગેરે સર્વ પાપકર્મોથી વિરત થયો હોય છે; મિથ્યા માન્યતાઓ રૂપી કાંટા વિનાનો હોય છે; સમિતિયુક્ત હોય છે; હંમેશાં યત્નવાન હોય છે; પોતાના કલ્યાણમાં તત્પર હોય છે; કદી ગુસ્સે થતો નથી તથા અભિમાન કરતો નથી. [ ૧ ]

તે શ્રમણ એટલા માટે કહેવાય કે, તે વિઘ્નોથી હારી જતો નથી, તથા સર્વ પ્રકારની આકાંક્ષાઓ વિનાનો હોય છે. વળી તે હિંસા, જૂઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલેશ, અભ્યાખ્યાન ( ખોટા આક્ષેપ ), પૈશુન્ય ( ચાડીચુગલી ), રતિ-અરતિ ( સુખથી મત્ત થવું—અને શોકથી ખિન્ન થવું ), પરપરિવાદ (નિંદા), માયામૃષા, અને મિથ્યાદર્શન શલ્ય[2] – એ જે પાપનાં અઢાર મૂળકારણ છે, તથા જે આત્માને દોષિત કરે છે, તે સર્વમાંથી પહેલેથી જ વિરત થયેલો હોય છે. [૨]

---

૧ આ આખું અધ્યયન ગદ્યમાં હોઈ, તેનું બાહ્ય રૂપ કે વિષય બેમાંથી એકે તેના નામને અનુરૂપ નથી. નિરુક્તિકાર તેનું આ નામ સાર્થ છે એવું ઠરાવવા બે ત્રણ ખુલાસા આપે છે. તે ત્રણમાંથી, 'આગલાં પંદર અધ્યયનોનો ઉપદેશ આમાં ગાથીકૃત એટલે કે એકત્રિત કરેલો છે માટે તેનું નામ ગાથા,' એ ખુલાસો કંઈક વજૂદવાળો કહી શકાય.

આ ૧૬મા અધ્યયનના નામ ઉપરથી જ ઉત્તરાધ્યયન સૂત્રમાં (૩૧–૧૩) આ પ્રથમ ખંડને गाथाषोडशक ('જેના સોળમા અધ્યયનનું નામ ગાથા છે') કહ્યો છે.

૨. કુદેવ, કુગુરુ, અને કુધર્મને સાચા માની સેવવા તે 'મિથ્યાદર્શન.'

તે ભિક્ષુ એટલા માટે કહેવાય કે, તે અભિમાન વિનાનો હોય છે, નમ્ર હોય છે, ગુરુની આજ્ઞાનું પાલન કરનારો હોય છે, જિતેંદ્રિય હોય છે, મોક્ષનો અધિકારી હોય છે, તથા જીવિતની પરવા વગરનો હોય છે. તે વિવિધ પ્રકારનાં કષ્ટો અને વિઘ્નોથી દબાઈ જતો નથી. અધ્યાત્મયોગથી તેણે પોતાનું અંતઃકરણ શુદ્ધ કરેલું હોય છે. તે પ્રયત્નશીલ હોય છે, સ્થિર ચિત્તવાળો હોય છે, અને પારકાએ આપેલા ભોજનથી મર્યાદામાં રહીને જીવનનિર્વાહ કરતો હોય છે. [૩]

તે નિર્ગ્રંથ એટલા માટે કહેવાય કે, તે એકલો[1] હોય છે, એકને જાણનાર[2] હોય છે, જાગેલો હોય છે, પાપકર્મોના પ્રવાહોને રોકનારો હોય છે, સુસંયત હોય છે, સમ્યક્સમિતિયુક્ત હોય છે, સમભાવયુક્ત હોય છે, આત્મતત્ત્વ સમજનારો હોય છે, વિદ્વાન હોય છે, ઇંદ્રિયોની વિષયો તરફની પ્રવૃત્તિ તથા અનુકૂળપ્રતિકૂળ વિષયો તરફ રાગદ્વેષ — એમ બંને પ્રકારના પ્રવાહોને રોકનારો હોય છે, પૂજાસત્કાર અને લાભની ઇચ્છા વિનાનો હોય છે, ધર્માર્થી હોય છે, ધર્મજ્ઞ હોય છે, મોક્ષપરાયણ હોય છે, સમતાપૂર્વક વર્તનારો હોય છે, જિતેંદ્રિય હોય છે, મોક્ષનો અધિકારી હોય છે, તથા જીવિતની પરવા વગરનો હોય છે.

(ભગવાન મહાવીરે કહ્યું છે કે,) "આ બધું મેં કહ્યું છે તેવું જ તમે જાણો. કારણ હું ભયમાંથી રક્ષણ કરનાર (સર્વજ્ઞ) છું."[3]

આમ કહી, શ્રીસુધર્મસ્વામી થોભ્યા.

---

૧. રાગદ્વેષરહિત અથવા સંન્યાસી.

૨. ટીકાકાર એવો અર્થ ઘટાવે છે કે: તે આત્માને એકલો (કોઈની સહાય વિનાનો તથા એકલો જ પોતાનાં કર્મફળ ભોગવનાર) જાણે છે. અથવા તે 'એક' એટલે શ્રેષ્ઠ એવા મોક્ષ અથવા ધર્મને જાણે છે.

૩. આ શબ્દો કોના ગણવા તે સહેજે ગૂંચવે તેવો પ્રશ્ન છે. ટીકાકાર આ શબ્દો સુધર્મસ્વામીના જ ગણી, આવો અર્થ કરે છે: "કારણ, ભયમાંથી રક્ષણ કરનાર (મહાવીર ભગવાને જેમ કહ્યું છે) એમ હું કહું છું." દરેક અધ્યયનને અંતે 'એમ હું કહું છું' એવા શબ્દો હોય છે, તે આ વાક્ય સાથે જોડી દેવાથી તેવો અર્થ થાય પણ ખરો.

## અધ્યયન ૧ લું

### પુંડરીક

શ્રીસુધર્મસ્વામી જંબુસ્વામી વગેરેને ઉદ્દેશીને બોલ્યા : એક વખત ભગવાન મહાવીરે એક અદ્ભુત રૂપક કહેલું તે તમે સાંભળો. [ ૧ ]

એક ઘણા પાણી તથા કાદવવાળી, ધોળાં કમળથી ભરેલી, જોવાલાયક, રમણીય તથા મનોહર પુષ્કરિણી હતી. [ ૨ ] તેમાં અહીંતહીં ચારેબાજુ મોટી સંખ્યામાં કમળોમાં શ્રેષ્ઠ એવાં શ્વેત કમળો ઊગ્યાં હતાં. [ ૩ ] તે પુષ્કરિણીના બરાબર મધ્યભાગમાં તે સર્વ શ્વેત કમળોમાં પણ શ્રેષ્ઠ એવું એક મોટું શ્વેત કમળ ઊગ્યું હતું. [ ૪ ] તે યોગ્ય સ્થળે ઊગેલું હોઈ, ઊંચું, તેજસ્વી, રંગ ગંધ રસ અને કોમળતાથી ભરેલું તથા જોવાલાયક, રમણીય અને મનોહર હતું. [ ૫ ]

હવે, પૂર્વ દિશામાંથી એક પુરુષ તે પુષ્કરિણી તરફ આવી ચડ્યો. તેણે કિનારા ઉપર ઊભાઊભા પેલું મોટું કમળ જોયું. તેને જોઈને તે કહેવા લાગ્યો : 'હું એક જાણકાર, કુશળ, પંડિત, વિવેકી, બુદ્ધિમાન, પાકી ઉંમરનો, માર્ગે રહેનાર, તથા માર્ગ તેમ જ માર્ગની આંટીઘૂંટી જાણનારો માણસ છું. માટે હું કમળોમાં શ્રેષ્ઠ એવા આ શ્વેત કમળને લઈ આવું.' આમ વિચારી તે માણસ પુષ્કરિણીમાં ઊતર્યો. પણ તે જેમ જેમ પુષ્કરિણીમાં ઊતરવા લાગ્યો, તેમ તેમ પાણી અને કાદવ વધતાં ચાલ્યાં. આમ તે કિનારાથી ઘણે દૂર નીકળી ગયો, પણ શ્વેતકમળ સુધી પહોંચી શક્યો નહીં. પછી તો તે ન પાછો આવી શકે તેમ રહ્યું, કે ન સામે પાર નીકળી શકે તેમ રહ્યું. આમ પુષ્કરિણીની અધવચ જ તે પ્રથમ પુરુષ કાદવમાં કળી ગયો. [ ૬ ]

પછી દક્ષિણ દિશામાંથી એક બીજો પુરુષ આવ્યો. તેણે પેલું કમળ તેમ જ તેને લેવા જતાં અધવચ કળી ગયેલો પેલો પુરુષ જોયો. તેના કરતાં પોતાને વધુ જાણકાર અને અનુભવી માની, તે પુરુષ પણ

પેલું કમળ લેવા અંદર ઊતર્યો અને પ્રથમ પુરુષની માફક જ અધવચ કળી ગયો. [ ૭ ]

તે જ પ્રમાણે પશ્ચિમ દિશામાંથી આવેલા ત્રીજા પુરુષની અને ઉત્તર દિશામાંથી આવેલા ચોથા પુરુષની પણ વલે થઈ. [ ૮-૯ ]

ત્યારબાદ રાગદ્વેષથી રહિત, (સંસારને) સામે પાર પહોંચવાની કામનાવાળો, જાણકાર, કુશળ. . . . એવો કોઈ એક ભિક્ષુ એકાદ દિશામાંથી કે ખૂણામાંથી ત્યાં આવી ચઢ્યો. તેણે તે કમળને તથા કળી ગયેલા પેલા ચારે પુરુષોને જોયા. તે સમજી ગયો કે આ લોકો પોતાને જાણકાર તથા કુશળ માની, આ કમળ લેવા જતાં તળાવના કાદવમાં કળી ગયા છે. પરંતુ આ કમળ એ રીતે લેવા ન જવું જોઈએ. એમ વિચારી, તેણે કિનારા ઉપર ઊભાઊભા જ બૂમ પાડી : 'હે શ્વેત કમળ! અહીં ઊડી આવ.' એટલે પેલું શ્વેત કમળ ઊડીને તેની પાસે આવી પડ્યું ! [ ૧૦ ]

ભગવાન મહાવીરે કહેલા આ ઉદાહરણનું[1] તાત્પર્ય કોઈ સાધુ કે સાધ્વી ન સમજી શકવાથી, તેમણે પોતે જ તેનું રહસ્ય આ પ્રમાણે કહી સંભળાવ્યું. [ ૧૧ ]

હે આયુષ્યમાન શ્રમણો ! આ રૂપકમાં પુષ્કરિણી એ સંસાર છે; તેનું પાણી તે કર્મો, અને કાદવ તે કામભોગો. શ્વેત કમળો તે જનસમુદાય, અને શ્રેષ્ઠ કમળ તે રાજા. જુદા જુદા વાદીઓ ( મતપ્રચારકો ) તે પેલા ચાર પુરુષો. પેલો ભિક્ષુ તે બીજો કોઈ નહિ પણ સદ્ધર્મ. કિનારો એટલે સંઘ. ભિક્ષુએ પાડેલી બૂમ તે ધર્મોપદેશ; અને કમળનું ઊડી આવવું તે નિર્વાણપ્રાપ્તિ. [ ૧૨ ]

આ સંસારમાં જુદી જુદી દિશાઓમાં સર્વત્ર અનેક મનુષ્યો પોતપોતાનાં કર્મ અનુસાર ઊંચનીચ જાતિ કે ગોત્રમાં ઓછીવત્તી વિભૂતિ સાથે જન્મ્યાં હોય છે. જેમકે કેટલાંક આર્ય, કેટલાંક અનાર્ય, કેટલાંક ઉચ્ચ કુટુંબોમાં, કેટલાંક હીન કુટુંબોમાં, કેટલાંક મોટાં, કેટલાંક નાનાં, કેટલાંક રૂપાળાં, તો કેટલાંક કદરૂપાં, ઇત્યાદિ. તે બધાંમાં સૌથી

૧. મૂળ 'ज्ञात' દૃષ્ટાંત.

વધારે રૂપ, ગુણ, બળ[1] અને વૈભવયુક્ત એવો એક રાજા હોય છે. તે પોતાની પ્રજાનું આંતર બાહ્ય સર્વ શત્રુઓથી રક્ષણ કરી, પ્રજાનું બધી રીતે પાલન કરતો હોય છે.[2] [૧૩] તેની (શ્રદ્ધાળુ તરીકેની) કીર્તિ સાંભળી, જુદા જુદા પંથના શ્રમણબ્રાહ્મણો [ 'તેને આપણા મતમાં લાવીશું તો તેની સમસ્ત પ્રજા પણ આપણા મતમાં આવશે અને પછી આપણને સુખસામગ્રીની મણા નહિ રહે' એમ માની, તેને પોતાના પંથમાં લાવવા ] તેની પાસે જાય છે અને તેને જઈને કહે છે કે, અમે અમુક ધર્મ સારી રીતે સમજાવી તથા શીખવી શકીએ તેમ છીએ. અમારો તે ધર્મ આ પ્રમાણે છે :– [ ૧૪ ]

'પગના તળિયાથી ઊંચે, માથાના વાળના મૂળિયાથી નીચે, તથા આજુબાજુ ચામડીની સપાટી સુધીનું જે શરીર એ જ જીવ છે. શરીર ટકી રહે છે ત્યાં સુધી તે ટકી રહે છે, અને શરીર મરણ પામતાં તેનો પણ નાશ થાય છે. પછી તેને બાળી નાખવા લોકો લઈ જાય છે. અગ્નિથી તે શરીર બળી જાય છે, ત્યારે ભૂખરા રંગનાં હાડકાંઓ પડી રહે છે. ફક્ત તેનો ખાટલો અને તેને ઊંચકનારા ચાર જણા ગામમાં પાછા ફરે છે. માટે શરીરથી જીવ જુદો નથી. જે લોકો એમ કહે છે કે, જીવ જુદો છે અને શરીર જુદું છે, તેઓને પૂછો તો ખરા, કે ભલા, એ જીવ લાંબો છે, ટૂંકો છે, ત્રિકોણ છે, ચોરસ છે, ગોળ છે,

૧. મૂળમાં તેના બળને હિમવત્, મલય, મંદર અને મહેંદ્ર પર્વતો સાથે સરખાવ્યું છે

૨. મૂળમાં રાજાના વર્ણનમાં વાપરેલાં નીચેનાં કેટલાંક વિશેષણો જોવા જેવાં છે : "માતાપિતાથી સારી રીતે જન્મેલો અને ઊછરેલો હોય છે; બીજાઓ માટે મર્યાદા નક્કી કરનાર તથા પોતે મર્યાદાનું ધારણ કરનાર હોય છે; બીજાનું ક્ષેમ કરનાર તથા ધારણ કરનાર હોય છે; જનપદનો પિતા, પુરોહિત, સેતુ અને કેતુ હોય છે; ધન મેળવવામાં અને તેનો પ્રયોગ કરવામાં કુશળ, બળવાન, દુર્બળનો રક્ષક તથા વિરોધીઓ અને શત્રુઓને નિર્મૂળ કરનારો હોય છે. તેણે દુકાળ, મહામારી તથા બીજા રોગોના ભયથી પ્રજાને મુક્ત કરી હોય છે. તે રાજાની પરિષદ પણ ભોગવંશીય, ઐક્ષ્વાકુવંશીય, જ્ઞાતૃવંશીય, કૌરવવંશીય, લિચ્છવીવંશીય, ઉગ્રવંશીય ક્ષત્રિયો, બ્રાહ્મણો, અમાત્યો અને સેનાપતિઓની બનેલી હોય છે."

લંબગોળ છે. ત્રાંસો છે, છ ખૂણિયો છે, આઠખૂણિયો છે, કાળો છે, લીલો છે, રાતો છે, પીળો છે, ધોળો છે, સુગંધી છે, દુર્ગંધી છે, કડવો છે, તીખો છે, તૂરો છે, ખાટો છે, મીઠો છે, ખરછટ છે, સુંવાળો છે, ભારે છે, હલકો છે, ઠંડો છે, ચીકણો છે કે લૂખો છે? [૧૫] જેમ કોઈ પુરુષ તલવારને મ્યાનમાંથી જુદી ખેંચી કાઢીને બતાવી શકે છે, તેમ આત્માને શરીરમાંથી જુદો કાઢીને કોઈ બતાવી શકતું નથી; અથવા જેમ તલમાંથી તેલ કાઢીને બતાવી શકાય છે, કે દહીંમાંથી માખણ કાઢીને બતાવી શકાય છે, તેમ જીવને કોઈ શરીરમાંથી જુદો કાઢીને બતાવી શકતું નથી.[1] [૧૬] માટે હે ભાઈઓ! આ શરીર છે ત્યાં સુધી જ જીવ છે. પરલોક બરલોક કાંઈ નથી. કારણ, મર્યા પછી ત્યાં જનાર જ કોઈ નથી. માટે શરીર છે ત્યાં સુધી મારો, ખાદો, છેદો, બાળો, રાંધો, લૂંટો, ઝૂંટો — ફાવે તેમ કરો, — પણ સુખી થાઓ.'

આમ કેટલાક અવિચારી લોકો પ્રવ્રજ્યા લઈ, પોતે કલ્પી કાઢેલો ધર્મ ઉપદેશે છે. તેઓ ક્રિયા–અક્રિયા, સુકૃત–દુષ્કૃત, કલ્યાણ–પાપ, સાધુ –અસાધુ, સિદ્ધિ–અસિદ્ધિ, નરક કે ન-નરક એવું કાંઈ માનતા નથી.[2] તેઓ વિવિધ પ્રવૃત્તિઓ દ્વારા વિવિધ કામભોગો સેવ્યાં કરે છે. [૧૭] તેમનામાં શ્રદ્ધા રાખનારા લોકો પણ તેમને કહે છે: વાહ! ઘણું સારું કહ્યું, ઘણું સાચું કહ્યું. હે શ્રમણ, હે બ્રાહ્મણ, હે આયુષ્મન્! અમે ખાનપાન, મુખવાસ, મીઠાઈ, વસ્ત્ર, પાત્ર, કંબળ અને રજોહરણથી આપનું પૂજન કરીએ છીએ!

આમ કેટલાય (સુખોપભોગ તથા) પૂજન-સત્કારની લાલચે એ માર્ગ તરફ વળી જાય છે અને પછી બીજાને પણ લલચાવે છે. [૧૮] શરૂઆતમાં તો તેઓ પાપકર્મનો ત્યાગ કરવાને અર્થે ઘરબાર, પુત્ર, પશુ વગેરે ત્યાગી, ભિક્ષુક શ્રમણ બન્યા હોય છે. પરંતુ પોતે કામનાઓથી પર ન બન્યા હોવાથી, ભિક્ષુ થયા બાદ તેઓ જાતે પાપકર્મો કરે છે, બીજા

---

૧. મૂળમાં એ ઉપરાંત બીજા નીચેના દાખલા પણ છે: મુંજમાંથી સળી, માંસમાંથી હાડકું, હાથમાંથી આમળું, શેરડીમાંથી રસ, અને અરણિમાંથી અગ્નિ.

૨. કારણ, મરણ પછી પણ આત્મા કાયમ રહેતો હોય અને પાપપુણ્યનું ફળ ભોગવવું પડતું હોય, તો જ એ બધા શબ્દોનો કાંઈ કે અર્થ હોઈ શકે.

પાસે કરાવે છે, અને જે કોઈ કરતા હોય તેમને અનુમતિ આપે છે. એવા સ્ત્રી વગેરે કામભોગોમાં આસક્ત, લંપટ તથા લુબ્ધ પુરુષો પોતાની જાતને પણ મુક્ત કરી શકતા નથી કે બીજાને પણ મુક્ત કરી શકતા નથી. ગૃહસંસાર છોડવા છતાં, આર્ય માર્ગને ન પામેલા તેઓ, નથી આ તરફ આવી શકતા કે નથી સામે પાર જઈ શકતા; પરંતુ વચ્ચે જ કામભોગોમાં ખૂંચી જાય છે.

આમ, 'જે શરીર છે તે જ જીવ છે' એવું માનનારા 'તજ્જીવ-તચ્છરીરવાદી'નું વર્ણન પૂરું થયું. [૧૯]

હવે પંચમહાભૂતમાં માનનારા બીજા પુરુષનું વર્ણન કહેવામાં આવે છે. તે પણ રાજા પાસે આવીને કહે છે: 'હે રાજન્! આ લોકોમાં પાંચ મહાભૂતો જ છે. તેમના વડે ઘાસના તણખલા સુધીની બધી વસ્તુઓ અમે ઘટાવી શકીએ છીએ. [૨૦–૨૧] પાંચ મહાભૂતો તે આ પ્રમાણે: પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ. તેમના એકઠા મળવાથી આ બધા પદાર્થો બન્યા છે. પણ તેમને પોતાને કોઈએ નિર્મ્યાં નથી કે નિર્માવ્યાં નથી. તેઓ અનાદિ અને અવિનાશી છે. તેઓ કાર્યો ઉત્પન્ન કરે છે પણ તેમાં તેમને કોઈ પુરોહિત (અગ્રેસર કે પ્રેરક)ની જરૂર પડતી નથી. તેઓ સ્વતંત્ર છે અને શાશ્વત છે. શરીરાકારે એકઠાં થયેલાં આ પાંચમાંથી છઠ્ઠો આત્મા ઉત્પન્ન થાય છે અને શરીર નાશ થયે પાછો નાશ પામી જાય છે. (વસ્તુતાએ તે પંચમહાભૂતથી જુદો નથી. કારણ કે,) જે વસ્તુ પ્રથમથી અસત્ હોય છે, તેની ઉત્પત્તિ થતી નથી, અને સત્ હોય છે તેનો નાશ થતો નથી. [૨૨] બધાં પ્રાણીઓ, બધા પદાર્થો અને આખું જગત એ પંચ મહાભૂતોનું જ બનેલું છે. અને એ પંચ મહાભૂતો જ તણખલા સરખી પણ લોકપ્રવૃત્તિનું મુખ — સાધન — છે. [૨૩] માટે માણસ કંઈ ખરીદે–ખરીદાવે, હણે–હણાવે, રાંધે–રંધાવે, અરે ખુદ માણસને ખરીદીને તેનું માંસ રંધાવે, તોપણ તેમાં કાંઈ દોષ નથી.' આમ આ લોકો પણ ક્રિયા–અક્રિયા, સુકૃત–દુષ્કૃત, કલ્યાણ–પાપ ઇત્યાદિ કાંઈ માનતા ન હોવાથી, વિવિધ પ્રવૃત્તિઓ દ્વારા વિવિધ કામભોગો ભોગવ્યાં કરે છે. તેઓ પણ નથી આ તરફ આવી શકતા, કે નથી સામે પાર જઈ શકતા; પરંતુ વચ્ચે જ કામભોગોમાં

ખૂંચી જાય છે. આમ પંચ મહાભૂતમાં માનનારા બીજા પુરુષનું વર્ણન પૂરું થયું. [૨૪]

હવે ઈશ્વરને સર્વનું કારણ માનનારો ત્રીજો પુરુષ આવે છે. [૨૫] તે કહે છે : 'જગતના બધા પદાર્થોનું આદિ પણ ઈશ્વર[1] છે, અંત પણ ઈશ્વર છે. તેમને ઈશ્વરે બનાવ્યા છે; તેઓ ઈશ્વરમાંથી ઉત્પન્ન થયા છે; તેઓ ઈશ્વર વડે પ્રકાશિત થયા છે; સર્વ પ્રકારે ઈશ્વરમાં રહેલા છે અને ઈશ્વરને આશ્રીને વર્તે છે. જેમ ગૂમડું તથા બેચેની શરીરમાં ઉત્પન્ન થાય છે, શરીરમાં રહે છે અને શરીરને આશ્રીને વર્તે છે, તેમ.[2] [૨૬] શ્રમણનિર્ગ્રંથોએ ઉપદેશેલાં, રચેલાં અને પ્રચારમાં આણેલાં આચારાંગથી માંડીને દૃષ્ટિવાદ સુધીનાં બાર અંગોરૂપી ગણિપિટક[3] મિથ્યા છે, ખરાં નથી, તેમજ યથાર્થ નથી. પરંતુ અમારો આ સિદ્ધાંત સાચો છે, તથા યથાર્થ છે.' આમ બધું જ ઈશ્વરાધીન[4] માનનારા તેઓ ક્રિયા-અક્રિયા, સુકૃત–દુષ્કૃત વગેરે કાંઈ માનતા નથી. એટલે પછી વિવિધ પ્રવૃત્તિઓ દ્વારા વિવિધ કામભોગો જ ભોગવ્યાં કરે છે. પોતાની આવી અવળી સમજ તેઓ બીજાઓમાં પણ ઊભી કરે છે અને સર્વત્ર ફેલાવે છે. તેઓ પણ, પક્ષી પાંજરામાંથી છૂટી ન શકે તેમ, પોતાની અવળી

૧. મૂળમાં શરૂઆત 'ઈશ્વર'થી કરી, પછી બધે ઠેકાણે 'પુરુષ' શબ્દ વાપર્યો છે. અને ઉપસંહાર પાછો 'ઈશ્વરકારણિક' શબ્દથી કર્યો છે. બંને શબ્દો 'આત્મા' શબ્દના પર્યાયરૂપ જ છે. ટીકાકારે આ વાદીને ઈશ્વરકારણિક તથા આત્મવિવર્તવાદી-અદ્વૈતવાદી–પણ કહ્યો છે.

૨. મૂળમાં તેવા જ બીજા દાખલા પણ આપ્યા છે : કીડીનો રાફડો અને માટી, વૃક્ષ અને જમીન, તલાવડી અને જમીન, પાણીનો સમુદાય અને પાણી, પાણીનો પરપોટો અને પાણી.

૩. જુઓ ઉપોદ્‌ઘાત, શરૂઆતનો ભાગ.

૪. તેઓ જીવની સર્વ શુભાશુભ ક્રિયાનું કારણ ઈશ્વરને જ માને છે, અને જીવને કર્મની સર્વ જવાબદારીમાંથી મુક્ત કરે છે :

अज्ञो जन्तुरनीशः स्यादात्मनः सुखदुःखयोः ।
ईश्वरप्रेरितो गच्छेत् स्वर्गं वा श्वभ्रमेव वा ॥

एष ह्येव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषत,
एष उ एवासाधु कर्म कारयति तं यमधो निनीषत ॥ कौषी. ३.९

સમજથી ઉત્પન્ન થતાં કર્મો અને દુઃખોમાંથી છૂટી શકતા નથી. [૨૭] અને આ પાર કે પેલે પાર પહોંચવાને બદલે અધવચ જ કામભોગોમાં ખૂંપી જાય છે. આમ ઈશ્વરને સર્વનું કારણ માનનારા ત્રીજા પુરુષનું વર્ણન પૂરું થયું. [૨૮]

હવે નિયતિને સર્વનું કારણ માનનારો ચોથો પુરુષ આવે છે. [૨૯] તે કહે છે: "આ જગતમાં બે પ્રકારના માણસો હોય છે. એક ક્રિયાને માને છે અને બીજા અક્રિયામાં માને છે. તેઓ બંને એક જ સમાન વસ્તુનું કારણ ભિન્ન ભિન્ન સમજતા હોય છે. [૩૦] તેમાં જે મૂર્ખ હોય છે, તે આવું કારણ સમજે છે: 'હું જે દુખી થાઉં છું, શોક પામું છું, ઝૂરું છું, પિટાઉં છું અને પરિતાપ પામું છું. . . એ બધું મારાં કરેલાંનું ફળ છે. તે જ પ્રમાણે બીજો કોઈ પણ જ્યારે દુઃખી થાય છે અને શોક પામે છે, ત્યારે તે પણ તેનાં કરેલાંનું ફળ છે.' તે મૂર્ખ માણસ પોતાના અથવા બીજાના દુઃખનું કારણ આમ સમજે છે. [૩૧] પરંતુ બુદ્ધિશાળી મનુષ્ય તેનું કારણ આ પ્રમાણે સમજે છે: 'હું જે દુઃખ શોક કે પરિતાપ વગેરે પામું છું, તે બધું મારાં કરેલાંનું ફળ નથી. તે જ પ્રમાણે બીજો પણ જ્યારે દુઃખ શોકાદિ પામે છે, ત્યારે તે બધું તેનાં કરેલાંનું ફળ હોતું નથી; એ બધું નિયતિ—બનવાકાળ— પ્રમાણે બન્યા કરે છે. આ બધા જે સ્થાવર-જંગમ પ્રાણો છે, તે નિયતિને કારણે જ શરીરસંબંધ પામે છે, તથા બાલ્ય-યૌવન તેમજ કાણાપણું, લંગડાપણું, રોગ, શોક વગેરે અવસ્થાઓ ભોગવે છે; તથા તે જ પ્રમાણે નિયતિને કારણે જ શરીરથી પાછા વિખૂટા પડે છે." આ બધું નિયતિથી થયેલું છે એમ માની, તેઓ ક્રિયા-અક્રિયા સુકૃત-દુષ્કૃત વગેરે કાંઈ માનતા નથી. અને તેથી, વિવિધ પ્રવૃત્તિઓ દ્વારા વિવિધ કામભોગો ભોગવ્યાં કરે છે. [૩૨] તે અનાર્યો એકે પાર પહોંચવાને બદલે અધવચ જ કામભોગોમાં ડૂબી મરે છે. આમ નિયતિને સર્વનું કારણ માનનારા ચોથા પુરુષનું વર્ણન પૂરું થયું. [૩૩]

જુદી જુદી બુદ્ધિ, રુચિ તથા પ્રકૃતિવાળા તે લોકો ઘરબાર છોડીને પણ આર્યમાર્ગને ન પામતાં, અધવચ જ કામભોગોમાં ખૂંપી જાય છે. [૩૪]

પરંતુ જગતમાં વિપુલ ઘર-ખેતર-દાસ-દાસી, સગાંસંબંધી તથા સંપત્તિવાળા કે તે સિવાયના કેટલાક વિચક્ષણ પુરુષો એવા હોય છે કે, જેઓ વિવેકવિચારથી જગતના પદાર્થો અને ભોગોનું સ્વરૂપ સમજી લે છે. અને તે બધું તજીને ભિક્ષુપણું સ્વીકારે છે. [૩૫] તેઓ જુએ છે કે, લોકો ખેતર, ઘર, ધન, સંપત્તિ, મણિમાણેક વગેરે પદાર્થો તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ વગેરે વિષયોને અને કામભોગોને પોતાના માને છે અને પોતાને તેમના માને છે. [૩૬] પરંતુ ખરું જોતાં તે પદાર્થોને પોતાના કહી શકાય નહીં. કારણકે, જ્યારે રોગ શોક વગેરે પોતે નહિ ઇચ્છેલા, પોતાને નહીં ગમતા, તથા દુઃખપૂર્ણ પ્રસંગો આવે, ત્યારે કોઈ પોતાના કામભોગોને કહેવા જાય કે, 'હે કામભોગો ! આ દુઃખપૂર્ણ વ્યાધિ વગેરે તમે લઈ લો, કારણ કે હું ઘણો દુઃખી થાઉં છું,' તો જગતના તમામ કામભોગો તેનું તે દુઃખ કે વ્યાધિ લઈ શકવાના નથી. [૩૭] વળી, કોઈ વખત માણસને પોતાને જ તેમને છોડીને ચાલ્યા જવું પડે છે, તો કોઈ વેળા તે કામભોગો જ તેને છોડીને ચાલ્યા જાય છે. માટે વાસ્તવિક રીતે, તે પ્રિયમાં પ્રિય લાગતા કામભોગો પણ આપણા નથી અને આપણે તેમના નથી. તો પછી તેમનામાં શા માટે આટલી બધી મમતા રાખવી ? આમ વિચારી, તેઓ તેમનો ત્યાગ કરે છે. [૩૮]

વળી ઉપરના પદાર્થો તો બહિરંગ છે. પણ નીચેની વસ્તુઓ તો તેથી પણ વધુ નિકટની ગણાય છે. જેમકે માતા, પિતા, સ્ત્રી, બહેન, પુત્રો, પુત્રીઓ, પૌત્રો, પુત્રવધૂઓ, મિત્રો, કુટુંબીઓ, તથા ઓળખીતાઓ. માણસ એમ માને છે કે, તે બધાં પોતાનાં સંબંધીઓ છે અને પોતે પણ તેમનો છે. પરંતુ જ્યારે રોગવ્યાધિ વગેરે દુઃખ આવી પડે છે, ત્યારે બીજાનું દુઃખ બીજો લઈ શકતો નથી અને બીજાનું કરેલું બીજો ભોગવી શકતો નથી. [૩૯–૪૦] માણસ એકલો જ જન્મે છે, એકલો જ મરે છે, અને એકલો જ બીજી યોનિઓમાં જાય છે. દરેકના રાગદ્વેષ તથા દરેકનું જ્ઞાન, ચિંતન અને વેદના સ્વતંત્ર હોય છે. વળી કોઈ વખત માણસને જ તેમને છોડી ચાલ્યા જવું પડે છે, તો કોઈ વખત તે સંબંધીઓ જ તેને છોડી ચાલ્યા જાય છે. માટે વાસ્તવિક રીતે, તે નિકટ ગણાતાં સંબંધીઓ પણ આપણાથી ભિન્ન છે અને આપણે

તેમનાથી ભિન્ન છીએ. તો પછી તેમની અંદર શા માટે મમતા રાખવી? આમ વિચારી, તેઓ તેમનો ત્યાગ કરે છે. [૪૧]

વળી નીચેની વસ્તુઓ સગાંસંબંધીઓથી પણ વધુ નિકટની ગણાય છે. જેમકે, 'મારા પગ, મારા હાથ, મારા સાથળ, મારું પેટ, મારું શીલ, મારું બળ, મારો વર્ણ, મારી કાંતિ' વગેરે. મનુષ્યો તે બધાંને પોતાનાં જ ગણી તેમના પ્રત્યે મમતા કરે છે. પરંતુ ઉમર જતાં તે બધાં, આપણને ન ગમતું હોય છતાં, જીર્ણ થઈ જાય છે; મજબૂત સાંધાઓ ઢીલા પડી જાય છે; કેશ ધોળા થઈ જાય છે; અને ગમે તેટલા સુંદર વર્ણ તથા અવયવોવાળું તથા વિવિધ આહારાદિથી પોષેલું શરીર પણ વખત જતાં છોડી દેવા જેવું ઘૃણાજનક થઈ જાય છે.

આવું જોઈ, તે વિચક્ષણ પુરુષો તે બધા પદાર્થોની આસક્તિ છોડી, ભિક્ષાચર્યા ગ્રહણ કરે છે. કેટલાક પોતાનાં સગાંસંબંધી તેમજ માલમિલકત છોડીને ભિક્ષાચર્યા ગ્રહણ કરે છે, તો બીજા કેટલાક જેમને પોતાનાં સગાંસંબંધી કે મિલકત નથી હોતાં, તેઓ તેમની આકાંક્ષા છોડીને ભિક્ષાચર્યા ગ્રહણ કરે છે.

પછી સદ્‌ગુરુનું શરણ સ્વીકારી, સદ્ધર્મનું જ્ઞાન પામેલો તે ભિક્ષુ જોઈ શકે છે કે, આ જગત સ્થાવર અને જંગમ એ બે પ્રકારે વિભક્ત થયેલું છે. તેમાં પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને હાલતાંચાલતાં (ત્રસ) પ્રાણીઓ એમ છ પ્રકારના જીવોના વર્ગો પોતપોતાનાં કર્મ અનુસાર આવી રહ્યા છે. [૪૨] ભગવાને કહ્યું છે કે, એ છ વર્ગો જ એકબીજામાં આસક્તિથી, પરિગ્રહથી તથા પરિણામે થતાં હિંસાદિથી કર્મબંધનનાં નિમિત્ત બને છે. પરંતુ, જેમ મને કોઈ લાકડી વગેરેથી મારે અથવા પીટે અથવા કોઈ મારો તિરસ્કાર કરે કે બીજી રીતે મને રિબાવે અથવા મારી નાખે — અરે માત્ર મારા વાળ ઉખાડે, તોપણ મને દુઃખ થાય છે, તેમજ બધા જીવોને પણ થાય છે. માટે કોઈ પણ જીવની હિંસા ન કરવી, તેમજ કોઈ પણ પ્રાણીને મારવું નહીં, રિબાવવું નહીં, બળાત્કારથી તેની પાસે કામ કરાવવું નહીં, કે તે ઇચ્છાથી તેને પાળવું નહીં. [૪૮] જે કોઈ અરિહંત ભગવાનો થઈ ગયા છે, હાલમાં છે, કે ભવિષ્યમાં થશે, તે બધા આમ જ કહે છે તથા આમ જ ઉપદેશે

છે. એ ધર્મ ધ્રુવ છે, નિત્ય છે તથા શાશ્વત છે અને સમગ્ર લોકનું સ્વરૂપ જાણીને, અનુભવી તીર્થંકરોએ કહેલો છે.

આવું જાણી, તે ભિક્ષુ અહિંસાધર્મનું સંપૂર્ણ પાલન કરવાની ઇચ્છાથી, હિંસા, પરિગ્રહ વગેરે પાંચ મહાપાપોથી વિરત થાય છે.[1] તે સ્થાવર કે જંગમ કોઈ પ્રાણીની ત્રણે પ્રકારે[2] હિંસા કરતો નથી તેમ જ જડ કે ચેતન કામભોગોના પદાર્થોનો ત્રણે પ્રકારે પરિગ્રહ કરતો નથી. તે શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શ વગેરે વિષયોની મૂર્છાનો પરિત્યાગ કરે છે તથા ક્રોધ, માન, માયા, લોભ, રાગદ્વેષ, કલહ, નિંદા, ચાડી, ચુગલી વગેરેનો[3] પણ ત્યાગ કરે છે. તે સંયમમાં અપ્રીતિવાળો નથી થતો તથા અસંયમમાં પ્રીતિવાળો નથી થતો. તે માયાવીપણે અસત્ય નથી બોલતો તથા મિથ્યા સિદ્ધાંતોમાં માન્યતા નથી રાખતો. ટૂંકામાં, તે ભિક્ષુ સંસાર પ્રાપ્ત કરાવનારાં સર્વ મોટાં મોટાં પાપસ્થાનોથી ત્રણે પ્રકારે નિવૃત્ત તેમ જ વિરત થાય છે. [ ૪૯, ૫૧–૪ ]

તે જાણે છે કે, 'જગતમાં સામાન્ય રીતે ગૃહસ્થીઓ તેમ જ કેટલાક શ્રમણબ્રાહ્મણો હિંસાપરિગ્રહાદિ યુક્ત હોય છે. તેઓ ત્રણે પ્રકારે પ્રાણીઓની હિંસાથી તેમ જ કામભોગોના જડ કે ચેતન પદાર્થોના પરિગ્રહથી નિવૃત્ત થયા નથી હોતા. પરંતુ મારે તો અહિંસક અને અપરિગ્રહી થવું છે. છતાં, મારે મારું સંન્યાસીજીવન તો તે હિંસા-પરિગ્રહાદિ યુક્ત ગૃહસ્થો વગેરેને આધારે જ ગાળવાનું છે. કારણ, તેઓ પહેલાં પણ હિંસા વગેરેથી રહિત કે સંયમી નહોતા અને અત્યારે પણ તેવા જ છે.' આમ વિચારી, તે ભિક્ષુ માત્ર શરીરયાત્રા પૂરતો જ તેમનો આધાર સ્વીકારી, પોતાના માર્ગમાં પ્રયત્નશીલ થાય છે. જો કે, તે ગૃહસ્થીઓ કે પેલા શ્રમણબ્રાહ્મણો રાગદ્વેષયુક્ત બનીને હિંસા પરિગ્રહાદિયુક્ત પ્રવૃત્તિઓ કરે છે; પરંતુ આ ભિક્ષુ તો રાગદ્વેષનો

---

૧. એટલે સુધી કે, મૂળમાં જણાવ્યા પ્રમાણે તે 'દાતણ પણ કરતો નથી, કે લેપ, ગંધ આદિ સંસ્કારો પણ કરતો નથી.'

૨. મન વાણી કાયાથી; અથવા, જાતે કરવી, બીજા પાસે કરાવવી, તથા કોઈ કરતું હોય તેને અનુમતિ આપવી; એ ત્રણ પ્રકારે

૩. જુઓ પા. ૧૩૩.

પરિત્યાગ કરે, અને નવા કર્મબંધનનો ત્યાગ કરી જૂનાં કર્મોને ખંખેરી નાખે. [૪૩–૭]

ભિક્ષુજીવનમાં આહારશુદ્ધિ જ મુખ્ય વસ્તુ હોવાથી, તે બાબતમાં પણ તે કાળજીપૂર્વક વર્તે છે.[૧] ગૃહસ્થોએ પોતા માટે તૈયાર કરેલામાંથી વધ્યુંઘટ્યું માગી લાવીને જ તે પોતાનો નિર્વાહ કરે છે. તે જાણે છે કે, ગૃહસ્થોને ત્યાં પોતાને માટે, કે પોતાનાં માટે અન્ન તૈયાર કરવાની કે સંઘરી રાખવાની પ્રવૃત્તિ હોય છે. એવું બીજાએ પોતાને માટે તૈયાર કરેલું અને તેમાંથી વધેલું, આપનારના લેનારના અને લેવાના એ ત્રણે પ્રકારના[૧] દોષોથી રહિત, અગ્નિ–છરી આદિ વડે રાંધી કાપીને નિર્જીવ કરેલું, ભિક્ષા માગીને આણેલું, સાધુ જાણીને આપેલું[૨] તથા માધુકરીની રીતે થોડું થોડું ઘણી જગાએથી પ્રાપ્ત થયેલું ભોજન જ તેને માટે ગ્રાહ્ય હોય છે. તેવું ભોજન પણ તે ભૂખના ખાસ પ્રયોજનથી, પ્રમાણસર, ધરીને ઊંજવા તેલ જોઈએ કે ગુમડા ઉપર લેપ કરવો જોઈએ એવી ભાવનાથી, સંયમનો નિર્વાહ થયા તેટલા પૂરતું, તથા સાપ જેમ દરમાં પેસે છે તેમ (મોંમાં સ્વાદ માટે ફેરવ્યા વિના) ખાય છે. ખાવાના સમયે ખાય છે, પીવાને સમયે પીવે છે, તથા બીજી પણ પહેરવા સૂવાની તમામ ક્રિયાઓ તે યોગ્ય સમયે જ કરે છે. [૫૫-૬]

વળી તે ભિક્ષુ પ્રથમથી એવી ઇચ્છા નથી રાખતો કે, મેં જે કાંઈ જોયું છે, સાંભળ્યું છે, ચિંતવ્યું છે કે જાણ્યું છે તેનાથી, અથવા મેં વિધિપૂર્વક આચરેલાં તપ, નિયમ કે બ્રહ્મચર્યથી, કે સંયમના નિર્વાહ પૂરતું જ જીવન ગાળવારૂપી ધર્મથી હું આ દેહ છોડીને, સર્વ કામો અને ભોગો જેને સ્વાધીન છે એવો દેવ થાઉં, કે સર્વ પ્રકારનાં અનિષ્ટોથી રહિત સિદ્ધ થાઉં, કે આ લોકમાં જન્મ પામું કે ન પામું. [૫૦]

મર્યાદાના ભાનવાળો તે ભિક્ષુ ફરતો ફરતો જ્યાં ગયો હોય છે, ત્યાં ધર્મોપદેશ સ્વાભાવિક રીતે કરે છે. અને પ્રવ્રજ્યા લેવા તૈયાર હોય કે ન હોય તોપણ, સાંભળવાની ઇચ્છાવાળા બધાને શાંતિ, વિરતિ, નિર્વાણ,

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં ૧.

૨ પોતાની નાતજાતના કે સગો કે સંપ્રદાયનો જાણીને નહીં.

શૌચ, ઋજુતા, મૃદુતા, લઘુતા, તથા સર્વ જીવોની પ્રાણોની ભૂતોની અને સત્ત્વોની[1] અહિંસારૂપી ધર્મ કહી સંભળાવે છે. [૫૭]

તે ભિક્ષુ અન્ન માટે, પાન માટે, વસ્ત્ર માટે, રહેઠાણ માટે, પથારી માટે કે બીજા વિવિધ કામભોગો માટે ધર્મોપદેશ નથી આપતો, પણ પોતાનાં તથારૂપ પૂર્વકર્મોનો ક્ષય થાય છે એ બુદ્ધિથી જ, ગ્લાનિ પામ્યા વિના આપે છે. [૫૮]

એવા ગુણવાન ભિક્ષુ પાસે ધર્મ સાંભળીને તથા સમજીને, પરાક્રમી પુરુષો પ્રયત્નપૂર્વક તે ધર્મમાં પ્રવૃત્ત થાય છે, તથા તેમ કરીને સર્વ શુભ સાધનસંપત્તિથી યુકત થાય છે, સર્વ પાપસ્થાનોથી નિવૃત્ત થાય છે, વિરત થાય છે, તથા સંપૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત કરે છે. [૫૯]

આમ, ધર્મમાત્રના પ્રયોજનવાળો, ધર્મવિદ્, તથા મોક્ષપરાયણ કોઈ ભિક્ષુ જ પદ્મોમાં શ્રેષ્ઠ એવા તે શ્વેત કમળને પામી શકે છે, અથવા નથી પણ પામતો ! કર્મસંગ તથા સંસારનું સ્વરૂપ જાણનારો, ઉપરાંત સમ્યક્ પ્રવૃત્તિવાળો, પોતાના કલ્યાણમાં તત્પર, તથા જિતેંદ્રિય એવો તે ભિક્ષુ શ્રમણ, બ્રાહ્મણ, ક્ષાંત, દાંત, ગુપ્ત[2], મુક્ત, ઋષિ, મુનિ, કૃતકૃત્ય, વિદ્વાન, ભિક્ષુ, રુક્ષ[3], મુમુક્ષુ અને ચરણકરણનો પાર[4] જાણનારો કહેવાય છે. [૬૦]

આમ કહી, શ્રીસુધર્મસ્વામી થોભ્યા.

---

૧. આ ચારે શબ્દ સમાનાર્થ છે. પરંતુ ભેદ બતાવવા ટીકાકારો નીચેના અર્થ આપે છે : બે ઇંદ્રિય, ત્રણ ઇંદ્રિય અને ચાર ઇંદ્રિયવાળા તે પ્રાણ : વૃક્ષ વગેરે તે ભૂત : પાંચે ઇંદ્રિયવાળા તે જીવ : પૃથ્વી, પાણી, વાયુ અને અગ્નિના જીવો તે સત્ત્વ.

૨ અશુભ પ્રવૃત્તિઓથી પોતાનું રક્ષણ કરનારો.

૩. કઠોર સંયમ પાળનાર.

૪. પંચમહાવ્રત તે ચરણ, અને તેમની રક્ષાર્થે જે સમિતિ ગુપ્તિ વગેરે તે કરણ.

# ટિપ્પણો

**ટિપ્પણ નં૦ ૧:** ભિક્ષુએ અન્નપાન વગેરે શોધવામાં (ગવેષણા), સ્વીકારવામાં (ગ્રહણૈષણા), અને ભોગવવામાં (પરિભોગૈષણા) કાળજી રાખવાની છે. ભિક્ષાન્નની ગવેષણામાં તેણે મુખ્યત્વે દાતા (ગૃહસ્થ)ને લગતા ૧૬ ઉદ્‌ગમ-દોષો, અને લેનાર (સાધુ)ને લગતા ૧૬ ઉત્પાદન દોષો ટાળવાના છે. તે જ પ્રમાણે ગ્રહણૈષણામાં દાતા અને ગ્રાહક બંનેને લગતા દશ દોષો ટાળવાના છે. ચાર દોષો ભિક્ષા ભોગવતી વખતના છે, તે ભિક્ષુને પોતાને જ લગતા છે.

૧૬ ઉદ્‌ગમદોષો:—(૧) આધાકર્મ: જે અન્ન ગૃહસ્થે સાધુઓને ઉદ્દેશીને કર્યું હોય તે. (૨) ઉદ્દેશિક: તૈયાર થયેલા આહારને, સાધુ આવી પહોંચતાં, તેને ઉદ્દેશીને ગોળ ઘી વગેરેથી સ્વાદુ કરવામાં આવે તે. (૩) પૂતિકર્મ: આધાકર્મ વગેરે દોષવાળા અન્નના અંશોથી સંમિશ્રિત. (૪) મિશ્રકર્મ: પહેલેથી જ પોતાને નિમિત્તે તેમ જ સાધુને નિમિત્તે એમ ભેગો આહાર રાંધવો તે. (૫) સ્થાપનાકર્મ: સાધુ આવશે ત્યારે આપીશું એમ કરી રાખી મૂકેલો. (૬) પ્રાભૃતિક: પોતાને ત્યાં વિવાહ વગેરે પ્રસંગો થોડા વખત બાદ આવનારા હોય, પરંતુ સાધુઓ વહેલા આવી પહોંચ્યા હોય તેથી તેમને પણ કામ આવે એમ માની, તે પ્રસંગો નજીક આણવા; અથવા સાધુઓ મોડા આવવાના હોય તે માટે નજીક આવેલા પ્રસંગોને દૂર ધકેલવા તે. (૭) પ્રાદુષ્કરણ: અંધારામાં પ્રકાશ કરીને મુનિને લાવી આપેલી. (૮) ક્રીત: સાધુ માટે ખરીદેલી. (૯) પ્રામિત્ય: ઉધાર લાવીને આપેલી. (૧૦) પરાવૃત્ત: પોતાને ત્યાંનું હલકા પ્રકારનું પાડોશીને બદલામાં આપી તેની પાસેથી સારું લાવીને આપવું તે. (૧૧) અભ્યાહૃત: પોતાને ઘેરથી કે બીજે ગામથી સાધુને મુકામે લાવીને આપેલું. (૧૨) ઉદ્‌ભિન્ન: છાણ વગેરેથી કોઠા કોઠીમાં લીંપીને બંધ કરેલું એવું ઉખાડીને કાઢી આપેલું. (૧૩) માલાપહૃત: માળ વગેરે ઊંચી જગાએથી નિસરણી વગેરે વડે ઉતારી આપેલું (૧૪) આચ્છેદ્ય: નોકર વગેરેનું લઈ લઈને આપેલું. (૧૫) અનિસૃષ્ટ: બે ત્રણ જણાના સહિયારામાંથી એક જણ બીજાને પૂછ્યા વિના આપે તે. (૧૬) અધ્યવપૂર: રંધાતા આહારમાં સાધુને દેખી વધારે ઉમેરેલું.

૧૬ ઉત્પાદનદોષો:—(૧) ધાત્રીકર્મ: આહાર મેળવવા ગૃહસ્થનાં છોકરાંને દાઈની માફક રમાડે. (૨) દૂતકર્મ: સગાંવહાલાંના સમાચાર લાવી આપે. (૩) નિમિત્ત: સુખદુ:ખ, લાભ, નુકસાન વગેરે ભવિષ્ય ભાખે. (૪) આજીવિક: પોતે દાન આપનારનાં જ્ઞાતિકુળનો છે એમ કહે. (૫) વનીપક: ગૃહસ્થની કે તેના ઇષ્ટની ભાટાઈ કરે. (૬) ચિકિત્સા: વૈદું કરે. (૭) ક્રોધપિણ્ડ: શાપ

વગેરેની ધમકી આપે. (૮) માનપિંડ: મેં તારે ત્યાંથી ભિક્ષા મેળવવાની હોડ બકી છે વગેરે કહે. (૯) માયાપિણ્ડ: વેષપલટો વગેરે છેતરપિંડી કરે (૧૦) લોભપિંડ: રસયુક્ત ભોજન મેળવવા રખડે. (૧૧) સંસ્તવપિંડ: આહાર લેતાં પહેલાં અને પછી ગૃહસ્થની સ્તુતિ કરે, અથવા આગલું પાછલું ઓળખાણ આપે. (૧૨) વિદ્યાપિંડ: વિદ્યાનો પ્રયોગ કરે. (૧૩) મંત્રપિંડ: મંત્રનો પ્રયોગ કરે. (૧૪) ચૂર્ણયોગ: વશીકરણ વગેરેનાં ચૂર્ણનો પ્રયોગ કરીને મેળવે. (૧૫) યોગપિંડ: અદૃશ્ય થવા ઇ૦ માટેનાં અંજન વગેરે યોગોનો પ્રયોગ કરે. (૧૬) મૂલકર્મ: મઘા, મૂલા વગેરે નક્ષત્રોની શાંતિ સારુ મૂળ વગેરેથી સ્નાન ઇ૦નાં અનુષ્ઠાનો બતાવીને મેળવે

**ગ્રહણૈષણાના ૧૦ દોષો:** (૧) શંકિત: દાતાને આહાર આપતાં (સદોષ નિર્દોષની) શંકા હોય. (૨) ગ્રક્ષિત: ઉદક વગેરે સચિત્ત પદાર્થોથી ખરડાયેલો. (૩) નિક્ષિપ્ત: સચિત્ત પદાર્થો ઉપર કે તેમની વચ્ચે મૂકેલો. (૪) પિહિત: આહાર પોતે અચિત્ત હોય પણ સચિત્ત પદાર્થોથી આચ્છાદિત હોય (અથવા તેથી ઊલટું પણ). (૫) સંહૃત: મોટા વાસણમાંથી બીજા વાસણમાં કાઢીને આપેલો (અથવા, વાસણમાંથી ફોતરાં વગેરે ન આપવા જેવું, સચિત્ત પૃથ્વી વગેરે ઉપર કાઢી નાખી, તે વાસણ વડે આપેલો). (૬) દાયક: અયોગ્ય અવસ્થાના દાતા પાસેથી લીધેલો આહાર. (૭) ઉન્મિશ્રિત: સચિત્તથી મિશ્રિત. (૮) અપરિણત: બરાબર રંધાઈને અચિત્ત ન થયેલું (૯) લિપ્ત: દહીં દૂધ વગેરે દ્રવ્યથી ખરડાયેલા હાથથી કે પાત્રથી આપેલું જેથી પછી હાથ વગેરે ધોવારૂપી પશ્ચાત્ કર્મ કરવું પડે. (૧૦) છર્દિત: આપતાં આપતાં ઢોળાતું હોય તેવું.

નીચેના ચાર પરિભોગૈષણાના દોષો છે:

૧ સંયોજના: દૂધ, ખાંડ, ઘી વગેરે ભેળવીને સ્વાદુ કરીને ખાય. ૨. અપ્રમાણ: જેટલો આહાર લેવાનો વિધિ હોય તેનાથી વધારે પ્રમાણમાં ખાય. ૩. ઇંગાલ–ધૂમ: સારો આહાર આપનારની સ્તુતિ કે ખરાબ આપનારની નિંદા કરીને ખાય. ૪. અકારણ: શાસ્ત્રમાં કહેલા પ્રસંગો બહાર સ્વાદુ અન્ન ખાય.

# અધ્યયન ૨ જું
## તેર ક્રિયાસ્થાનો
### ૧

શ્રીસુધર્મસ્વામી આગળ કહેવા લાગ્યા :

હે આયુષ્મન્! ભગવાન મહાવીર પાસેથી મેં ક્રિયાસ્થાનો એટલે કે કર્મબંધનનાં સ્થાનો વિષે સાંભળેલો ઉપદેશ તને યથાક્રમે કહી બતાવું છું. તેમાં મુખ્યત્વે ધર્મ અને અધર્મ એ બે સ્થાનોનું વિવરણ છે. તે બેમાં ધર્મનું સ્થાન ઉપશમયુક્ત હોય છે અને અધર્મનું તેથી ઊલટું હોય છે. [૧]

પ્રાણીઓ સામાન્ય રીતે બીજાં પ્રાણીઓ[1] પ્રત્યે નીચેના ૧૩ પ્રકારે પાપકર્મ કરે છે. તેને કારણે તેમને કર્મબંધન થાય છે. તેથી તે દરેક પ્રકારને ક્રિયાસ્થાન કહે છે. તે ૧૩ સ્થાનો આ પ્રમાણે છે : [૨-૪]

(૧) અર્થદંડપ્રત્યયિક૦ — એટલે કે, કાંઈક 'અર્થ'— પ્રયોજનને કારણે કરેલા પાપ (દંડ) ને લીધે પ્રાપ્ત થતું કર્મબંધન. જેમકે, કોઈ પુરુષ પોતાને માટે કે પોતાનાં[2] માટે સ્થાવરજંગમ પ્રાણોની હિંસા કરે કે કરાવે,[3] તો તે અર્થદંડપ્રત્યયિક[4] ક્રિયાસ્થાન કહેવાય. [૫]

---

૧. મૂળમાં ચારે ગતિ પામેલાં પ્રાણીનાં નામ છે: નારકો, પશુપક્ષી, મનુષ્ય અને દેવ.

૨. સામાન્ય રીતે સૂત્રમાં આને બદલે માતાપિતા, ભાઈ, બહેન, પત્ની પુત્ર, પુત્રી, પુત્રવધૂ વગેરે કુટુંબીઓ, અન્ય સંબંધીઓ, નોકરચાકર, ઓળખીતાઓ તથા મિત્રો વગેરેની ગણતરી કરાવી હોય છે. અનુવાદમાં તે બધાં માટે 'પોતાનાં' એટલો જ શબ્દ વાપરવામાં આવ્યો છે. તે બધાં ઉપરાંત અહીં 'ઘર, નાગ, ભૂત અને યક્ષ' એટલાં વધારે છે.

૩. સામાન્ય રીતે ત્રણે પ્રકારો લખેલા હોય છે: જાતે કરવી, બીજા પાસે કરાવવી અને કોઈ કરે તેને અનુમતિ આપવી. અનુવાદમાં ભાષાની પ્રવાહિતાની દૃષ્ટિએ 'કરવું-કરાવવું' એ બે પ્રકારો જ રાખ્યા છે.

૪. 'પ્રત્યયિક' એટલે 'ને કારણે ઉત્પન્ન થવું.'

(૨) અનર્થદંડપ્રત્યયિક૦ — એટલે કે, કાંઈ પણ પ્રયોજન વિના કરેલા પાપને લીધે પ્રાપ્ત થતું કર્મબંધન. જેમકે, કોઈ અવિવેકી મૂર્ખ મનુષ્ય કાંઈ પ્રયોજન[1] વિના જ સ્થાવરજંગમ[2] પ્રાણોને હણે કે રિબાવે[3] તો તે અનર્થદંડપ્રત્યયિક ક્રિયાસ્થાન કહેવાય. [૬–૮]

(૩) હિંસાદંડપ્રત્યયિક૦ — એટલે કે, પ્રાણોની હિંસારૂપી પાપને કારણે પ્રાપ્ત થતું ક્રિયાસ્થાન. જેમકે, કોઈ પુરુષ, 'અમુક પ્રાણીએ કે મનુષ્યે મને, મારાંને કે બીજા કોઈને ઈજા કરી હતી, કરે છે, કે કરશે, એમ માની, સ્થાવરજંગમ પ્રાણોની હિંસા કરે, તો તે હિંસાદંડપ્રત્યયિક ક્રિયાસ્થાન કહેવાય. [૯]

(૪) અકસ્માદ્દંડપ્રત્યયિક૦ — એટલે કે, અજાણતાં થયેલા પાપને કારણે પ્રાપ્ત થતું ક્રિયાસ્થાન. જેમકે, કોઈ પુરુષ મૃગ વગેરે જાનવરોને મારીને આજીવિકા ચલાવતો હોય; તેવો માણસ કોઈક પ્રાણીને મૃગ માની, તેને મારવા બાણ છોડે, અને અજાણતાં કોઈ બીજા જ પ્રાણીને[4]

---

૧. મૂળમાં પ્રયોજનોના દાખલા નીચે પ્રમાણે છે: પ્રાણીઓનાં શરીર, ચામડી, માંસ, લોહી, હૃદય, પિત્ત, વસા, પીંછાં, પૂછડી, વાળ, સીંગડાં, દાંત, દંષ્ટ્રા, નખ, સ્નાયુ, હાડકાંની મજ્જા વગેરે માટે; અથવા તેણે મને ઈજા કરી હતી, કરે છે, કે કરશે એવા ખ્યાલથી; અથવા પોતાના પુત્ર કે પશુ વગેરેના પોષણ માટે; અથવા પોતાનાં ઘર મોટાં કરવા માટે; અથવા શ્રમણબ્રાહ્મણોના નિર્વાહ માટે; કે પોતાના પંડને લગતા કાંઈ પ્રયોજન માટે.

૨. મૂળમાં સ્થાવર પ્રાણોનાં નામ નીચે પ્રમાણે છે: ઈક્કડ, કઠિણ, જંતુગ, પરગ, મોખ, તૃણ, કુશ, કુચ્છ, પવ્વગ, પરાળ વગેરે તૃણો અને વનસ્પતિઓ.

૩. મૂળમાં તેના દાખલા નીચે પ્રમાણે આપ્યા છે: જ્યાં હંમેશાં પાણી રહેતું હોય, ધરો હોય, નીચાણવાળી જગા હોય કે ઝાડથી ઢંકાયેલી અંધારી જગા હોય — એટલે કે, જ્યાં જીવજંતુ હોવાનો સંભવ વિશેષ કરીને હોય, ત્યાં ઘાસના ઢગલા કરીને આગ લગાડે; અથવા જ્યાં આજુબાજુ વૃક્ષો, ખાઈ, કે વનના કિલ્લાઓ જેવું હોય, પર્વત હોય કે પર્વતની આજુબાજુ કિલ્લા જેવું હોય — એટલે કે, જ્યાંથી પ્રાણીઓ ઝટ બહાર નાસી જઈ શકે તેમ ન હોય, ત્યાં આગ લગાડે.

૪. મૂળમાં તેમનાં નામ નીચે પ્રમાણે છે: તેતર, બટેરો, ચકલો, લાવરી, કબૂતર, વાંદરો, કે કપિંજલ.

વીંધી નાખે, અથવા કોઈ માણસ ધાન્યના[1] ખેતરમાંથી નકામું ઘાસ[2] નીંદવા જાય અને અજાણતાં મૂળ ધાન્યના છોડને કાપી નાખે, તો તે અકસ્માદ્દંડપ્રત્યયિક ક્રિયાસ્થાન કહેવાય. [૧૦-૧]

(૫) દૃષ્ટિવિપર્યાસદંડપ્રત્યયિક૦— એટલે કે, નજરચૂકથી થયેલા પાપને કારણે પ્રાપ્ત થતું ક્રિયાસ્થાન. જેમકે, કોઈ પુરુષ સગાંવહાલાં સાથે કોઈ ગામ કે નગરમાં[3] રહેતો હોય; તેવે વખતે અચાનક તે ગામ કે નગરમાં કાંઈક દરોડો પડે. તે વખતે, ચોર ન હોય તેને ચોર માની તે પુરુષ મારી નાખે, તો તે દૃષ્ટિવિપર્યાસદંડપ્રત્યયિક ક્રિયાસ્થાન કહેવાય. [૧૨-૧૩]

(૬) મૃષાવાદપ્રત્યયિક૦— એટલે કે, જૂઠું બોલવારૂપી પાપને કારણે પ્રાપ્ત થતું ક્રિયાસ્થાન. જેમકે, કોઈ માણસ પોતાને માટે કે પોતાનાં માટે જૂઠું બોલે કે બોલાવે, તો તે મૃષાવાદપ્રત્યયિક ક્રિયાસ્થાન કહેવાય. [૧૪]

(૭) અદત્તાદાનપ્રત્યયિક૦— એટલે કે, ચોરી કરવારૂપી પાપને કારણે પ્રાપ્ત થતું ક્રિયાસ્થાન. જેમકે, કોઈ માણસ પોતાને માટે કે પોતાનાં માટે ચોરી કરે કે કરાવે. તો તે અદત્તાદાનપ્રત્યયિક ક્રિયાસ્થાન કહેવાય. [૧૫]

(૮) અધ્યાત્મપ્રત્યયિક૦— એટલે કે, ક્રોધાદિ દૂષિત મનોવૃત્તિઓરૂપી પાપને કારણે પ્રાપ્ત થતું ક્રિયાસ્થાન. જેમકે, કોઈ માણસ કોઈએ દૂભવ્યો ન હોવા છતાં ક્રોધ, માન, માયા કે લોભ એ ચારમાંથી કોઈ એકાદ કે એ ચારે દુષ્ટ મનોવૃત્તિઓ યુક્ત બની, હીન, દીન, દ્વેષયુક્ત, ખિન્ન તથા અસ્વસ્થ બની જાય, શોકસાગરમાં ડૂબી જાય, અને હથેળી ઉપર

૧. મૂળમાં ધાન્યનાં નામો આ પ્રમાણે છે:— શાળી, ડાંગર, કોદરા, કાંગ, બંટી, રાલ.

૨. મૂળમાં નકામા ઘાસનાં નામો આ પ્રમાણે છે:— શ્યામાક, તણગ, મુકુંદક, વીહિઉશિત, કાલેષુક.

૩. મૂળમાં તે ઉપરાંત નીચેનાં નામ પણ છે:— ખેટ (નદી કે પહાડને આશરે વસેલું નાનું ગામ); ખર્વટ (પર્વતથી વીંટળાયેલું ગામ); મડંબ (જેની ચારે બાજુ યોજનો સુધી બીજું ગામ ન હોય તેવું ગામ); દ્રોણમુખ (નદી કે દરિયાકિનારે જ્યાં ભરતી આવતી હોય, ત્યાં વસેલું ગામ); પટ્ટણ (રત્નની ખાણોવાળું ગામ); આશ્રમ (તાપસોનું સ્થાન); સંનિવેશ (વેપારી કાફલા કે લશ્કરનો ઉતારો); નિગમ (વેપારી વાણિયાઓનું મથક); તથા રાજધાની.

માથું ટેકવી, ચિંતામગ્ન થઈ, એઠોએઠો દુષ્ટ વિચાર કર્યા કરે, તો તે અધ્યાત્મપ્રત્યયિક ક્રિયાસ્થાન કહેવાય. [૧૬]

(૯) માનપ્રત્યયિક૦ એટલે કે, માન–અહંકારરૂપી પાપને કારણે પ્રાપ્ત થતું ક્રિયાસ્થાન. જેમકે, કોઈ પુરુષ પોતાનાં જાતિ, કુળ, રૂપ, તપ, જ્ઞાન, લાભ, ઐશ્વર્ય કે, પ્રજ્ઞાને કારણે મદમત્ત થઈ, બીજાની અવહેલા કે તિરસ્કાર કરે, અને પોતાની બડાઈ કરે, તો તે માનપ્રત્યયિક ક્રિયાસ્થાન કહેવાય. તેવો મનુષ્ય ઘણો ક્રૂર, અક્કડ, ચપળ અને અભિમાની હોય છે. તે મર્યા બાદ એક યોનિમાંથી બીજી યોનિમાં તથા એક નરકમાંથી બીજા નરકમાં ભટક્યા કરે છે. [૧૭]

(૧૦) મિત્રદોષપ્રત્યયિક૦—એટલે કે, સગાંસંબંધીઓ પ્રત્યે વિનાકારણ કે હદબહાર ક્રૂરતારૂપી પાપને કારણે પ્રાપ્ત થતું ક્રિયાસ્થાન. કોઈ માણસ પોતાનાં માતપિતા, ભાઈબહેન, ભાર્યા, પુત્ર–પુત્રી અને પુત્રવધૂ વગેરે સાથે રહેતો હોય; તે તેમના નાના સરખા વાંક માટે પણ તેમને ગમે તેવી કારમી સજા કરે : જેમકે, તેમને ઠંડા પાણીમાં ડબોળે કે તેમના ઉપર ગરમ ગરમ પાણી રેડે કે તેમને અગ્નિથી ડામે કે તેમને કોરડો વાધર, ચાબૂક, નેતર, વગેરેથી મારી મારી તેમનાં પડખાં ચીરી નાખે; કે લાકડી, હાડકું, મુક્કી, ઢેકું, કે કોચલાં વગેરેથી તેમને પ્રહાર કરે. તેવો માણસ ઘરમાં હોય છે ત્યાં સુધી બધાં માણસો ત્રાસેલાં રહે છે, અને તે બહાર જાય છે ત્યારે રાજી થાય છે. તે જરા જરામાં તપી જાય છે. ગમે તેવી સજા કરે છે અને સામાની પીઠ સુધીનું માંસ બળી જાય તેવાં નાનાં વેણ બોલે છે. આ મિત્રદોષપ્રત્યયિક ક્રિયાસ્થાન કહેવાય. [૧૮]

(૧૧) માયાપ્રત્યયિક૦—એટલે કે, માયા–છળકપટ–રૂપી પાપને કારણે પ્રાપ્ત થતું ક્રિયાસ્થાન. કેટલાક લોકો માયાવી તથા દગાબાજ હોય છે. તેઓનાં કશાં કામ સીધાં હોતાં નથી. તેઓ હંમેશાં બીજાને ભોળવવાની દાનતવાળા હોય છે; તેમની પ્રવૃત્તિ ગૂઢ અને છૂપી હોય છે. તેઓ અંદરથી ઘૂવડના પીંછા જેવા તુચ્છ હોવા છતાં, બહારથી પર્વત જેવા ભારેખમપણાનો ડોળ કરે છે. તેઓ આર્ય હોવા છતાં અનાર્ય લોકોની ભાષાઓમાં (ગુપ્તસંકેતોથી) બોલે છે; પૂછ્યું હોય તેનાથી જુદું કહે છે; તથા કહેવાનું હોય તેનાથી ઊલટું કહી બતાવે છે. તેવા માયાવી માણસોનું

ચિત્ત (લેશ્યા) કદી નિર્મળ નથી હોતું. જેમ કોઈ માણસના શરીરમાં બાણ પેઠું હોય, તેને તે જાતે ન કાઢે, કે બીજા પાસે ન કઢાવે, કે બીજી રીતે તેનો નાશ ન કરી નાખે, પણ ઉપરથી તેને સંતાડ્યા કરે, તો બાણ ઊંડું ને ઊંડું ઊતરતું જાય છે; તેમ આ માયાવી લોકો પણ પોતાનો દોષ કબૂલ કરતા નથી; ફરીથી તેમ ન કરવાનો નિશ્ચય પણ કરતા નથી; પોતાનાં કૃત્યો તરફ નિંદા કે જુગુપ્સા પણ બતાવતા નથી; કે યથાયોગ્ય તપકર્મથી તેનું પ્રાયશ્ચિત્ત પણ કરતા નથી. તેવા માણસોનો આ લોકમાં કોઈ વિશ્વાસ કરતું નથી અને પરલોકમાં પણ તેઓ નરક વગેરે હીન ગતિ વારંવાર પામે છે. આ માયાપ્રત્યયિક ક્રિયાસ્થાન કહેવાય. [૧૯–૨૦]

(૧૨) લોભપ્રત્યયિક૦ —એટલે કે, કામભોગો વગેરે વિષયોમાં આસક્તિરૂપી પાપને કારણે પ્રાપ્ત થતું ક્રિયાસ્થાન. કેટલાક (તાપસો અથવા સાધુઓ) અરણ્યમાં, આશ્રમમાં કે ગામ બહાર રહે છે, અને કાંઈ કાંઈ ગુપ્ત ક્રિયાઓ કે સાધનાઓ કરે છે. પરંતુ તેઓ ખાસ સંયમી નથી હોતા કે સર્વ ભૂતપ્રાણીઓ (ની કામના કે હિંસા)થી ખાસ વિરત પણ થયા નથી હોતા. તેઓ સ્ત્રી વગેરે કામભોગોમાં આસક્ત તથા મૂર્છિત હોય છે. તેઓ પોતાને વિષે ગમે તેવી સાચી જૂઠી વાતો બીજાઓને જણાવે છે. જેમકે: 'બીજાને મારવા પણ અમને ન મારવા; બીજાને હુકમ કરવો પણ અમને ન કરવો; બીજાને ગુનો થતાં પકડવો પણ અમને ન પકડવા; બીજાને સજા કરવી પણ અમને ન કરવી; બીજાને પ્રાણદંડ દેવો, પણ અમને ન દેવો.' એ લોકો એ પ્રમાણે થોડો અથવા વધારે વખત કામભોગો ભોગવી, નિયત સમયે મૃત્યુ પામી, અસુરો અને પાતકીઓનાં સ્થાન પામે છે; અને તેમાંથી છૂટીને પણ તેઓ જન્મથી મૂંગાબહેરા, આંધળા કે માત્ર મૂંગા થઈને વારંવાર જન્મે છે. આ લોભપ્રત્યયિક ક્રિયાસ્થાન કહેવાય.[1] [૨૧]

---

૧. આ ક્રિયાસ્થાનની વ્યાખ્યા તેમજ દૃષ્ટાંત બીજાં ક્રિયાસ્થાનોની પેઠે પ્રાસંગિક નથી લોભનો અર્થ પણ 'કામભોગોની આસક્તિ' એવો વિસ્તૃત કર્યો છે, તથા દાખલો પણ સામાન્ય ગૃહસ્થીનો ન લેતાં, અમુક આરણ્યકોનો લીધો છે આ આખો ફકરો પછી પણ બીજા પ્રસંગોમાં, પરંતુ આ જ શબ્દોમાં, બે વખત આવે છે. એટલે, રાજા કે નગરનાં વર્ણનોના અમુક નિયત ફકરા કે

આ બારે ક્રિયાસ્થાનો* મુમુક્ષુ શ્રમણબ્રાહ્મણે સારી રીતે સમજી લઈને ત્યાગવાં. કારણકે, તે બધાં અધર્મનાં સ્થાનરૂપ છે, [ ૨૨ ]

હે વત્સ, હવે તેરમું ઈર્યાપથિક ક્રિયાસ્થાન તને કહું. ઈર્યાપથિક એટલે કે, શુદ્ધ સાધુજીવન[1] (ઈર્યાપથ) ગાળતા મુનિ વડે પણ અજાણતાં અવશ્ય થતી કેટલીક સ્વાભાવિક ક્રિયાઓરૂપી પાપ. આત્મભાવમાં સ્થિર રહેવા માટે સર્વ પ્રકારની મન–વાણી–કાયાની પ્રવૃત્તિઓ સાવધાનતાપૂર્વક કરનાર તથા ઇંદ્રિયો વગેરેને વશમાં રાખી, સર્વ પ્રકારના દોષોથી પોતાનું રક્ષણ કરનાર સંયમી મુનિ વડે પણ, પાંપણના હાલવાચાલવા જેવી સૂક્ષ્મ ક્રિયાઓ થઈ જાય છે. પરંતુ તે કર્મ પ્રથમ ક્ષણમાં બંધાય છે અને આત્માના સંબંધમાં આવે છે, બીજી ક્ષણે તે અનુભવાઈ જાય છે, અને ત્રીજી ક્ષણે તે નાશ પામી જાય છે. પછી તેટલા પૂરતો તે ભિક્ષુ કર્મરહિત થઈ જાય છે.[2] [૨૩] પરંતુ તે ક્રિયાસ્થાન ધર્મના સ્થાનરૂપ છે અને તેથી અવશ્ય સેવવા યોગ્ય છે. ભૂતકાળમાં અરિહંતો અને ભગવંતોએ તેને ઉપદેશેલું છે, તથા સેવેલું છે. વર્તમાનમાં પણ તેઓ તેને ઉપદેશે છે, તથા સેવે છે, અને ભવિષ્યમાં પણ ઉપદેશશે તથા સેવશે.

---

જે આખા અંગસાહિત્યમાં પ્રસંગ આવતાં એક જ શબ્દોમાં વાપરવામાં આવે છે, તેમના જેવો જ આ પણ હોય અને તેની વિગતોને પ્રાસંગિક વર્ણન સાથે બહુ નિસબત ન પણ હોય

* આ બાર ક્રિયાસ્થાનોથી બંધાતું કર્મ 'સાંપરાયિક' કહેવાય છે. કારણ કે તે કર્મનો નાશ તેનું ફળ ભોગવ્યે જ થાય છે. ત્યાં સુધી તે આત્માને બરાબર વળગી રહે છે, તથા તેને 'સંપરાય' એટલે કે પરલોક (જન્મ-મરણ)માં રખડાવ્યા કરે છે

૧. મૂળમાં એ સાધુજીવનની વિગતોમાં ઈર્યા (જવું આવવું), ભાષા, એષણા (ભિક્ષા), સંયમી જીવનના નિર્વાહ માટેની વસ્તુઓ લેવી–મૂકવી, તથા મળ–મૂત્ર વગેરે ચીજો યોગ્ય જગાએ નાખવી, એ બાબતોમાં કાળજી (રૂપી સમિતિ) તથા–મન–વાણી–કાયાની બાબતમાં સંયમ (રૂપી ગુપ્તિ)નું વર્ણન છે.

૨. "પ્રવૃત્તિમાત્રથી આત્મામાં કર્મનો પ્રવેશ થવાનાં દ્વાર ખૂલી જાય છે એ વાત ખરી; પરંતુ જો તે પ્રવૃત્તિ, ક્રોધ, લોભ આદિ કષાયોપૂર્વક થઈ હોય, તો જ કર્મ આત્મા સાથે ચોટી જઈ સ્થિતિ પ્રાપ્ત કરે છે. નહીં તો સૂકી ભીંત ઉપર લાગેલા લાકડાના ગોળાની માફક તરત જ છૂટી જાય છે."

આ તેરે ક્રિયાસ્થાનો જે અરિહંતો અને ભગવંતો પૂર્વે થઈ ગયા છે, જેઓ અત્યારે છે અને જેઓ ભવિષ્યમાં થવાના છે, તે બધાએ કહી બતાવ્યાં છે તથા ઉપદેશ્યાં છે, વર્તમાનમાં પણ ઉપદેશે છે અને ભવિષ્યમાં પણ ઉપદેશશે.[1] [ ૨૪–૫ ]

*    *    *    *

કેટલાક લોકો તંત્ર, મંત્ર, તંત્ર, જારણ, મારણ, લક્ષણ, જ્યોતિષ વગેરે જુદી જુદી મેલી વિદ્યાઓથી[2] જુદી જુદી સિદ્ધિઓ મેળવે છે. એ બધી વિદ્યાઓ તેઓ ખાનપાન, વસ્ત્ર, ઘરબાર વગેરે ઉપભોગ-સામગ્રી મેળવવા માટે તેમ જ બીજા પણ વિવિધ કામભોગો ભોગવવા માટે યોજે છે. એવી મેલી વિદ્યાઓ સેવતા તે અનાર્યો ખોટે માર્ગે ચડી, પરિણામે મરણનો સમય આવતાં મૃત્યુ પામી, અસુરો અને પાતકીઓનાં સ્થાનોમાં જન્મે છે; અને ત્યાંથી છૂટીને પાછા મૂંગા, બહેરા કે આંધળા થઈને જન્મે છે. [ ૨૫–૨૭ ]

૨

કેટલાક લોકો કોઈના અનુગામી [સાથી સહવાસી] કે ચાકર [ઉપચારક] થઈને [તેનામાં વિશ્વાસ ઉત્પન્ન કરી, લાગ જોઈ] તેને મારી કે તેનું ખૂન કરી, તેનું ધન વગેરે પડાવી લઈ, પોતાને કે પોતાનાં માટે આહાર વગેરે ભોગસામગ્રી પ્રાપ્ત કરે છે. [૨૮–૩૦]

---

૧. અહીંથી માંડીને અંત સુધીનો ભાગ પ્રક્ષિપ્ત જેવો છે. કારણકે છેલ્લા ફકરામાં પણ ૧ થી ૨૭ ફકરા સુધીમાં ચર્ચેલા ભાગની જ પૂર્ણાહુતિ છે. ૨૫થી૨૭ સુધીના ફકરાને પૂર્તિરૂપ ગણીએ, તો ૨૮ થી ૬૦ સુધીના ફકરાઓ ( ૨૮–૫૭ અધર્મના, ૫૭–૫૯ ધર્મના, અને ૬૦ મિશ્રનો ) એ મુખ્ય વિષયને લગતો સ્વતંત્ર વિભાગ છે; અને ત્યાર પછી ૬૧ થી ૭૭ સુધી પાછો તેવો જ બીજો સ્વતંત્ર વિભાગ આવે છે ( ૬૧ થી ૬૮ અધર્મ, ૬૯–૭૪ ધર્મ, અને ૭૫–૭૭ મિશ્ર); ૭૮મો ફકરો એ પાછો પૂર્તિરૂપ છે. અને ૭૯–૮૨ સુધીના ફકરા પાછા વધારાના (એક કે બે) પૂર્તિરૂપ છે. ૮૩થી૮૫ સુધીના ફકરા શરૂઆતના ૧થી૨૪ વાળા વિભાગની જ પૂર્ણાહુતિ કરે છે. અર્થાત્ અહીં આપણને થોડીક પૂર્તિઓ સાથે એક જ વિષયને લગતા ત્રણ જુદા સ્વતંત્ર પ્રબંધો વિચિત્ર રીતે સળંગ જોડી આપેલા મળે છે, એમ કહેવાય.—**જેકોબી.**

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

કેટલાક લોકો વાટપાડુ બની મુસાફરોને મારી લૂંટીને, કે ચોર થઈ કોઈના ઘરમાં ખાતર પાડીને, કે ખીસાંકાતરુ બનીને પોતાને કે પોતાનાં માટે આહાર વગેરે ભોગસામગ્રી પ્રાપ્ત કરે છે. [૩૧–૩૩]

કેટલાક લોકો ભરવાડ બની, ઘેટાંને કે બીજાં પ્રાણીઓને મારી-કાપીને આહાર વગેરે ભોગસામગ્રી પ્રાપ્ત કરે છે; તો બીજા શિકારી બની, પાડા કે બીજાં પ્રાણીઓને મારી કાપીને; અથવા જાળ પાથરનારો વાઘરી બની, હરણ વગેરે પ્રાણીઓને મારી કાપીને; અથવા પંખી પકડનાર વ્યાધ બની, પંખી વગેરેને મારી કાપીને; અથવા માછી બની, માછલાં વગેરેને મારી કાપીને; અથવા ગાયો વગેરે પાળનારો ગોવાળ બની, ગાયો વગેરેને મારી કાપીને[1]; અથવા ગાય કાપનારો ખાટકી બની, ગાય કે બીજા કોઈ પ્રાણીને મારી કાપીને; અથવા શિકારી કૂતરાં પાળનારો બની, કે તેનો મદદગાર બની, તે કૂતરાંને કે બીજાં પ્રાણીને મારી કાપીને, પોતાને કે પોતાનાં માટે આહાર વગેરે ભોગસામગ્રી મેળવે છે. આમ એ બધાં મહાપાપકર્મો વડે તેઓ પોતાની અધોગતિ કરે છે. [૩૪–૪૨]

વળી કેટલાક લોકો મિજલસમાં બેઠા હોય છે, ત્યારે કાંઈ કારણ વિના જ ઊભા થઈને કહે છે કે: 'જુઓ હું પેલા પંખીને મારું છું'. એમ કહી, કોઈ તેતર, બટેરું, લાવરું, કબૂતર કે કપિંજલને કે બીજા કોઈ પ્રાણીને મારે છે. [૪૩]

વળી કેટલાક લોકો ખળાની વહેંચણીમાં કે દારૂની વહેંચણીમાં વાંધો પડવાથી, કે તેવા કાંઈ કારણથી ચિડાઈ જઈ, સામા ગૃહસ્થનાં કે તેના પુત્રોનાં અનાજથી ભરેલાં ખેતર જાતે કે બીજા પાસે સળગાવી મુકાવે છે; અથવા તેમનાં ઊંટ, ગાય, ઘોડાં, ગધેડાં વગેરે પશુઓના જાંઘ વગેરે અવયવો જાતે કે બીજા પાસે કપાવી નખાવે છે; અથવા તેમનાં જાનવરોના તબેલાઓ કે વાડાઓ, કાંટા ઝાંખરાંથી ભરી કાઢી, જાતે કે બીજા પાસે સળગાવી મુકાવે છે; અથવા તેમનાં કુંડળ, મણિ, મોતી વગેરે કીમતી વસ્તુઓ જાતે કે બીજા પાસે લૂંટાવે છે; અથવા

૧. ટીકાકાર અહીં 'કોઈ ગાય આડી અવળી ચાલે તો તેને મારે કરે', એવો અર્થ સૂચવે છે.

તેમને ઘેર આવેલા શ્રમણબ્રાહ્મણોનાં છત્ર, દંડ, પાત્ર વગેરે જાતે કે બીજા પાસે પડાવી લેવરાવે છે. એમ કરી, તેઓ મહાપાપકર્મોથી પોતાની અધોગતિ કરે છે. [૪૪–૮]

વળી બીજા કેટલાક કાંઈ કારણ વિના જ તે બધું કરે છે અને એમ કરી પોતાની અધોગતિ સાધે છે. [૪૯–૫૩]

કેટલાક માણસો કોઈ શ્રમણ કે બ્રાહ્મણને આવેલો દેખી, કાં તો તેને ચપટી વગાડી ચાલ્યા જવાનું કહે છે, અથવા તેને કઠોર વચનો સંભળાવે છે. ભિક્ષાકાળે આવેલા તેને કાંઈ આપવાને બદલે, તેઓ કહી સંભળાવે છે કે, 'મજૂરી કરવી પડતી હોય, કે કુટુંબનો ભાર ઊંચકી શકતો ન હોય, કે આળસુ, હલકી વર્ણનો કે નકામો માણસ હોય, તે શ્રમણ થઈને આમ રખડે છે.' [૫૪]

તેવા નાસ્તિક લોકો આ જીવનને — આ પાપી જીવનને — વખાણે છે. તેમને પરલોકની કાંઈ પડી નથી હોતી. તેઓ પોતાના સુખને કારણે બીજાઓને ગમે તેવાં દુઃખ દે છે, અને તેમાં જરા પણ પાછું વળીને જોતા નથી. તેઓ મોટી મોટી પ્રવૃત્તિઓ અને હિંસા વગેરે પાપકર્મોથી મનુષ્યજીવનના ઉત્તમ કામભોગો ભોગવે છે. ખાન, પાન, વસ્ત્ર, શયન વગેરે બધું તેમને વખતસર જોઈએ છે. નાહી ધોઈ, બલિકર્મ કરી, કૌતુક,[1] મંગળ[2] તથા પ્રાયશ્ચિત્ત[3]થી પરવારી, માથું ઓળી, કંઠમાળ, કંદોરો, હાર તથા મણિસુવર્ણાદિથી પોતાને શણગારી, તેઓ માથે માળાઓવાળો મુગટ ધારણ કરે છે. તેમનું શરીર દૃઢ અવયવોવાળું હોય છે. તેમણે નવાં કકડતાં કપડાં પહેર્યાં હોય છે તથા અંગે ચંદનનો લેપ કર્યો હોય છે. પછી મોટી, સુશોભિત, તથા કિલ્લાઓ વગેરેથી સુરક્ષિત હવેલીઓમાં મોટા સુશોભિત સિંહાસન ઉપર બેસી, સુંદર સ્ત્રીઓ અને દાસદાસીઓથી વીંટળાઈ, આખી રાત સળગતા દીવાઓના અજવાળામાં વાર્તા, નૃત્ય,

---

૧. ઉતાર; નજર વગેરે લાગી હોય તે માટે.

૨. સોનું, દહીં, સરસવ વગેરે માંગળિક વસ્તુઓ સવારના પહોરમાં જોવી સ્પર્શવી વગેરે.

૩. રાત્રે કુસ્વપ્નાદિ આવ્યાં હોય તથા સવારમાં ઊઠતાં અપશુકન થયા હોય, તેમનું નિવારણ.

ગીત તથા વીણા, તૂર્યો, તલ, તાલ, ઘનમૃદંગ, પટુપટહ વગેરે વાજિંત્રોના જોર-શોરથી તથા કુશળતાપૂર્વક કરાતા મધુર અવાજો વચ્ચે, તેઓ ઉત્તમ માનુષી કામભોગો ભોગવતા વિહરે છે. [ ૫૫ ]

તેઓ એક જણને હુકમ કરે તેટલામાં તો ચાર પાંચ માણસો વગર કહ્યે દોડી આવે છે અને કહેવા લાગે છે, 'હે દેવોને પ્રિય! કહો અમે શું કરીએ?'

તેમને દેખીને અનાર્ય પુરુષો ચિંતવે છે: 'અરે! આ માણસ દેવ છે. તેને દેવો પણ પૂજે છે. તે દેવોને પણ જિવાડનારો છે અને બીજા પણ કેટલાય તેને આધારે જીવે છે!' પરંતુ તેમને દેખીને આર્ય પુરુષો ચિંતવે છે: 'આ અતિશય ક્રૂર કર્મોમાં પ્રવૃત્ત થયેલો મૂઢ અસંખ્ય પાપકર્મોને બાંધી રહ્યો છે. તે જરૂર દક્ષિણાયનમાં કૃષ્ણપક્ષમાં મરશે તથા નરકે જશે. પછીના જન્મમાં પણ તેને જ્ઞાન દુર્લભ થશે.' [ ૫૬ ]

કેટલાય ભિક્ષુ, કેટલાય ગૃહસ્થો, તથા કેટલાય તૃષ્ણાતુર સંસારીઓ એ સુખો અને એ ઐશ્વર્યની કામના કર્યા કરે છે. પરંતુ એ અધર્મસ્થાન અનાર્ય છે, અશુદ્ધ છે, હંમેશાં અપૂર્ણ રહેનારું છે, અન્યાયો ઉપર પ્રતિષ્ઠિત થયેલું છે, સંયમરહિત છે, મોક્ષમાર્ગથી વિરુદ્ધ છે, સર્વ દુઃખોનો ક્ષય કરવાના માર્ગથી વિરુદ્ધ છે, અત્યંત મિથ્યા છે, તથા અયોગ્ય છે. [ ૫૭ ]

* * * *

હવે હું ધર્મરૂપી દ્વિતીય સ્થાનનું વિવરણ કરું છું તે સાંભળો.

આ જગતમાં સર્વત્ર કેટલાય મનુષ્યો પોતપોતાનાં કર્મો અનુસાર વિવિધ કુળોમાં વિવિધ ઐશ્વર્ય સહિત જન્મ્યા હોય છે. તેમને નાનાં મોટાં ઘર તથા ખેતર, અને થોડા અથવા વધારે નોકરચાકર હોય છે. તેવી સ્થિતિમાં જન્મ પામીને પણ કેટલાક તે બધા પદાર્થોને દુઃખરૂપ જોઈ, સાચી તથા કાયમની શાંતિ પ્રાપ્ત કરવાને અર્થે ભિક્ષાચર્યા ગ્રહણ કરે છે; સદ્‌ગુરુ પાસેથી મહાપુરુષોએ કહેલો ધર્મ જાણી, તેમાં પ્રયત્નપૂર્વક પ્રવૃત થાય છે; અને સર્વ પાપસ્થાનોથી નિવૃત્ત થઈ, તથા સર્વ શુભ સાધનસંપત્તિ પ્રાપ્ત કરી, સંપૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત કરે છે. (બધું ખંડ ૨, અધ્ય૦ ૧, ૩૫થી ૫૯ મુજબ) [ ૫૮ ]

આ ધર્મસ્થાન આર્ય છે, શુદ્ધ છે...(વગેરે બધું ઉપર ૫૭થી ઊલટું,) મોક્ષમાર્ગને અનુકૂળ છે, તથા સર્વ દુઃખોનો ક્ષય કરવાના માર્ગરૂપ હોઈ, અત્યંત યોગ્ય છે. [ ૫૯ ]

*　　*　　*　　*

હવે હું મિશ્રરૂપી તૃતીય સ્થાનનું વિવરણ કહું છું તે સાંભળો.

હે વત્સ ! કેટલાક લોકો બાહ્યતઃ ધર્મસ્થાનમાં લાગતા છતાં અધર્મ-સ્થાન સેવતા એવા મિશ્રસ્થાની હોય છે. તેઓ તાપસ અથવા સાધુઓ બની, અરણ્યમાં,આશ્રમમાં કે ગામ બહાર રહી, કાંઈ ને કાંઈ ગુપ્ત ક્રિયાઓ કે સાધનાઓ કરે છે. પરંતુ તેઓ ખાસ સંયમી નથી હોતા કે સર્વે ભૂતપ્રાણીઓની કામના કે હિંસાથી ખાસ વિરત પણ થયા નથી હોતા (વગેરે બધું ૨૧ મુજબ). સ્ત્રી વગેરે કામોપભોગોમાં મૂઢ એવા એ લોકો થોડો અથવા વધારે વખત તે કામભોગો ભોગવી, નિયત સમયે મૃત્યુ પામી, અસુરો અને પાતકીઓનાં સ્થાન પામે છે, અને તેમાંથી છૂટીને પણ વારંવાર જન્મથી મૂંગા, બહેરા કે આંધળા થઈને જન્મે છે. આ સ્થાન પણ અનાર્ય છે, અશુદ્ધ છે, સંયમરહિત છે, મોક્ષમાર્ગથી વિરુદ્ધ છે, તથા અયોગ્ય છે (વગેરે બધું ૫૭ મુજબ). [ ૬૦ ]

૩

[ અધર્મરૂપી પ્રથમ સ્થાનનું ફરી વર્ણન કરે છે : ]

આ જગતમાં કેટલાક લોકો મોટી ઇચ્છાઓવાળા, મોટી પ્રવૃત્તિઓ-વાળા, મોટા પરિગ્રહોવાળા, અધાર્મિક, અધર્મપરાયણ, અધર્મને અનુમોદન આપનારા, અધર્મનો ઉપદેશ આપનારા, મોટે ભાગે અધર્મથી જ જીવનારા, તથા અધર્મયુક્ત શીલ અને આચારવાળા હોય છે. તે લોકો સંસારમાં રહી, અધર્મ વડે જ આજીવિકા ચલાવતા વિહરે છે. [ ૬૧ ]

તેમના હાથ પ્રાણીઓના લોહીથી ખરડાયેલા રહે છે. તેઓ ચંડ, રુદ્ર તથા સાહસિક હોય છે. તેઓ કૂડકપટથી ભરપૂર, દુષ્ટ ચારિત્ર અને વ્રતોવાળા, તથા મહા કષ્ટે રીઝવી શકાય એવા અસાધુ હોય છે. તેઓ સર્વ પ્રકારની હિંસાથી માંડીને સર્વ પ્રકારના પરિગ્રહ સુધીનાં[1] તથા ક્રોધથી માંડીને મિથ્યા માન્યતાઓ[2] સુધીનાં સર્વ પ્રકારનાં પાપકર્મોમાં

૧. પાંચ મહાપાપ. ૨. જુઓ પાનું ૧૩૩.

લાગેલા હોય છે. તેઓ સર્વ પ્રકારનાં સ્નાન, મર્દન, ગંધ, વિલેપન, માલ્ય, અલંકાર તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ વગેરે વિષયોમાં ફસ્યા રહે છે. તેઓ સર્વ પ્રકારનાં યાનવાહન,[1] તથા શયનઆસન વગેરે સુખસામગ્રીઓ ભોગવવા-વધારવામાંથી પરવારતા નથી. તેઓને જીવનભર ખરીદવા-વેચવામાંથી, માસો-અરધો માસો કરી તોલવામાંથી, કે રૂપિયા વગેરેના વેપાર-ધંધામાંથી ફુરસદ હોતી નથી. તેઓ જીવનભર ચાંદી, સોનું, ધન, ધાન્ય, મણિ, મોતી, શંખશિલ, પરવાળાં વગેરેનો મોહ છોડતા નથી. તેઓ જીવનભર સર્વ પ્રકારનાં ખોટાં તોલકાટલાં વાપરવાથી અટકતા નથી. આમ, તેઓ જીવનભર સર્વ પ્રકારની પ્રવૃત્તિઓ અને હિંસાઓથી, સર્વ પ્રકારના કરવા-કરાવવાથી, રાંધવા-રંધાવવાથી, ખાંડવા-કુટાવવાથી, તર્જન-તાડનથી, તથા બીજાને વધબંધનાદિ કલેશ આપવાથી વિરત થતા નથી. તેઓ જીવનભર બીજાં પણ જે કાંઈ તેવા પ્રકારનાં દોષયુક્ત, જ્ઞાનનું આવરણ કરનારાં તથા અનાર્યો વડે સેવાતાં કર્મો છે, તેઓમાંથી વિરત થતા નથી. [૬૨]

આમ પોતાના સુખ માટે જ જીવન જીવતા તેઓ વિનાકારણ ચોખા, દાળ, તલ, મગ વગેરે વનસ્પતિપ્રાણોની[2] તથા તે જ પ્રમાણે પંખી, પશુ કે બીજાં પેટે ચાલતાં પ્રાણીઓની[3] હિંસા કરે છે.

પોતાનો બાહ્ય પરિવાર જેવો કે, નોકરચાકર, દાસદાસી, ખેડૂત[4] કે આશ્રિતો વગેરે—તેના પ્રત્યે તેઓ અત્યંત ક્રૂર તથા કઠોરપણે વર્તે

૧. મૂળમાં તેમનાં નામ આ પ્રમાણે છે: ગાડાં, રથ, ગાડી, મ્યાનો, ડોળી, બે ઘોડાની ગાડી, પાલખી વગેરે.

૨. મૂળમાં: કલમ (ચોખા), મસૂર, તલ, મગ, અડદ, વાલ, કુલથી, ચોખા, કાળા ચણા—આટલાં નામ છે. પોતાના જીવન વડે કાંઈક અર્થ સિદ્ધ કરતા હોત, તો તો તે બધું ખાઈને કરેલી તેમની હિંસા સાર્થક થાત, એવો અભિપ્રાય છે.

૩. મૂળમાં પંખીઓ માટે: તેતર, બતક, લાવક, કબૂતર અને કપિંજલનાં નામો છે. પશુઓ માટે: મૃગ, પાડો અને ભૂંડનાં નામો છે. પેટે ચાલનારાં માટે: ગાહાઘો, કાચબા અને સાપ વગેરે—એટલાં નામો છે.

૪. મૂળ: ભાગે ખેડનાર.

છે. તેમનો નાનો સરખો અપરાધ થતાં તેઓ તેમને જાતે કારમી[1] શિક્ષા કરે છે, તથા ભયંકર કમોતે મરાવી નાખે છે. [૬૩]

તે જ પ્રમાણે પોતાનો આંતરિક પરિવાર જેવો કે, માતાપિતા, ભાઈબહેન, ભાર્યા, પુત્ર, પુત્રી, પુત્રવધૂ વગેરે — તેમનો પણ થોડો ઘણો અપરાધ થતાં તે જાતે કઠોર શિક્ષા કરે છે. આ પ્રમાણે તેઓ બધાંને દુઃખ, શોક અને પરિતાપ આપે છે (વગેરે બધું ૧૮ પ્રમાણે). તથા તેમ કરતાં જીવનભર જરા પણ વિરમતા નથી. [૬૪]

આ પ્રમાણે, સ્ત્રી વગેરે કામભોગોમાં આસક્ત તથા મૂર્છિત એવા તે લોકો થોડો અથવા વધુ સમય તે કામભોગો ભોગવી, અનેક વેરબંધનો અને પાપકર્મો ભેગાં કરી, આયુષ્ય પૂરું થયે, પથ્થર કે લોઢાનો ગોળો જેમ પાણીને તળિયે જઈને બેસે, તેમ પૃથ્વીતળ વટાવી, નીચે આવેલાં નરકને તળિયે જઈને બેસે છે. [૬૫] તે નરકો અંધકાર, રુધિર, પરુ વગેરેથી ભરેલાં, ગંદાં, અસહ્ય દુર્ગંધવાળાં તથા દુઃખે તરી શકાય તેવાં અશુભ અને ભયંકર હોય છે. [૬૬] ત્યાં તેમને: ઊંઘ, સ્મૃતિ, રતિ, ધૃતિ કે મતિથી રહિત થઈ, અપાર વેદનાઓ સતત ભોગવવી પડે છે. [૬૭] પર્વત ઉપરનું ઝાડ કાપી નાખતાં જેમ નીચે ખાઈમાં ગબડી પડે, તેમ તેઓ એક યોનિમાંથી બીજી યોનિમાં, અને એક નરકમાંથી બીજા નરકમાં લાંબા કાળ સુધી અપાર દુઃખ ભોગવતા ભટક્યા કરે છે. અને ત્યાંથી છૂટીને પણ તેઓ ઝટ વિવેકજ્ઞાન પ્રાપ્ત કરી શકતા નથી. [૬૮]

* * * *

૧. મૂળમાં તેના પ્રકારો આ પ્રમાણે વર્ણવ્યા છે: દંડ કરવો, વાળ ઉખાડાવી નંખાવવા, તિરસ્કાર કરવો, માર મારવો, બાંધી રાખવા, હેડબેડીમાં નાખવા, હાથપગ છેદાવી નાખવા, લિંગ વગેરે અંગો કપાવી નાખવાં, પડખાં ભાંગાવી નાખવાં, આંખો ફોડી નાખવી, દાંત તોડી પાડવા, નાગા કરવા, જીભ ખેંચી કાઢવી, ઊંધા લટકાવવા, જમીન ઉપર ઘસડાવવા, ઘૂમાવવા, શૂળીએ ચડાવવા, ભાલા મારવા, ઘા ઉપર ખારો છાંટવો, વાહન પાછળ બાંધી ખેંચાવવા, સિંહને કે બળદને પૂંછડે બંધાવવા, બળતા અગ્નિમાં નાખવા, કાગડા-ગીધ પાસે કૂડાવી નંખાવવા, ભૂખે તરસે મારવા, જીવનકેદ કરવી, ચાબખા મરાવવા વગેરે.

[હવે ધર્મરૂપી બીજું સ્થાન ફરી ટૂંકમાં કહે છે:]

અહીં જગતમાં કેટલાક લોકો મોટી ઇચ્છાઓ, આરંભો તથા પરિગ્રહ વિનાના, અને ધાર્મિક, ધર્મિષ્ઠ તથા ધર્મપૂર્વક આજીવિકા ચલાવનારા હોય છે. તેઓ જ્ઞાનને આવરણ કરનારાં, બીજાને પરિતાપ આપનારાં તથા બંધનનાં કારણરૂપ સર્વ પ્રકારની હિંસા વગેરે પાપકર્મોથી જીવનભર વિરત થયેલા હોય છે. [૬૯] ઘરનો ત્યાગ કરી ચાલી નીકળેલા તે ભગવંત સાધુઓ ચાલવામાં બોલવામાં વગેરેમાં સાવધાનીથી તથા કોઈ પ્રાણીને ક્લેશ ન થાય તેવી રીતે વર્તન કરનારા હોય છે. તેઓ ક્રોધ, માન, માયા અને લોભ વિનાના, શાંત, મોહરહિત, ગ્રંથિરહિત, શોકરહિત તથા અમૂર્છિત હોય છે. તેઓ કાંસાના વાસણની પેઠે[1] નિર્લેપ, શંખની પેઠે નિર્મલ, જીવની પેઠે સર્વત્ર ગમન કરનારા, આકાશની પેઠે અવલંબન વિનાના, વાયુની પેઠે બંધન વિનાના, શરદઋતુના પાણીની પેઠે નિર્મળ હૃદયવાળા, કમળના પાનની પેઠે નિર્લેપ, કાચબાની માફક ઇંદ્રિયોનું રક્ષણ કરનારા, પંખીની માફક છૂટા, ગેંડાના શીંગડાની પેઠે એકાકી, ભારંડપક્ષીની[2] પેઠે સદા જાગ્રત, હાથીની માફક શક્તિશાળી, બળદની માફક બળવાન, સિંહની પેઠે દુર્ધર્ષ, મંદર પર્વતની પેઠે નિષ્કંપ, સાગર જેવા ગંભીર, ચંદ્ર જેવી સૌમ્ય કાંતિવાળા, સૂર્ય જેવા તેજસ્વી, કંચનની પેઠે દેદીપ્યમાન, પૃથ્વીની પેઠે સર્વ સ્પર્શો સહન કરનારા, તથા ઘી હોમેલા અગ્નિની પેઠે તપના તેજથી જ્વલંત હોય છે. [૭૦]

આ ભગવંતોને પશુ, પંખી, નિવાસસ્થાન કે વસ્ત્રાદિ સાધનસામગ્રી — એ ચાર પ્રકારના અંતરાયોમાંથી[3] એકે પ્રકારનો અંતરાય પોતાને

૧. કાંસાના વાસણને પાણી ચોટતું નથી.

૨. આ પક્ષીને બે ડોક અને ત્રણ પગ હોય છે, એમ કહેવાય છે. તે જો સહેજ પણ પ્રમાદ કરે, તો અવશ્ય મરી જાય. કારણ કે, પોતાને જ બે મુખ છે એમ ભૂલી જઈ, જો બંને મુખ એક બીજાના મોંનું ઝૂંટાવવા પ્રયત્ન કરે, તો તે નાશ પામે અથવા તેને બે શરીર વચ્ચે ત્રણ પગ જેવું થયું, એટલે ચાલવામાં સહેજ ગોટાળો કરે, તો ગબડી પડી નાશ પામે.

૩. અનુકૂળ પ્રતિકૂળ દ્રવ્ય (સચિત્ત સ્ત્રી ઇ૦, અને અચિત્ત આભૂષણ ઇ૦) સંબંધી, ક્ષેત્ર સંબંધી, કાળ સંબંધી, અને (ક્રોધ, માન, રાગ આદિ) ભાવ સંબંધી,—એવા ચાર પ્રતિબંધ પણ ગણાવાય છે.

જે દિશામાં જવું હોય ત્યાં જવામાં બાધા કરતો નથી. તેઓ નિર્મળ, અહંકારરહિત તથા અલ્પ પરિગ્રહવાળા હોઈ, સંયમ અને તપથી આત્માને વાસિત કરતા ગમે તે દિશામાં વિચરે છે. [૭૧]

તે ભગવંતો ફક્ત સંયમના નિર્વાહ માટે આવશ્યક હોય તે પ્રમાણે, ચાર ટંક છોડીને, છ ટંક છોડીને, આઠ ટંક છોડીને, દશ ટંક છોડીને, એમ છ મહિના સુધીને આંતરે રહીને પણ — ખાય છે અને તે પણ નિર્દોષ અન્ન વિધિપુરઃસર, ભિક્ષાથી મેળવીને જ ખાય છે.[૧] તેઓ સ્થિર આસને બેસી ધ્યાન ધરે છે; ભિક્ષુની પ્રતિમાઓ રૂપી બારે તપ[૨] આચરે છે. તેઓ સૂવાબેસવામાં[૨] પણ નિયમવાળા હોય છે. તેઓને શરીરની મમતા હોતી નથી, તથા તેઓ કેશ, દાઢી, મૂછ, રોમ, નખ વગેરેના તેમજ શરીરના તમામ સંસ્કારોથી રહિત થઈને વિચરે છે. તેઓ વસ્ત્ર પણ પહેરતા નથી, ખણજ ખણતા નથી, કે થૂંકતા નથી. [૭૨]

આ પ્રકારની નિર્દોષ તથા પુરુષાર્થયુક્ત ચર્યા પ્રમાણે ચાલતાં ચાલતાં બહુ વર્ષો સુધી શ્રમણપણું પાળીને જ્યારે શરીર રોગ તથા વૃદ્ધાવસ્થા વગેરે વિવિધ સંકટોથી ઘેરાઈ જાય, ત્યારે અથવા એમ ને એમ પણ તેઓ ખાવાપીવાનું છોડી દે છે,[૩] તથા જેને માટે પોતે નગ્નાવસ્થા સ્વીકારી હતી, મુંડન કરાવ્યું હતું, સ્નાન તથા દંતપ્રક્ષાલન ત્યાગ્યું હતું, છત્ર તથા પગરખાં ત્યાગ્યાં હતાં, ભૂમિશય્યા કે પાટિયા ઉપર પડી રહેવાનું કબૂલ કર્યું હતું, વાળ ચૂંટાવ્યા હતા, બ્રહ્મચર્ય પાળ્યું હતું, પારકાને ઘેર ભિક્ષા માગી હતી, અને તે પણ મળે કે ન મળે તેની દરકાર કરી નહોતી, માનાપમાન, અવહેલા, નિંદા, અવજ્ઞા, તિરસ્કાર, તર્જન તથા તાડન સહન કર્યાં હતાં, તથા વિવિધ અનુકૂળપ્રતિકૂળ ઇંદ્રિયસ્પર્શો સહન કર્યા હતા — તે વસ્તુને ચિત્તમાં આરાધે છે. ત્યાર બાદ જ્યારે તેમના છેવટના શ્વાસોચ્છ્વાસ ચાલતા હોય છે, ત્યારે તેઓ અનંત, સર્વોત્તમ, વ્યાઘાતરહિત, આવરણ વિનાનું, સંપૂર્ણ તથા પરિપૂર્ણ

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.
૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩.
૩. જુઓ પાન ૧૬૮ ઉપરની નોંધ.

એવું ઉત્તમ 'કેવળ' જ્ઞાનદર્શન પ્રાપ્ત કરે છે, તથા સિદ્ધ બુદ્ધ અને મુક્ત થઈ, પરિનિર્વાણ પામે છે, અને સર્વ દુઃખોનો અંત લાવે છે. [૭૩]

કેટલાક ભગવંતોનું એ એક જ છેલ્લું શરીર હોય છે. જ્યારે, બીજા કેટલાક પૂર્વકર્મોને લીધે દિવ્ય ઋદ્ધિ, દ્યુતિ, રૂપ, વર્ણ, ગંધ, સ્પર્શ, દેહ, આકૃતિ, તેજ, પ્રકાશ, પરાક્રમ, યશ, બળ, પ્રભાવ તથા સુખવાળી દેવગતિ પામે છે. તે ગતિ અને સ્થિતિ કલ્યાણયુક્ત હોય છે. ભવિષ્યમાં પણ તેઓ ભદ્ર અવસ્થાને જ પામવાના હોય છે.

આ સ્થાન આર્ય છે, શુદ્ધ છે તથા સર્વ દુઃખોનો ક્ષય કરવાના માર્ગરૂપ છે. [૭૪]

* * *

[ હવે મિશ્ર નામના તૃતીય સ્થાનનું વર્ણન કહે છે : ]

અહીં કેટલાક લોકો અલ્પ એવાં ઇચ્છા, આરંભ તથા પરિગ્રહવાળા, ધર્મિષ્ટ, તથા ધર્મપૂર્વક આજીવિકા ચલાવનારા હોય છે. તેઓ સુશીલ, સુવ્રતી તથા સહેલાઈથી પ્રસન્ન કરી શકાય તેવા સજ્જન હોય છે. તેઓ અમુક પ્રકારની હિંસાથી વિરત થયા હોય છે, પણ અમુક પ્રકારની હિંસાથી જન્મભર વિરત થયા હોતા નથી. તે જ પ્રમાણે તેઓ તેવાં બીજાં પણ જે કોઈ દોષયુક્ત કર્મો છે, તેઓમાંનાં કેટલાંકથી વિરત થયેલા હોય છે અને કેટલાંકથી વિરત થયેલા હોતા નથી. [૭૫]

જેમકે, કેટલાક શ્રમણોપાસકો[1] જીવ અને અજીવ તત્ત્વો સંબંધી સમજવાળા હોય છે, પાપ અને પુણ્યનો ભેદ જાણતા હોય છે, કર્મો કેમ કરીને આત્મામાં દાખલ થાય છે (આસ્રવ), અને તેમને કેમ કરીને આવતાં રોકી શકાય (સંવર), તેમનાં ફળ કેવાં હોય છે, તેમનો કેમ કરીને નાશ કરી શકાય છે (નિર્જરા), ક્રિયા કોને કહેવાય, તેનું અધિકરણ શું છે, બંધ કોને કહેવાય, તથા મોક્ષ કોને કહેવાય — એ બધું જાણતા હોય છે. બીજા કોઈની મદદ ન હોવા છતાં પણ દેવ, અસુર, રાક્ષસ કે કિંનર વગેરે પણ તેમને તે સિદ્ધાંતમાંથી ચલિત કરી શકતા નથી. તેમને

---

૧. એટલે કે શ્રમણોના ઉપાસકો. જેઓ ગૃહસંસાર ત્યાગીને, શ્રમણ થવા તૈયાર નથી, પરંતુ પોતાનાથી બને તેટલાં શ્રમણોનાં વ્રતો પાળે છે, તેવા ગૃહસ્થો.

જૈન સિદ્ધાંતમાં શંકા, કાંક્ષા અને વિચિકિત્સા[1] રહ્યાં હોતાં નથી. તેઓએ જૈન સિદ્ધાંતનો અર્થ જાણીપૂછીને નિશ્ચિત કરેલો હોય છે. તેમને તે સિદ્ધાંતમાં, હાડકાં અને મજ્જા જેવો પ્રેમ અને અનુરાગ હોય છે. તેમને ખાતરી હોય છે કે, 'આ જૈન સિદ્ધાંત જ અર્થ તથા પરમાર્થરૂપ છે, અને બીજા બધા અનર્થરૂપ છે.' તેમનાં ઘરના આગળા હંમેશાં ઊંચા રાખેલા હોય છે. તેમનાં કમાડ હંમેશાં અભ્યાગતો માટે ખુલ્લાં હોય છે. પારકાના ઘરમાં કે અંતઃપુરમાં પેસવાની તેઓમાં કામના હોતી નથી. તેઓ ચૌદશ, આઠમ, અમાવાસ્યા તથા પૂનમ ઉપર પરિપૂર્ણ પોષધવ્રત[2] વિધિસર પાળે છે. નિર્ગ્રંથ શ્રમણોને તેઓ નિર્દોષ અને સ્વીકારવા યોગ્ય ખાન–પાન, મેવો–મુખવાસ, વસ્ત્ર–પાત્ર, કંબળ, રજોહરણું, ઓસડવેસડ, બેસવા–સૂવાનાં પાટિયાં, શય્યા અને રહેઠાણ વગેરે પૂરાં પાડે છે. આમ, તેઓ ઘણાં શીલવ્રત[3], ગુણવ્રત[4], વિરમણવ્રત[5], પ્રત્યાખ્યાનવ્રત[6], પોષધોપવાસ વગેરે તપકર્મો દ્વારા આત્માને વાસિત કરતા વિહરે છે. [૭૬]

૧ મનની ડામાડોળ સ્થિતિ તે શંકા; ઘડીકમાં એક માન્યતા ધારણ કરવી અને ઘડીકમાં બીજી ધારણ કરવી તે કાંક્ષા; અને વ્રત નિયમનું ફળ મળશે કે નહીં એવો સંશય તે વિચિકિત્સા.

૨. એ વ્રતને દિવસે શ્રાવક ઉપવાસ કરે છે, સ્નાનવિલેપન વગેરે શારીરિક સંસ્કારોનો ત્યાગ કરે છે, દાભ કે કાષ્ઠની પથારીએ રહીને તથા વીરાસન વગેરે આસને બેસી ધર્મનું ચિંતન કરે છે, અને નિંદ્ય પ્રવૃત્તિઓનો ત્યાગ કરે છે. મૂળ : उपवसथ (उप+वस)। તેમાં ઉપાસના અને ઉપવાસનો ભાવ સ્પષ્ટ છે. એટલા વખત પૂરતો તે સાધુજીવન તથા તેનાં વ્રતો પાળે છે.

૩ એટલે કે, સ્થૂલ હિંસા, સ્થૂલ અસત્ય, સ્થૂલ ચૌર્ય, સ્થૂલ અબ્રહ્મચર્ય અને સ્થૂલ અપરિગ્રહનો ત્યાગ.

૪. એટલે કે નીચેનાં ત્રણ : દરેક દિશામાં અમુક જ પ્રદેશ સુધી જવાના નિયમરૂપી દિગ્વ્રત; ઉપભોગ પરિભોગ (ની વસ્તુઓની સંખ્યા પ્રકાર વગેરે) પરિમાણ (નક્કી તથા સંકુચિત કરવારૂપી) વ્રત; તથા કોઈનું અશુભ તાકવું, બીજાને હિંસામાં ઉતારવા, અથવા હિંસાયુક્ત દ્રવ્યોનો વેપાર ત્યાગવારૂપી અનર્થદંડત્યાગવ્રત.

૫. એટલે કે, અમુક ક્રિયા કે પ્રવૃત્તિથી વિરમવાનું વ્રત

૬. એટલે કે, અમુક જાતના ત્યાગનો નિયમ.

આ પ્રકારની ચર્યા પ્રમાણે લાંબો વખત અનુસરતાં અનુસરતાં જ્યારે તે શ્રમણોપાસકનું શરીર રોગ, વૃદ્ધાવસ્થા વગેરે વિવિધ સંકટોથી ઘેરાઈ જાય છે, ત્યારે અથવા એમ ને એમ પણ તે ખાવાપીવાનું છોડી દે છે તથા પોતે કરેલાં પાપકર્મો ગુરુને નિવેદિત કરી, તેમનું પ્રાયશ્ચિત્ત સ્વીકારી, સમાધિયુકત[1] થાય છે, તથા આયુષ્ય પૂરું થયે મરણ પામી, મહાઋદ્ધિવાળા તથા મહાદ્યુતિવાળા દેવલોકોમાંના કોઈ એક દેવલોકમાં જન્મ પામે છે.

આ સ્થાન આર્ય છે, શુદ્ધ છે, સંશુદ્ધ છે તથા સર્વ દુઃખોનો ક્ષય કરવાના માર્ગરૂપ છે. [૭૭]

આમ મિશ્ર નામના ત્રીજા સ્થાનનું વિવરણ થયું.

* * *

જે મનુષ્ય પાપથી વિરત નથી થતો, તે બાળક જેવો મૂઢ છે; અને જે થાય છે, તે પંડિત છે; જે અમુક બાબતમાં થાય છે અને અમુક બાબતમાં નથી થતો, તે બાલ તથા પંડિત બંને છે.

જે સ્થાનમાં બધી બાબતોને વિષે અવિરતિ છે, તે સ્થાન હિંસાનું છે તથા ત્યાગવા લાયક છે. અને જે સ્થાનમાં બધી બાબતોમાં વિરતિ છે, તે સ્થાન અહિંસાનું છે તથા સ્વીકારવા યોગ્ય છે. તથા જ્યાં અમુક બાબતોમાં વિરતિ અને અમુક બાબતોમાં અવિરતિ બંને છે, તે સ્થાન હિંસા અહિંસા બંનેનું છે. (છતાં) તે આર્ય છે, સંશુદ્ધ છે તથા સર્વદુઃખોનો ક્ષય કરવાના માર્ગરૂપ છે. [૭૮]

## ૪

ક્રિયાવાદી, અક્રિયાવાદી અને વિનયવાદી એમ જુદા જુદા વાદીઓની સંખ્યા ૩૬૩ કહેવાય છે. બધા લોકોને તેઓ પરિનિર્વાણ અને મોક્ષનો ઉપદેશ આપતા વિચરે છે. [૭૯] તેઓ પોતપોતાની પ્રજ્ઞા, છંદ, શીલ,

---

૧ આ પ્રમાણે કાળ, ઉંમર કે ઉપસર્ગ (વિઘ્નો)ને કારણે સંયમધર્મ પાળવો અશક્ય થઈ જાય, ત્યારે અથવા એમ ને એમ પણ અન્નપાનનો ત્યાગ કરી, મૃત્યુ પર્યંત સ્મૃતિ અને સમાધિયુક્ત રહેવું, તેને 'મારણાંતિક સંલેખના' કહે છે.

દૃષ્ટિ, રુચિ, પ્રવૃત્તિ અને સંકલ્પ અનુસાર જુદા જુદા ધર્મમાર્ગો સ્થાપીને તેમનો પ્રચાર કરે છે.

એક વખત તે બધા વાદીઓ એક મોટું કુંડાળું વળીને એક ઠેકાણે બેઠા હતા. તે વખતે એક માણસ બળતા અંગારાથી ભરેલી એક લોઢાની કઢાઈ પૂરેપૂરી ભરીને, લોઢાની સાંડસી વડે પકડી, જ્યાં તે બધા બેઠા હતા ત્યાં આવ્યો અને કહેવા લાગ્યો : 'હે મતવાદીઓ! તમે બધા પોતપોતાના ધર્મમાર્ગોના સંસ્થાપકો છો, અને પરિનિર્વાણ તથા મોક્ષનો ઉપદેશ આપતા વિચરો છો. તમે આ બળતા અંગારાથી ભરેલી કઢાઈ એક મુહૂર્ત સુધી ખુલ્લા હાથમાં પકડી રાખો!'

આમ કહી, તે માણસ તે બળતા અંગારાથી ભરેલી કઢાઈ દરેકના હાથમાં મૂકવા ગયો. પરંતુ તેઓ પોતપોતાના હાથ પાછા ખેંચી લેવા લાગ્યા. એટલે તે માણસે તેમને પૂછ્યું, "હે ધર્મસંસ્થાપકો! તમે તમારા હાથ પાછા કેમ ખેંચી લો છો? હાથ ન દાઝે તે માટે? અને દાઝે તો શું થઈ જાય? દુઃખ? દુઃખ થાય તે માટે તમે તમારા હાથ પાછા ખેંચી લો છો એમ ને?

"તો એ જ ગજ અને માપથી બીજાઓની બાબતમાં પણ વિચાર કરવો, એ જ ધર્મવિચાર કહી શકાય કે નહિ? બસ, ત્યારે આપણને હવે માપવાનો ગજ, પ્રમાણ અને ધર્મવિચાર મળી ગયાં! એટલે જે શ્રમણબ્રાહ્મણો એમ કહે છે તથા ઉપદેશે છે કે, બધાં ભૂત-પ્રાણોને મારવાં જોઈએ, તેમની પાસે બળાત્કારે કામ કરાવવું જોઈએ કે તેમને રિબાવવાં જોઈએ, તે બધા ભવિષ્યમાં પણ એ જ રીતે છેદભેદ તથા જન્મ-જરા-મરણ પામશે અને અનેક યોનિઓમાં ભટકતા ભટકતા ભવપ્રપંચના કકળાટ ભોગવશે [૮૦] તેમને માતૃમરણ, પિતૃમરણ, ભ્રાતૃમરણ તથા એ જ પ્રમાણે ભાર્યા, પુત્ર, પુત્રી તથા પુત્રવધૂનાં મરણનું દુઃખ ભોગવવું પડશે તથા દારિદ્ર્ય, દૌર્ભાગ્ય, અપ્રિયપ્રાપ્તિ અને પ્રિયવિયોગ વગેરે બહુ પ્રકારનાં દુઃખ-દૌર્મનસ્ય ભોગવવાં પડશે. તેમને સિદ્ધિ કે બોધ પ્રાપ્ત થવાં અશક્ય થશે, તથા તેઓ સર્વદુઃખોનો અંત લાવી શકશે નહીં. [૮૧]

"પરંતુ જે શ્રમણબ્રાહ્મણો અહિંસાધર્મ ઉપદેશે છે, તેઓ આ બધાં દુઃખો નહીં પામે તથા તેઓ સિદ્ધિ અને બોધ પામી, સર્વ દુઃખોનો અંત લાવી શકશે." [૮૨]

પ્રથમનાં બાર ક્રિયાસ્થાનોમાં વર્તનારા જીવોને સિદ્ધિ, બુદ્ધિ અને મુક્તિ પ્રાપ્ત થવી મુશ્કેલ છે. [૮૩]

પરંતુ તેરમું ક્રિયાસ્થાન સેવનારા સિદ્ધિ, બુદ્ધિ અને મુક્તિ પામી, સર્વ દુઃખોનો અંત લાવી શકે છે. [૮૪]

તેથી આત્માને ઇચ્છનારા, આત્માનું કલ્યાણ કરવામાં તત્પર, આત્મા ઉપર અનુકંપાવાળા, તથા આત્માને આ કારાગૃહમાંથી છોડાવવા પરાક્રમ અને પ્રવૃત્તિ કરનારા મનુષ્યો પોતાના આત્માને એ બાર ક્રિયાસ્થાનોમાંથી બચાવે. [૮૫]

આમ કહી, શ્રીસુધર્મસ્વામી થોભ્યા

## टिप्पणो

**टिप्पण नं० १:** मूळमां ते मेली विद्याओनुं वर्णन आ प्रमाणे छे: पृथ्वी उपरना उपद्रवो, वांदरानुं हसवुं वगेरे विचित्र उत्पातो, स्वप्नो, अंतरिक्षमां बनता बनावो, शरीरनां अंगोनुं फरकवुं, कागडा वगेरेनुं बोलवुं, शंख चक्र वगेरे लक्षणो तथा तल मसा वगेरे चिह्नो इ० उपरथी भविष्य भाखवानी विद्या; स्त्री, पुरुष, घोडो, हाथी, गाय, बळद, घेटुं, बकरुं, कूकडो, तेतर, वट्टग (बतक?), लावक वगेरेनां लक्षणोनी विद्या; चक्र, छत्र, दंड, तलवार, मणि तथा रत्ननां लक्षणोनी विद्या; कोईने सुखी बनाववानी, कोईने दुःखी बनाववानी, स्त्रीने गर्भवती बनाववानी, कोईने मूढ बनाववानी, कोईमां कुवृत्ति उत्पन्न करवानी, इंद्रजाळनी तथा जुदा जुदा पदार्थोथी जुदा जुदा होम करवानी विद्या; धनुर्विद्या वगेरे क्षत्रिय विद्याओ; चंद्र, सूर्य, शुक्र, बृहस्पति वगेरे ग्रहोनी गति, उल्कापात, दिशाओ सळगवी, हरण शियाळ वगेरे पशुओनुं दर्शन, कागडाओनुं मंडळ बांधी ऊडवुं, धूळ, वाळ, मांस रुधिरनी वृष्टि थवी —वगेरे उपरथी शुभाशुभ फळ कही बतावववानी विद्या; जाप वगेरेथी कोईने नुकसान करवानी अथवा ते नुकसान पाछुं खेंची लेवानी वैताळी अने अर्धवैताळी विद्या; लोकोने ऊंघमां नाखवानी, ताळां उघाडी नाखवानी, तथा चंडाळ, शबर, द्रविड, कलिंग, गौड अने गांधार (लोकोनी?) विद्याओ; कोईने नीचे पाडी नाखवानी, कोईने ऊभो करवानी, ऊडवानी, कोईने स्थिर करी देवानी, कोईने चोटाडी देवानी, कोईने मांदो पाडवानी, के मांदाने साजो करवानी, दूर चाल्या जवानी, अंतर्धान थवानी (अने पाछा छता थवानी) विद्याओ.

**टिप्पण नं० २:** मूळमां भिक्षुकोना नियमो नीचे प्रमाणे छे: गृहस्थे हांडलीमांथी काढी, पोताने माटे बीजा वासणमां पीरस्युं होय तेमांथी ज आपेलुं खाय; अथवा गृहस्थे पोताने माटे काढी लीधा बाद वधारानुं पाछुं नाख्युं होय, ते ज खाय; अथवा ते बे प्रकारनुं ज वाराफरती लावीने खाय; अथवा तद्दन सस्तुं अने नीरस एवुं अन्न मेळवीने ज खाय; अथवा गृहस्थे खातां वधेलुं होय तेवुं ज मेळवीने खाय; अथवा लूखुं अन्न मेळवीने ज खाय; अथवा थोडुं थोडुं घणे ठेकाणेथी लावीने खाय; अथवा एंठा हाथे आपेलुं ज खाय; अथवा तद्दन स्वच्छ हाथे आपेलुं ज खाय; अथवा पोताने भिक्षामां जे अन्न मळतुं होय तेनाथी एंठा थयेला हाथे आपेलुं ज खाय; (निर्दोष छे के सदोष) एम पोते नजरे जोयेली वस्तुनी ज भिक्षा ले; अथवा (स्वादिष्ट छे के सामान्य ए जाणवा खातर) नजरे जोया विनानी ज वस्तुनी भिक्षा

લે; તે જ પ્રમાણે પૂછીને આપેલું જ લે; અથવા પૂછ્યા વિના જ આપેલું લે; અથવા માગીને મેળવેલું જ ખાય, કે માગ્યા વિના (બારણે જઈને ઊભા રહેવા માત્રથી) મેળવેલું જ ખાય; અજ્ઞાત રહીને જ ભિક્ષા મેળવે; નજીકમાંથી જ મેળવે; અમુક સંખ્યાની વસ્તુઓ જ મેળવે; અમુક પ્રમાણમાં જ મેળવે; સ્વાદ વિનાનું જ મેળવે, કે ખરાબ સ્વાદવાળું જ મેળવે; ઓસામણ જેવી વસ્તુઓ જ મેળવે; પહેલા બે પહોર વીત્યા પછી જ ખાય; દૂધ–ઘી જેવા ચીકટ પદાર્થો કે મદ્યમાંસ ન ખાય; તથા બહુ તેજ પદાર્થો ન ખાય.

**ટિપ્પણ નં૦ ૩:** ભિક્ષુની બાર પ્રતિમાઓ: ૧ લી એક માસ સુધી કરવાની. તેમાં અન્ન અને પાણીની એક દત્તિ લેવાની. (દત્તિ એટલે દાતા ગૃહસ્થ અન્નપાણી આપતો હોય ત્યારે તેની એક જ ધારમાં જેટલું આવે તેટલું.) આ પ્રમાણે બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી અને સાતમી પ્રતિમામાં મુદ્દતમાં એક એક માસ વધે અને દત્તિની સંખ્યામાં પણ એક એકનો વધારો થાય. આઠમી પ્રતિમા સાત રાત્રિ અને દિવસ પાળવાની. તેમાં પાણી પીધા વિના એકાંતરા ઉપવાસ કરવાના, પારણામાં માત્ર ઓસામણ પીવાનું, ગામની બહાર રહેવાનું, ચત્તા કે પડખે સૂવાનું, અને ઊભડક બેસવાનું. ૯ મી પ્રતિમાની મુદ્દત પણ તેટલી જ છે. તેમાં ઉપર જણાવ્યા ઉપરાંત ઊભડક રહેવાનું અને વાંકા લાકડાની પેઠે માથું, કેડ અને પગ જ જમીનને અડે તેમ સૂવાનું. ૧૦ મી પ્રતિમાની મુદ્દત પણ તેટલી જ છે. તેમાં પણ ૮ મી પ્રતિમામાં જણાવેલી વસ્તુઓ ઉપરાંત બેસવામાં ગોદોહાસન અને વીરાસન અને સંકોચાઈને બેસવું — એટલાં ઉમેરાય. ૧૧ મી પ્રતિમા એક રાત અને એક દિવસની. તેમાં પાણી વિના બે ઉપવાસ (છ ટંક) કરવાના, અને ગામની બહાર હાથ લંબાવીને રહેવાનું. ૧૨ મી પ્રતિમા એક રાત્રિની. તેમાં ત્રણ ઉપવાસ (આઠ ટંક) કરવાના, નદી વગેરેને કાંઠે ભેખડ ઉપર બેસવાનું, અને આંખો નહિ પટપટાવવાની.

## અધ્યયન ૩ જું

## આહારવિચાર

[ શ્રીસુધર્મસ્વામી બોલ્યા : નિર્દોષ આહાર કોને કહેવાય તે વિષે મેં ભગવાન મહાવીર પાસેથી સાંભળેલો ઉપદેશ હવે કહી સંભળાવું : ]

કેટલાક જીવો પોતાનાં કર્મોથી પ્રેરાઈને તથા પોતાનાં કર્મોથી ખેંચાઈને, વિવિધ પદાર્થોની યોનિરૂપ પૃથ્વીમાં વનસ્પતિરૂપે પોતપોતાના બીજ તથા ઉત્પત્તિસ્થાન પ્રમાણે ઉત્પન્ન થાય છે. વનસ્પતિનાં બીજો ચાર પ્રકારનાં હોય છે. જેમકે : ટોચ ઉપર થતાં (તાડ, આંબો, ડાંગર વગેરે); કંદરૂપી (આદુ વગેરે); પર્વરૂપી (શેરડી વગેરેની પિરાઈમાં થતી આંખો વગેરે); સ્કંધ–ડાળી–રૂપી (મોગરા વગેરેની). [ ૧ ]

તે વનસ્પતિજીવો પૃથ્વીમાં વૃક્ષરૂપે ઉત્પન્ન થઈ, પૃથ્વીનો રસ ખેંચે છે. તેઓ તે પૃથ્વીશરીરો ઉપરાંત બીજાં પણ પાણી, તેજ, વાયુ અને વનસ્પતિશરીરોનું ભક્ષણ કરે છે. આમ તેઓ અનેક સ્થાવર-જંગમ પ્રાણોનાં શરીરોને પ્રાણરહિત કરી, તેમનો વિનાશ કરે છે. પછી પોતે પૂર્વે ભક્ષણ કરેલાં તેમ જ અત્યારે પણ ત્વચાથી ભક્ષણ કરાતાં તે શરીરોને તેઓ પચાવી, પોતારૂપ કરી દે છે. આમ તે વૃક્ષો પૃથ્વીમાં ઉત્પન્ન થઈ, પૃથ્વીને આધારે રહે છે તથા વધે છે. તે વૃક્ષોનાં બીજાં પણ (મૂળ, શાખા, ડાળી, પાંદડાં, ફૂલ વગેરે) વિવિધ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ તથા આકૃતિવાળાં અને વિવિધ પ્રકારનાં શારીરિક પરમાણુઓનાં બનેલાં અંગો હોય છે. તે બધા (પણ) સ્વતંત્ર જીવો છે, અને પોતપોતાનાં કર્મોને કારણે તે રૂપે ઉત્પન્ન થયા છે, એમ (ભગવાન તીર્થંકરે) અમને કહ્યું છે. [ ૨ ]

કેટલાક વનસ્પતિજીવો ઉપર જણાવેલાં પૃથ્વીયોનીય વૃક્ષોમાં વૃક્ષરૂપે ઉત્પન્ન થાય છે. તથા તેમનો રસ ચૂસી તથા બીજાં પણ પાણી, તેજ, વાયુ અને વનસ્પતિશરીરોનું ભક્ષણ કરી, તેમને આધારે રહે છે તથા વધે છે. [ ૩ ]

તે જ પ્રમાણે કેટલાક વનસ્પતિજીવો તે વૃક્ષયોનીય વૃક્ષોમાં વૃક્ષ-રૂપે ઉત્પન્ન થાય છે તથા તેમનો રસ ચૂસી[1] . . . તેમને આધારે રહે છે તથા વધે છે. [૪]

વળી કેટલાક જીવો તે વૃક્ષયોનીય વૃક્ષોમાં મૂળરૂપે, કંદરૂપે, થડરૂપે ત્વચારૂપે, ડાળીરૂપે, કુંપળરૂપે, પાંદડાંરૂપે, ફળરૂપે તથા બીજરૂપે ઉત્પન્ન થાય છે, તથા તેમનો રસી ચૂસી. . . તેમને આધારે રહે છે તથા વધે છે.[2] [૫]

કેટલાક જીવો વૃક્ષોમાં વૃક્ષવલ્લી તરીકે ઉત્પન્ન થાય છે. તેમની બાબતમાં પણ ઉપર પ્રમાણે ચારે આલાપકો ઘટાવી લેવા. તથા તે જ પ્રમાણે પૃથ્વીમાં થતાં તૃણો, ઔષધિઓ અને હરિયાળી માટે પણ ચારે આલાપકો સમજવા. [૬-૧૫]

તે જ પ્રમાણે ઉત્પન્ન થતાં આય, વાય, કાય, કૂહણ, કંદુક, ઉવ્વેહણિય, નિવ્વેહણિય, સચ્છ, છત્તગ તથા વાસાણિય વગેરે[3] તૃણો વિષે સમજવું. પરંતુ (તે તૃણોમાંથી બીજાં આય, વાય, કાય વગેરે ઉત્પન્ન થતાં નથી. માટે[4]) તેમની બાબતમાં પહેલો જ આલાપક ઘટાવવો. બાકીના ત્રણ નહિ. [૧૬]

કેટલાક વનસ્પતિજીવો પૃથ્વીને બદલે પાણીમાં વૃક્ષ, વૃક્ષવલ્લી, તૃણ ઔષધિ અને હરિયાળી રૂપે ઉત્પન્ન થાય છે. તે દરેકને માટે પણ ઉપર પ્રમાણે ચારે આલાપકો સમજી લેવા. [૧૭] પરંતુ, ઉદગ, અવગ, પણગ સેવાલ, કલંબુગ, હડ, કસેરુગ, કચ્છભાણિય, ઉત્પલ, પદ્મ, કુમુદ, નલિન, સુભગ, સોગંધિય, પુંડરીક, મહાપુંડરીક, શતપત્ર, સહસ્રપત્ર, કહ્લાર, કોકનદ, અરવિંદ, તામરસ, બીસ, મૃણાલ, પુષ્કર, પુષ્કરલચ્છી તથા ભગ વગેરે પાણીમાં ઉત્પન્ન થનાર વનસ્પતિઓ એવી છે કે, તેમને બીજા ત્રણ આલાપકો ઘટી શકતા નથી. [૧૮]

---

૧. ઉપર પ્રમાણે બાકીનું ઉમેરી લેવું.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

૩. ટીકાકાર જણાવે છે કે, તેમના અર્થો તેમને જાણનારાઓ પાસેથી સમજી લેવા. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧નો છેલ્લો ફકરો.

૪. કૌંસમાં મૂકેલો અર્થ ટીકાકારનો છે.

વળી કેટલાક જીવો એ પૃથ્વી તથા પાણીમાં ઉત્પન્ન થતી વનસ્પતિઓમાં જંગમ પ્રાણી તરીકે રહે છે અને તેમના રસ વગેરે ખાઈને જીવે છે તથા વધે છે. [૧૯–૨૦]

૨

હવે મનુષ્યો વિષે : મનુષ્યોમાં કેટલાક કર્મભૂમિમાં પેદા થનારા હોય છે, કેટલાક અકર્મભૂમિમાં પેદા થનાર હોય છે, કેટલાક અંતરદ્વીપોમાં[૧] પેદા થનારા હોય છે, કેટલાક આર્ય તરીકે પેદા થનારા હોય છે, અને કેટલાક મ્લેચ્છ તરીકે પેદા થનારા હોય છે.[૧]

તેમની ઉત્પત્તિ આ પ્રમાણે થાય છે :

સ્ત્રી અને પુરુષનો, પૂર્વકર્મથી પ્રાપ્ત થયેલી યોનિમાં, સંભોગેચ્છાપૂર્વક સંયોગ થાય છે. ત્યાં તેઓ એક બીજાના રસો એકઠા કરે છે. તે રસોમાં જુદા જુદા જીવો સ્ત્રીરૂપે, પુરુષરૂપે કે નપુંસકરૂપે પોતપોતાના બીજ[૨] અને અવકાશ[૩] અનુસાર ઉત્પન્ન થાય છે. તે જીવો પ્રથમ માતાનું રજ, પિતાનું વીર્ય કે બંને મળીને થયેલી ગંદી વસ્તુ ખાય છે. ત્યારબાદ ગર્ભ મોટો થતાં, માતા જે વિવિધ રસોવાળો આહાર ખાય છે, તેનું સત્ત્વ પોતાના એક ભાગ (નાળ) વાટે ખાય છે. જન્મ થયા બાદ, તે જીવો બાળક હોય છે ત્યાં સુધી માતાનું દૂધ ધાવે છે તથા ઘી ચાટે છે. પછી ધીમે ધીમે મોટા થઈ, ભાત, અડદ તથા બીજા સ્થાવરજંગમ પ્રાણીને ખાય છે. . . [૨૧]

તે જ પ્રમાણે પાંચ ઇંદ્રિયવાળાં જળચર પ્રાણીઓ જેવાં કે, મચ્છ, શુંશુમાર વગેરે માટે સમજવું. માત્ર, તેઓ નાનાં હોય છે ત્યાં સુધી

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

૨. પુરુષનું બીજ વધારે હોય, તો પુરુષ થાય; સ્ત્રીનું બીજ વધારે હોય તો સ્ત્રી થાય અને બન્નેનું સમાન હોય તો નપુંસક થાય — એ માન્યતાનો ઉલ્લેખ છે

૩ ગર્ભસ્થાનની જમણી બાજુમાં પુરુષ થાય, ડાબીમાં સ્ત્રી અને મધ્યમાં નપુંસક — એ માન્યતા પ્રમાણે.

(માતાના દૂધને બદલે) પાણીનો રસ[1] ખાય છે; પછી મોટાં થયાં બાદ વનસ્પતિ તથા બીજા સ્થાવરજંગમ પ્રાણો ખાય છે. [૨૨]

તે જ પ્રમાણે ચાર પગવાળાં, જમીન ઉપર ચાલનારાં પાંચ ઇંદ્રિયવાળાં પ્રાણીઓ જેવાં કે, એક ખરીવાળાં, બે ખરીવાળાં, સોનીની એરણ જેવા પગવાળાં (હાથી, ગેંડો વગેરે), તથા નહોરવાળાં (સિંહ વાઘ વગેરે) પ્રાણીઓનું સમજવું. માત્ર, તેઓ નાનાં હોય છે ત્યાં સુધી માતાનું દૂધ પીએ છે. પછી મોટાં થઈ, વનસ્પતિ તથા બીજા સ્થાવર-જંગમ પ્રાણો ખાય છે. [૨૩]

તે જ પ્રમાણે પેટે ચાલનારાં પાંચ ઇંદ્રિયવાળાં સાપ, અજગર, આશાલિક, મહોરગ વગેરે પ્રાણીઓનું સમજવું. તેઓમાંનાં કેટલાંક ઈંડાં મૂકે છે, તથા કેટલાંક બચ્ચાંને જન્મ આપે છે. તેઓ નાનાં હોય ત્યાં સુધી વાયુનો આહાર કરે છે. પછી મોટાં થઈ, વનસ્પતિ તથા બીજા સ્થાવરપ્રાણો ખાય છે. [૨૪]

તે જ પ્રમાણે ભુજાવડે જમીન ઉપર ચાલનારાં પાંચ ઇંદ્રિયોવાળાં પ્રાણીઓ જેવાં કે, ઘો, નોળિયા, શિહોળી, કાચંડો, સલ્લ, સરવ, ખર, ઘરોળી, વિસ્સંભર, ઉંદર, કોળ, પયલાઈ, બિડાલી, જોહ અને ચઉપ્પાઇ વગેરેનું પણ સમજવું. [૨૫]

તે જ પ્રમાણે આકાશમાં ઊડનારાં પાંચ ઇંદ્રિયોવાળાં પંખીઓ જેવાં કે, ચર્મમય પાંખવાળાં (ચામાચીડિયાં વગેરે), લોમમય પાંખવાળાં (સારસ રાજહંસ, કાગડો, બગલાં વગેરે), પેટી જેવી પાંખવાળાં અને વિસ્તૃત રહેનારી પાંખવાળાં[2] પંખીઓનું સમજવું. માત્ર તે જીવો નાના હોય છે ત્યાં સુધી માતાના શરીરનો રસ[3] ખાય છે. [૨૬]

---

૧. મૂળ: अपुस्नेह।

૨. આ છેલ્લી બે જાતો આ દ્વીપમાં કે મનુષ્યલોકમાં નથી એમ ટીકાકાર કહે છે.

૩. મૂળમાં माउगात्तसिणेह (मातृगात्रस्नेह) છે. ટીકાકાર તેનો અર્થ ફેલાવીને એમ કહે છે કે, "ઈંડાં સેવવા માદા પાંખ પસારીને બેસે, તે વખતે જે ગરમી ઈંડાંને લાગે, તે જ અંદરથી બચ્ચાંએ ખાધી એમ કહેવાય પછી ઈંડાં ફૂટયા બાદ પણ મા આહાર લાવીલાવીને બચ્ચાંને ચાંચમાં મૂકી ખવડાવે છે.

કેટલાક જીવો વિવિધ પ્રકરનાં સ્થાવરજંગમ પ્રાણીઓનાં ચેતન કે અચેતન શરીરોને આશ્રયે (જૂ, લીખ, માંકણ, કીડ વગેરે થઈને) જન્મે છે. તે જીવો તે વિવિધ પ્રકારના સ્થાવરજંગમ પ્રાણોનો રસ ખાઈને જીવે છે. [૨૭]

એ જ પ્રમાણે વિષ્ટા વગેરે ગંદી ચીજોમાં તથા પ્રાણીઓની ચામડી ઉપર ઉત્પન્ન થતાં (ચિમોડી વગેરે) જંતુઓનું પણ સમજવું, [૨૮–૨૯]

૩

જગતમાં કેટલાક જીવો પોતાનાં કર્મોને કારણે જંગમ કે સ્થાવર પ્રાણીઓનાં ચેતન કે અચેતન શરીરોમાં [પાણીરૂપે ઉત્પન્ન થાય છે]. તે [પાણીશરીર] વાયુ વડે ઉત્પન્ન થયું હોય છે, વાયુ વડે ગોઠવાયું હોય છે, તથા વાયુ વડે સંચાલિત થયું હોય છે.[1] વાયુ ઉપર જાય ત્યારે તે ઉપર જાય છે, નીચે જાય ત્યારે નીચે જાય છે, તથા તીરછો જાય ત્યારે તે તીરછું જાય છે. તેના પ્રકારો આ પ્રમાણે છે: ઓસ, હિમ, ધુમ્મસ, કરા, ઝાકળ અને વરસાદ. તે જીવો પોતે જેમાં ઉત્પન્ન થયા છે, તે સ્થાવરજંગમ પ્રાણીઓનો રસ ખાય છે. [૩૦]

વળી કેટલાક [પાણીશરીરી જીવો] ઉપરનાં પાણીમાં પાણી તરીકે ઉત્પન્ન થાય છે, અને તે પાણીનો રસ ખાઈને જીવે છે. [૩૧]

તથા તે જ પ્રમાણે બીજા કેટલાક જીવો એ છેવટનાં પાણીમાં પાછા પાણી તરીકે ઉત્પન્ન થાય છે. અને તેમનો રસ ખાઈને જીવે છે. [૩૨]

તથા કેટલાક જીવો એ છેવટનાં પાણીશરીરોમાં જંગમ જીવો તરીકે ઉત્પન્ન થાય છે અને તે પાણીનો રસ ખાઈને જીવે છે.[2] [૩૩]

તે જ પ્રમાણે સ્થાવરજંગમ પ્રાણીઓનાં ચેતન અચેતન શરીરોમાં ઉત્પન્ન થતા અગ્નિશરીરવાળા જીવોનું, વાયુશરીરવાળા જીવોનું અને

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩.
૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩.

પૃથ્વીશરીરવાળા જીવોનું સમજી લેવું. પૃથ્વીશરીરોના વિવિધ નમૂનાઓ તરીકે નીચેની ગાથાઓ[1] સમજવી : [ ૩૪–૫ ]

માટી, કાંકરા, રેતી, પથ્થર, શિલા, અને ખનીજ મીઠું;
લોઢું, કલાઈ, તાંબું, સીસું, રૂપું, સોનું અને હીરા ॥ ૧ ॥
હરતાળ, હિંગળોક, મનઃશિલ, પારો, સુરમો, પ્રવાલ,
અબરખનાં પડ, અબરખી રેતી અને મણિના પ્રકારો :" ॥ ૨ ॥
ગોમેદ, રુચક, અંક, સ્ફટિક, લોહિતાક્ષ;
મરકત, મસારગલ્લ, ભુજમોચક, ઇંદ્રનીલ ( વગેરે). ॥ ૩ ॥
ચંદન, ગેરુક, હંસગર્ભ, પુલક, સૌગંધિક;
ચંદ્રપ્રભ, વૈડૂર્ય, જલકાંત અને સૂર્યકાંત ॥ ૪ ॥

એ બધાં પ્રાણીઓ પોતે જેમાં ઉત્પન્ન થયાં હોય છે, તે સ્થાવર-જંગમ પ્રાણીઓનો રસ ખાય છે. બાકીના ત્રણ ફકરા ૩૧, ૩૨, ૩૩ અનુસાર સમજી લેવા. [ ૩૬ ]

આમ વિવિધ પ્રકારની ઉત્પત્તિ સ્થિતિ અને વૃદ્ધિવાળાં બધાં ભૂતપ્રાણીઓ વિવિધ શરીરોમાં ઉત્પન્ન થઈ, વિવિધ શરીરોનો આહાર કરે છે ( અને તે પ્રાણોની સતત હિંસા કર્યા જ કરે છે). આમ પોતે બાંધેલાં કર્મો દ્વારા પ્રેરાઈ, તે કર્મોને કારણે તથા તે કર્મો અનુસાર, તેઓ ફરી ફરી જુદી જુદી ગતિ, સ્થિતિ અને પરિવર્તન પામ્યાં કરે છે.

એટલે, માત્ર આહારની બાબતમાં જ આટલું બધું કર્મબંધન જાણીને, આહારની બાબતમાં સાવધાન થાઓ અને પોતાના કલ્યાણમાં તત્પર રહી, સમ્યક્ પ્રવૃત્તિવાળા બની, હંમેશાં ( એ કર્મચક્રમાંથી મુક્તિ મેળવવા માટે ) પુરુષાર્થ કરો. [ ૩૭ ]

આમ કહી, શ્રીસુધર્મસ્વામી થોભ્યા.

---

૧. આ ગાથાઓ ઉત્તરાધ્યયનમાં પણ ( ૩૬, ૭૪–૭૭ ) છે.

# ટિપ્પણો

**ટિપ્પણ નં૦ ૧ :** પંડિત સુખલાલજી આ વૃક્ષશ્રેણી વિષે આ પ્રમાણે ખુલાસો જણાવે છે : "જે એક વૃક્ષ દેખાય કે મનાય છે, તે વસ્તુતઃ મનુષ્યશરીરની પેઠે એક શરીર નથી, પણ શરીરરાશિ છે. એક શરીરમાં ઓછામાં ઓછો એક જીવ તો હોય જ. બીજ એ સ્વજાતીય શરીરનું ઉપાદાન છે પૃથ્વીના રસ આદિને આહાર તરીકે લઈ, પ્રથમ બીજ અંકુરિત થાય છે તે ફણગો સીધી રીતે પૃથ્વીમાંથી આહાર લેતો હોવાથી, પૃથ્વીયોનિક છે. એ ફણગામાંથી આહાર મેળવી, તદાશ્રિત બીજાં શરીરો વૃક્ષરૂપે બંધાય છે. એમ ઉપરાઉપર ચાલે છે. ત્રીજી કોટી સીધી રીતે પૃથ્વીમાંથી કે પૃથ્વીયોનિક શરીરમાંથી આહાર ન લેતાં, માત્ર વૃક્ષશરીરમાંથી આહાર લે છે. મૂળ, પત્ર આદિ જે વિભાગો કહ્યા છે, તે સ્વતંત્ર શરીર જ છે જોકે, ત્રીજી કોટી પછી એને વૃક્ષયોનિક વૃક્ષ કહ્યાં છે, છતાં એ મૂળ, પત્ર વગેરે, વનસ્પતિની જાતિઓ પ્રમાણે પ્રથમ કોટી પૃથ્વીયોનિક વૃક્ષ અને બીજી કોટી પૃથ્વીયોનિક વૃક્ષયોનિક વૃક્ષને પણ સંભવે. વર્ણનમાં માત્ર ક્રમ છે. સંભવ તો યથાદર્શન ઘટે. ચાર કોટીઓ વર્ણવી, એક ગણાતા વૃક્ષશરીર પરત્વે યોનિભેદ કેવો કેવો હોય તે સૂચવ્યું છે.

"આય, વાય એ કોઈ એવી વનસ્પતિ છે, જેનાં શરીરો માત્ર પૃથ્વીમાંથી જ આહાર લે છે. અને પૃથ્વીસંભૂત શરીરમાંથી આહાર મેળવી પછી તેના ઉપર બીજાં શરીરો બંધાતાં નથી."

**ટિપ્પણ નં૦ ૨ :** જૈન માન્યતા પ્રમાણે ઊર્ધ્વલોક, અધોલોક અને મધ્યલોક એમ લોકના ત્રણ ભાગ છે. ઊર્ધ્વલોકમા દેવો રહે છે અને અધોલોકમાં નારકીઓ રહે છે. મધ્યલોકમાં જે અનેક દ્વીપો અને સમુદ્રો છે, તેમાં (આપણે જેમાં રહીએ છીએ તે) જંબુદ્વીપમાં, ધાતકીખંડ દ્વીપમાં અને પુષ્કરદ્વીપમાં અર્ધા ભાગમાં — એમ અઢી દ્વીપમાં જ માણસની વસ્તી છે જેમકે જંબુદ્વીપમાં ભરત, હૈમવત, હરિ, વિદેહ, રમ્યક, હૈરણ્યવત, અને ઐરાવત એમ સાત ક્ષેત્રો છે. ધાતકીખંડમાં તથા અર્ધા પુષ્કરદ્વીપમાં પણ તે જ નામનાં બે બે એવાં ચૌદ ચૌદ ક્ષેત્રો છે. એમ અઢી દ્વીપમાં ૩૫ ક્ષેત્રોમાં તથા જંબુદ્વીપની આસપાસ જે લવણસમુદ્ર છે તેમાં આવેલા ૫૬ અંતરદ્વીપોમાં પણ મનુષ્યની વસ્તી છે.

તે પાંત્રીસ ક્ષેત્રોમાંથી પણ પાંચે ભરત, પાંચે ઐરાવત તથા પાંચે વિદેહ એટલાં પંદર ક્ષેત્રો જ કર્મભૂમિ કહેવાય છે. બાકીનાં ૨૦ ક્ષેત્રો અને અંતર દ્વીપો અકર્મભૂમિ છે. જેમાં મોક્ષમાર્ગને જાણનારા અને તેનો ઉપદેશ કરનારા

તીર્થંકર પેદા થઈ શકે છે તે કર્મભૂમિ કહેવાય છે. કર્મભૂમિમાં જ મુક્તિને યોગ્ય ચારિત્રનો સંભવ છે.

મનુષ્યોમાં પણ આર્ય અને મ્લેચ્છ એવા બે વિભાગ છે. તે વિભાગો અમુક દેશમાં તથા કુળમાં ઉત્પન્ન થવું, અમુક કર્મ અને શિલ્પથી આજીવિકા ચલાવવી અને અમુક ભાષા બોલવી એ કારણોથી પાડવામાં આવેલા છે.

**ટિપ્પણ નં૰ ૩:** "મેઘોમાં જેમ ઉદકકાય છે, તેમ બધાં જ ત્રસસ્થાવરનાં શરીરોમાં ઉદકકાય છે. જળશરીરની નિષ્પત્તિમાં અને તેના ધારણસંચાલનમાં મુખ્ય ભાગ વાતનો છે. ઉદકકાય ઉત્પન્ન થયે, પછી એમાંથી આહાર મેળવી, ઉત્તરોત્તર નવનવ ઉદકકાયોની સૃષ્ટિ થાય છે. સામાન્ય રીતે આદિથી અંત સુધી કોઈ પણ શરીરમાં ઉદક એક જ છે એમ દેખાય છે કે મનાય છે. તે સ્થળે એમ ન માનતાં, પૂર્વપૂર્વ ઉદકકાયમાંથી ઉત્તરોત્તર ઉદકશરીરો વૃક્ષશરીરોની પેઠે પેદા થતાં જાય છે, મધ્ય વિભાગ ન દેખાવાથી સજાતીય હોઈ એક સમજાય છે, એમ માનવું." — પંડિત સુખલાલજી.

## અધ્યયન ૪ થું

### વ્રતનિયમ[1]

શ્રીસુધર્મસ્વામી બોલ્યા :

હે આયુષ્યમન્! (મહાવીર) ભગવાને કહી સંભળાવેલી એક અગત્યની ચર્ચા હવે હું તને કહી બતાવું છું, તે તું ધ્યાનપૂર્વક સાંભળ.

'આ જગતમાં કેટલાક આત્માઓ[2] એવા હોય છે કે, જેમનામાં વિચારશક્તિ કે વિવેકશક્તિ જાગ્રત થઈ ન હોવાથી, તેઓ જીવનભર કોઈ પણ વસ્તુ નિયમપૂર્વક ત્યાગવામાં સમજતા જ નથી. તેમને અમુક કામ સારું કે અમુક કામ ખોટું એવી સમજ જ હોતી નથી. તેઓ હમેશાં પ્રાણહિંસા કર્યા કરે છે, તથા તદ્દન બાળક જેવા મૂઢ તથા નર્યા ઊંઘતા માણસ જેવા હોય છે. તેમની મન, વાણી અને કાયાની એકે ક્રિયા વિચારપૂર્વક થયેલી હોતી નથી. અને તેથી તેમણે વિચારપૂર્વક કોઈ પણ પાપપ્રવૃત્તિ ત્યાગી હોતી નથી. આખી જિંદગી તેઓ અસંયમી, અવિરત, અત્યાગી, મૂઢ તથા ઊંઘતા માણસ જેવા અવિચારી રહે છે. સ્વપ્નમાં પણ તેઓને વ્રત-નિયમોનો કે પાપ ત્યાગવાનો ખ્યાલ આવતો નથી.

'છતાં, તેઓ જે જે કર્મો કરે છે, તેનું બંધન તો તેઓને લાગે છે જ.' [૧]

આચાર્ય આટલું બોલ્યા એટલે તરત સામો વાદી આવી તેમને કહેવા લાગ્યો : જેનું પાપકર્મ કરવાના ઇરાદાવાળું મન ન હોય, વાણી ન હોય, કે કાયા ન હોય; તથા અમુક કામ હિંસા છે તથા પાપ છે

---

૧. મૂળ : प्रत्याख्यान : કોઈ પણ વસ્તુ નિયમપૂર્વક ત્યાગવી તે.

૨. આત્માનો અર્થ અહીં જીવો-પ્રાણીઓ એવો સમજવાનો છે. સાંખ્યો વગેરે આત્માને નિષ્ક્રિય સ્થિર એકસ્વભાવનો માને છે; બૌદ્ધો વગેરે આત્મામાં માનતા જ નથી. તે બધાને લક્ષમાં રાખીને આત્મા છે, અને તે ક્રિયા કરે છે, એવું સૂચવવા અહીં જાણીજોઈને આત્મા શબ્દ વાપર્યો છે.

એમ જાણ્યા વિના જ જે હિંસાદિ કરતો હોય; જેનામાં સાચાખોટાની કશી સમજ ન હોય; તથા જે પોતાની મન, વાણી અને કાયાની સઘળી ક્રિયાઓ વિચારપૂર્વક કરતો ન હોય; ટૂંકમાં, તમે કહો છો તેમ, જેનામાં સ્વપ્નમાં પડેલા માણસ જેટલા પણ હોંસ ન હોય — તે માણસ પાપકર્મ કરે છે, તથા તેનું તેને બંધન થાય છે એમ કેમ કરીને કહેવાય? [૨]

જવાબમાં આચાર્યે કહ્યું: મેં કહ્યું છે તે જ સાચું છે. કારણ કે, જે માણસ પૃથ્વીથી માંડી જંગમ સુધીના છયે જીવ-વર્ગો પ્રત્યે ઇરાદાપૂર્વક વ્રતનિયમથી પાપકર્મ રોકતો નથી કે ત્યાગતો નથી, તે મનુષ્ય તે જીવો પ્રત્યે સતત હિંસાથી માંડીને મિથ્યાદર્શનશલ્ય સુધીનાં અઢારે પાપકર્મ[1] કર્યા જ કરે છે. ઉદાહરણ તરીકે: કોઈ માણસને કોઈ ગૃહસ્થ, રાજા, કે તેના કારભારી ઉપર વેર બંધાયું હોય; અને તેથી તે તેના ઘરમાં પેસી તેને મારી નાખવાની તક શોધતો, રાતદિવસ, સૂતાં જાગતાં તેના જ વિચાર કર્યા કરતો હોય; તો તે શું પેલા માણસ પ્રત્યે દોષિત નથી? ભલે તેને તક ન મળવાથી, તે હજુ પેલાને મારી નાખવામાં સફળ થયો ન હોય. તે જ પ્રમાણે મૂઢ અને અવિવેકી પુરુષ પણ, જ્યાં સુધી સમજપૂર્વક કોઈ વ્રતનિયમ લઈને પ્રાણીઓ પ્રત્યેનાં હિંસાદિ પાપોમાંથી વિરમે નહીં, ત્યાંસુધી તે રાતદિવસ, સૂતાં જાગતાં, બધાં ભૂતપ્રાણીઓ પ્રત્યે બધાં પાપકર્મોની રીતે દોષિત છે જ. [૩–૬]

એટલે પેલો વાદી જવાબમાં કહેવા લાગ્યો: તમારું કહેવું બરાબર નથી. જગતમાં ઘણા પ્રાણો વગેરે તો એવા છે કે, જેમને આપણે આખી ઉંમર દરમ્યાન કદી જોયા નથી, સાંભળ્યા નથી, સ્વીકાર્યા નથી કે જાણ્યા નથી. તો પછી તે દરેક પ્રત્યે (પાપકર્મ નિયમપૂર્વક ત્યાગ્યું નથી તેટલા માટે) રાતદિવસ, સૂતાંજાગતાં માણસ અઢારે પાપકર્મની રીતે દોષિત બને છે એમ કેમ કરીને કહેવાય? [૭]

આચાર્યે તેના જવાબમાં જણાવ્યું: કોઈ માણસ પૃથ્વીથી માંડીને જંગમપ્રાણો સુધીના છયે વર્ગની બાબતમાં એવો નિયમ કરે કે, 'હું

૧. જુઓ પા.૧૩૩.

માત્ર પૃથ્વીવર્ગના જીવોથી જ મારું કામ ચલાવીશ.' તો તે માણસ પૃથ્વીવર્ગના જીવો પ્રત્યે જ દોષિત છે, પરંતુ બાકીના બધા વર્ગો પ્રત્યે નિર્દોષ છે. પરંતુ જે માણસ એ છયેમાંથી કોઈ પણ વર્ગ પ્રત્યે કશી મર્યાદા કે નિયમ કરતો નથી, તથા એ છયે પ્રકારના જીવો વડે પોતાનું કામ ચલાવે છે, તે માણસ તે છયે વર્ગના જીવો પ્રત્યે દોષિત ખરો કે નહીં? [૮]

આ તો મનુષ્યપ્રાણીઓનો દાખલો થયો. તેને તો પાંચે ઇંદ્રિયો સહિત સમર્થ કરણો તથા તર્કવિચાર કરી શકાય તેવી સંજ્ઞાશક્તિ છે. પરંતુ પૃથ્વીવર્ગથી માંડીને વનસ્પતિવર્ગ સુધીના પ્રાણો તેવી સંજ્ઞાશક્તિ વિનાના છે. તે જ પ્રમાણે કેટલાક ચાલી શકે તેવા જીવો પણ એવા છે કે, જેમનામાં કાંઈ કરવા માટે, કરાવવા માટે કે બીજો કરતો હોય તેને અનુમતિ આપવા માટે જરાય તર્કશક્તિ, સંજ્ઞાશક્તિ, પ્રજ્ઞાશક્તિ કે મન અને વાણીની શક્તિ નથી. તે બધા મૂઢ પ્રાણો પણ, કોઈ પણ જીવવર્ગ પ્રત્યે હિંસાદિ પાપકર્મથી નિયમપૂર્વક વિરત થતા ન હોવાથી, બધા પ્રાણો પ્રત્યે સરખા દોષિત છે; અને તેનું કારણ એ છે કે, બધી યોનિઓનાં પ્રાણીઓ એક જન્મમાં સંજ્ઞાવાળાં હોઈને પોતે કરેલાં કર્મોને કારણે જ બીજા જન્મમાં અસંજ્ઞી થઈને જન્મ્યાં હોય છે; તથા અસંજ્ઞી થઈને પણ પાછાં ફરીથી સંજ્ઞી થાય છે. એટલે સંજ્ઞાવાળા હોવું કે ન હોવું એ પોતે કરેલાં કર્મોનું જ ફળ હોય છે. તેથી કરીને, અસંજ્ઞી અવસ્થામાં જે કાંઈ પાપકર્મો થાય, તેની જવાબદારી પણ તેમની પોતાની જ છે.

માટે સંજ્ઞી કે અસંજ્ઞી જે કોઈ જીવો છે, તે બધા જ્યાં સુધી નિયમપૂર્વક પાપકર્મ દૂર કરતા નથી, ત્યાં સુધી તે બધા પાપકર્મની બાબતમાં દોષિત છે જ. અને ત્યાં સુધી તેઓ અસંયત, અવિરત, ક્રિયાયુક્ત, તથા હિંસક જ છે, અને તેમને તે બાબતનું કર્મબંધન પણ અવશ્ય થાય જ છે. [૯-૧૦]

એટલે પેલો વાદી પૂછવા લાગ્યો : તો પછી શું કરવાથી પ્રાણી સંયત, વિરત કે પાપકર્મ ત્યાગનાર થયો કહેવાય?

જવાબમાં આચાર્યે કહ્યું: જેમ મને કોઈ મારે છે કે પીડે છે ત્યારે દુ:ખ થાય છે, તેમ બીજા બધા જીવોને પણ થાય છે એમ સમજી, તેમને દુ:ખ દેવામાંથી નિયમપૂર્વક વિરત થવું જોઈએ. જ્યાં સુધી મનુષ્ય વિવિધ પાપકર્મો કરે છે, ત્યાં સુધી તે કોઈ ને કોઈ જીવની હિંસા કર્યા જ કરે છે. માટે સર્વ પાપકર્મોથી વિરત થઈ, પ્રાણીમાત્રની હિંસા અને દ્રોહ કરતા અટકવું એ જ સંપૂર્ણ ધર્મ છે. તથા એ જ ધર્મ ધ્રુવ છે, નિત્ય છે, શાશ્વત છે, તથા લોકોનું સ્વરૂપ સંપૂર્ણપણે સમજીને સર્વજ્ઞોએ ઉપદેશેલો છે. તે પ્રમાણે વર્તનારો જે ભિક્ષુ બધાં પાપોથી વિરત થાય છે, તે સંયત, વિરત, ક્રિયારહિત તથા પંડિત કહેવાય છે. [૧૧]

આટલું કહી, શ્રીસુધર્મસ્વામી થોભ્યા.

# અધ્યયન ૫ મું

## કેટલીક સદાચારઘાતક માન્યતાઓ

શ્રીસુધર્મસ્વામી બોલ્યા :

બ્રહ્મચર્ય સ્વીકારી, નિર્વાણમાર્ગને અનુસરવા પ્રયત્ન કરનારા બુદ્ધિશાળી ભિક્ષુએ નીચેની સદાચારઘાતક માન્યતાઓ ન ધરાવવી. જેમકે, પદાર્થોને અનાદિ જાણીને કે અનંત જાણીને, તે શાશ્વત છે કે અશાશ્વત છે એવો એક પક્ષ ન ધરાવવો. કારણ કે, એ બંનેમાંથી કોઈ પણ પક્ષ સ્વીકારીએ, તો વ્યવહાર કે પુરુષાર્થ ઘટી શકતો નથી.[1] માટે એ બંને પક્ષોને અનાચારરૂપ ગણવા. [૧–૩]

તે જ પ્રમાણે, ભવિષ્યમાં કોઈ તીર્થંકર થવાના નથી અને બધા જીવો બંધનયુક્ત જ રહેવાના છે એમ પણ ન કહેવું, કે તીર્થંકરો હંમેશ થયા જ કરવાના છે એમ પણ ન કહેવું; નાના જંતુને કે મોટા પ્રાણીને બંનેને મારવાનું પાપ સરખું છે એમ પણ ન કહેવું; તેમ જ નથી એમ પણ ન કહેવું; જેઓ પોતાને ઉદ્દેશીને તૈયાર થયેલો આહાર ખાય છે તેઓ કર્મથી લેપાય છે એમ પણ ન કહેવું, કે નથી લેપાતા એમ પણ ન કહેવું; તથા સ્થૂલ, સૂક્ષ્મ તથા કાર્મણ વગેરે શરીરોમાં જ[2] (બધી પ્રવૃત્તિઓનું) સામર્થ્ય રહેલું છે એમ પણ ન કહેવું, કે તે શરીરોમાં કશું કરવાનું સામર્થ્ય જ નથી એમ પણ ન કહેવું.[3] કારણકે, એ બંનેમાંથી કોઈ પણ પક્ષ સ્વીકારીએ, તો વ્યવહાર કે પુરુષાર્થ ઘટી શકતો નથી. [૪-૧૧]

---

૧. શાશ્વત એટલે એક રૂપે જ હંમેશાં રહેનાર. જેમકે, આત્મા હંમેશાં બદ્ધ જ રહેશે એમ માનીએ, તો મોક્ષ માટે પુરુષાર્થ ન ઘટે. જો તેને બદલાયા કરનાર માનીએ, તોપણ મુક્ત થયા પછી પાછો બદ્ધ થાય, એટલે પણ પુરુષાર્થ ન ઘટે.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

૩. આત્મા ચેતન છે અને શરીર જડ છે. પરંતુ તેથી એમ માનવાની જરૂર નથી કે એ બંને વચ્ચે કોઈ પ્રકારનો સંબંધ નથી. તો જડ હોવાથી શરીર અક્રિય છે એમ માનીએ, તો માત્ર આત્મા શરીર વિના કાંઈ કરી શકે

હવે, નીચેની વસ્તુઓ છે જ એમ માનવું જોઈએ. કારણકે, તેમ ન માનીએ તો વ્યવહાર કે પુરુષાર્થ ઘટી ન શકે. જેમકે, લોક તથા અલોક[1] નથી એમ નિશ્ચય ન કરવો, પરંતુ લોક તથા અલોક છે એવો નિશ્ચય કરવો; જીવ તેમજ અજીવ દ્રવ્યો નથી એવો નિશ્ચય ન કરવો, પરંતુ જીવ તેમજ અજીવ છે એવો નિશ્ચય કરવો. તે જ પ્રમાણે ધર્મ–અધર્મ, બંધ–મોક્ષ, પુણ્ય–પાપ, કર્મોનું ઉપાદાન અને નિરોધ, કર્મોનું ફળ અને તેમનો નાશ, ક્રિયા–અક્રિયા, ક્રોધ–માન, માયા–લોભ, રાગ–દ્વેષ, ચાર ગતિવાળો સંસાર, દેવ, દેવી, સિદ્ધિ–અસિદ્ધિ, સિદ્ધ થયેલાનું ખાસ સ્થાન,[2] સાધુ–અસાધુ, તથા કલ્યાણ અને પાપ,— છે એવો નિશ્ચય કરવો, પરંતુ નથી એવો નિશ્ચય ન કરવો. કલ્યાણ કે પાપ એ બેમાંથી એકને જ સ્વીકારવાથી વ્યવહાર કે પુરુષાર્થ ઘટી શકતા નથી. જે શ્રમણો અને અવિવેકી પંડિતો તે બેમાંથી એકને જ સ્વીકારે છે, તેઓ કર્મથી થતું બંધન જાણતા નથી. [૧૨–૨૯]

બધું અક્ષય છે, કે બધું દુઃખરૂપ છે; તથા (આતતાયી, ચોર, છિનાળ વગેરે) પ્રાણીનો વધ કરવો જોઈએ કે ન કરવો જોઈએ, એવી વાણી ન બોલવી; અમુક ભિક્ષુઓ સદાચારી છે અને અમુક મિથ્યાચારી છે, એવો અભિપ્રાય ન બાંધવો; દાનદક્ષિણા મળે છે કે નથી મળતી એવું બોલ્યા ન કરવું. પરંતુ બુદ્ધિશાળી મનુષ્યે પોતાની શાંતિનો માર્ગ વધતો જાય તેની કાળજી રાખવી. [૩૦–૩૨]

જિન ભગવાને ઉપદેશેલા આ અભિપ્રાયો મુજબ આચરણ કરતો સંયમી પુરુષ મોક્ષ પ્રાપ્ત થતા સુધી વિચરે. [૩૩]

આમ કહી, શ્રીસુધર્મસ્વામી થોભ્યા.

---

નહિ; અને શરીરમાં જ ક્રિયા માનીએ અને આત્માને નિર્લિપ્ત અને ફૂટસ્થ માનીએ, તો ચેતન જીવ પોતાની ક્રિયાઓ માટે જવાબદાર ગણાય નહીં.

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

૨. લોકની ટોચ ઉપર આવેલી સિદ્ધશિલા. કર્મોના ભારથી દબાયેલો આત્મા આ સંસારમાં ભ્રમણ કરી રહ્યો છે. પરંતુ કર્મોનો ભાર દૂર થતાં તે પોતાની સ્વાભાવિક ઊર્ધ્વગતિથી ઊંચે ચાલ્યો જાય છે અને લોકની ટોચે જઈ પહોંચે છે. ત્યાંથી આગળ ગતિ-સ્થિતિસહાયક તત્ત્વો ન હોવાથી, તે ઉપર જઈ શકતો નથી.

# ટિપ્પણો

**ટિપ્પણ નં૦ ૧ :** જૈનો પાંચ શરીરોમાં માને છે. ૧. ઔદારિક – એટલે કે બાહ્ય સ્થૂલ શરીર. ૨. કાર્મણ – એટલે કે પ્રાણીનાં વિવિધ કર્મોરૂપી શરીર. ૩. તૈજસ – એટલે કે સ્થૂલ શરીરમાં પાચનક્રિયા વગેરે કરનાર શરીર. ૪. આહારક એટલે કે એક પ્રકારનું સૂક્ષ્મ શરીર કે જે અમુક વિશિષ્ટ જીવો (ચતુર્દશપૂર્વ જાણનારા મુનિઓ) પોતાને સંશય પડે ત્યારે કેવળી ભગવાન જ્યાં હોય ત્યાં જવા આવવા વગેરે પ્રયોજનોસર ધારણ કરે છે. ૫. વૈક્રિય – એટલે કે યોગસિદ્ધિથી પ્રાપ્ત થતું, નાનું મોટું કરી શકાય તેવું શરીર.

**ટિપ્પણ નં૦ ૨ :** વિશ્વના જે ભાગમાં ગતિ–સ્થિતિમાં સહાયક એવાં ધર્મ–અધર્મરૂપી તત્ત્વો વ્યાપેલાં હોવાથી ગતિ–સ્થિતિ વગેરે સંભવી શકે છે, તે ભાગ લોક કહેવાય છે. પરંતુ ત્યાર પછીનો જે ભાગ જેમાં તે તત્ત્વો ન હોવાથી ગતિ–સ્થિતિ સંભવી શકતી નથી, તે અલોક કહેવાય છે "અનંત આકાશમાં લોક અને અલોક એવા ભાગ પાડવાનું કારણ એ દેખાય છે કે, જો પદાર્થોની ગતિ–સ્થિતિ અમુક નિયત ક્ષેત્રમાં જ મર્યાદિત ન કરવામાં આવે, તો દ્રવ્યો પોતાની સહજ ગતિશીલતાના કારણથી અનંત આકાશમાં ક્યાંય પણ ચાલી જાય; અને તેમ બને તો તો તે એવાં પૃથક્ થઈ જાય, કે એમનું ફરીથી મળવું કે નિયત સૃષ્ટિરૂપે નજરે આવી પડવું મુશ્કેલ બની જાય." — પં૦ સુખલાલજી.

# અધ્યયન ૬ ઠ્ઠું

## આર્દ્રકકુમાર*

સંસારના સૂક્ષ્મ સ્નેહપાશોમાંથી પોતાની જાતને પ્રબળતાથી મુક્ત કરી, મહાવીર ભગવાન પાસે જવા નીકળેલા આર્દ્રકકુમારને રસ્તામાં વિવિધ મતાનુયાયીઓનો ભેટો થાય છે. તેઓ મહાવીર અને તેના સિદ્ધાંતો ઉપર વિવિધ આક્ષેપો કરે છે, અને પોતાની માન્યતાઓ તેને કહી સંભળાવે છે. આર્દ્રક પોતાના જવાબોથી તે બધાને પહોંચી વળે છે.

પ્રથમ આજીવિકસંપ્રદાયનો તીર્થંકર ગોશાલક[1] તેને સંબોધે છે.

### ગોશાલક

હે આર્દ્રક! આ મહાવીરે પૂર્વે શું કર્યું છે તે સાંભળ. પ્રથમ તે એકાંતમાં એકલો વિચરનાર શ્રમણ હતો, હવે તે અનેક ભિક્ષુઓને એકઠા કરી, ધર્મોપદેશ આપવા નીકળ્યો છે. આમ, તે અસ્થિર માણસે પોતાની આજીવિકા ઊભી કરી છે. તેનું અત્યારનું આચરણ તેના પ્રથમના આચરણથી વિરુદ્ધ છે. [ ૧–૩ ]

### આર્દ્રક

પૂર્વે, અત્યારે કે ભવિષ્યમાં તેમનું એકલાપણું કાયમ છે. સંસારનું સંપૂર્ણ સ્વરૂપ સમજી, સ્થાવરજંગમ પ્રાણીઓના કલ્યાણ માટે હજારોની વચ્ચે ધર્મોપદેશ કરનાર, એકાંત જ સાધી રહ્યો હોય છે. કારણ કે, તેની આંતર વૃત્તિ સમાન જ હોય છે. જો કોઈ શ્રમણ પોતે ક્ષાંત, દાંત, જિતેંદ્રિય, તથા વાણીના ગુણદોષ જાણનારો હોય, તો ધર્મોપદેશ આપવામાત્રથી તેને કશો દોષ લાગતો નથી. જે ભિક્ષુ મહાવ્રતો, અણુવ્રતો, કર્મ દાખલ થવાનાં પાંચ દ્વારો[2] તેમ જ તેમને દાખલ થતાં અટકાવનાર

---

* આર્દ્રકકુમારની કથા આ પ્રકરણને અંતે ટિપ્પણમાં આપી છે.

૧. ગોશાલક વિષેનું વર્ણન ઉપોદ્ઘાતમાંથી ( પા. ૨૭ ) જોઈ લેવું.

૨. મૂળ: આસ્રવ. જુઓ પા. ૭૧ ટિ૦ ૫. પાંચ આસ્રવો તે હિંસા, અસત્ય, અબ્રહ્મચર્ય, ચૌર્ય અને પરિગ્રહ.

સંવરો[1] તથા વિરતિ વગેરે શ્રમણધર્મોને જાણીને, કર્મના લેશથી પણ દૂર રહે છે, તેને હું શ્રમણ કહું છું. [૪–૬]

ગોશાલક

(તો પછી તારા સિદ્ધાંત અનુસાર જ) અમારા સિદ્ધાંતમાં પણ ઠંડું પાણી પીવાથી, બીજ વગેરે ધાન્ય ખાવાથી, પોતાને માટે તૈયાર કરેલો આહાર ખાવાથી, તેમ જ સ્ત્રીઓના સહવાસમાત્રથી એકલા વિચરનાર તપસ્વીને પાપ લાગતું નથી. [૭]

આર્દ્રક

જો એમ હોય, તો ગૃહસ્થીઓને પણ શ્રમણ જ કહેવા જોઈએ. કારણ કે તેઓ પણ એ બધું કરે જ છે! બીજધાન્ય ખાનારા અને ઠંડું પાણી પીનારા ભિક્ષુઓને માત્ર આજીવિકાને અર્થે જ ભિક્ષુ થયેલા ગણવા જોઈએ. સંસારનો ત્યાગ કરવા છતાં એ લોકો સંસારનો અંત લાવી શકવાના નથી, એમ હું માનું છું [૮–૧૦]

ગોશાલક

આમ કહીને તો તું બધા જ વાદીઓનો સરખો તિરસ્કાર કરે છે!

આર્દ્રક

બધા વાદીઓ પોતાના મતને વખાણે છે અને સામાનો તિરસ્કાર કરીને પોતાનો મત કહી બતાવે છે. તેઓ કહે છે કે, તત્ત્વ અમારી પાસે જ છે, બીજા કોઈ પાસે નથી. પરંતુ, હું તો માત્ર ખોટી માન્યતાનો જ તિરસ્કાર કરું છું, કોઈ માણસનો કરતો નથી. જૈન નિર્ગ્રંથો બીજા વાદીઓની પેઠે કોઈના રૂપ વગેરેની ઠેકડી કરીને પોતાનો મત અને માર્ગ ઉપદેશતા નથી. જે સંયમી કોઈ પણ સ્થાવરજંગમ પ્રાણીને રખે ઇજા થાય એવી શંકાથી અત્યંત સાવધાનતાપૂર્વક વર્તે છે, તે કોઈનો તિરસ્કાર કેવી રીતે કરી શકે? [૧૧–૧૪]

ગોશાલક

ધર્મશાળાઓમાં કે ઉદ્યાનગૃહોમાં ઘણા ચતુર તથા નાના મોટા તાર્કિક અતાર્કિક લોકો હશે એમ માની, તમારો શ્રમણ ત્યાં રહેવા

---

૧. જુઓ પા. ૬૧, ટિ૦ ૫.

જતો નથી. તેને બીક લાગે છે કે, કદાચ તે બધા મેધાવી, શિક્ષિત, બુદ્ધિમાન, તથા સૂત્રો અને તેમના અર્થનો નિર્ણય જાણનારા ભિક્ષુઓ કાંઈક પ્રશ્નો પૂછે, તો શો જવાબ દઈએ! [૧૫–૧૬]

### આર્દ્રક

પ્રયોજન વિના કે વિચાર કર્યા વિના તે કાંઈ પણ કરતો નથી; રાજા વગેરેની જબરદસ્તીથી પણ નહિ. તેવો માણસ ભયથી કશું જ શાનો કરે? તેવાં સ્થળોએ શ્રદ્ધાથી ભ્રષ્ટ થયેલા અનાર્ય લોકો ઘણા હોય છે, એવી શંકાથી તે ત્યાં જતો નથી. અને છતાં, પ્રયોજન અનુસાર, તે બુદ્ધિમાન શ્રમણ આર્યપુરુષોના પ્રશ્નોનો જવાબ આપે છે જ. [૧૭–૧૮]

### ગોશાલક

કોઈ વેપારી લાભની ઇચ્છાથી પોતાનો માલ પાથરી મોટું ટોળું જમાવે, તેવો આ તમારો જ્ઞાતપુત્ર છે એવું મને તો લાગે છે! [૧૯]

### આર્દ્રક

વાણિયાઓ તો પ્રાણીઓના સમૂહોની હિંસા કરે છે, મમતાપૂર્વક પરિગ્રહ રાખે છે તથા સગાંવહાલાંની આસક્તિ છોડતા નથી. ધનની કામનાવાળા, સ્ત્રીભોગોમાં ડૂબેલા, અને કામરસમાં લંપટ તે અનાર્યો આજીવિકાને માટે દૂર દૂર વિચરે છે. તેઓ પોતાના વેપારને અર્થે ટોળું જમાવે છે. પરંતુ તેમનો લાભ તો ચાર ગતિવાળો અનંત સંસાર છે. કારણ, આસક્તિનું ફળ હમેશાં દુઃખ જ હોય છે. વળી તેમને સદા લાભ જ થાય છે એમ પણ નથી. તથા તે કાયમ ટકી રહેનારો પણ હોતો નથી. તેઓના વેપારમાં સફળતા અને નિષ્ફળતા બંને રહેલી હોય છે. જ્યારે આ રક્ષણહાર અને જ્ઞાની શ્રમણ તો એવો લાભ સાધે છે, કે જેને આદિ છે પણ અંત નથી. એવા એ અહિંસક, સર્વ જીવો ઉપર અનુકંપાવાળા, ધર્મમાં સ્થિત અને કર્મોનો વિવેક પ્રગટ કરનાર ભગવાનને તમે પોતાનું અકલ્યાણ સાધનારા વાણિયાઓ સાથે સરખાવો છો, તે તમારા અજ્ઞાનને અનુરૂપ જ છે!

'નવું કર્મ ન કરવું, અને અબુદ્ધિનો ત્યાગ કરી, જૂનું કર્મ ખંખેરી નાખવું', એવો ઉપદેશ એ રક્ષણહાર ભગવાન આપે છે. એને જ બ્રહ્મવ્રત

કહેવામાં આવે છે. એ લાભની ઇચ્છાવાળો તે શ્રમણ છે, એ વાત હું કબૂલ કરું છું! [ ૨૦–૨૫ ]

### બૌદ્ધ

ખોળના પિંડાને માણસ જાણી, કોઈ ભાલાથી વીંધી નાખે[૧] અથવા કુમાર જાણીને તુંબડાને તે પ્રમાણે કરે, અને તેને અગ્નિ ઉપર શેકે, તો તેને અમારે મતે પ્રાણીવધનું પાપ લાગે. પરંતુ ખોળનો પિંડો માની કોઈ શ્રાવક માણસને ભાલાથી વીંધી અગ્નિ ઉપર શેકે, અથવા તુંબડું માની કોઈ કુમારને તેમ કરે, તો અમારે મતે તેને પ્રાણીવધનું પાપ ન લાગે, અને તેના વડે બુદ્ધોનું પારણું થાય.

વળી, જે હંમેશાં બે હજાર સ્નાતક ભિક્ષુઓને જમાડે, તે પુણ્યનો મહારાશિ ભેગો કરી, મર્યા બાદ અરૂપધાતુ (નામના સર્વોચ્ચ) સ્વર્ગમાં મહાપ્રભાવશાળી દેવ થાય. [ ૨૬–૨૯ ]

### આર્દ્રક

આમ પ્રાણીની ઉઘાડેછોક હિંસા કરવી, એ સુસંયમી પુરુષોને છાજતું નથી. જેઓ એવો ઉપદેશ આપે છે, અને જેઓ તે સાંભળે છે, તે બંનેને તે અજ્ઞાન અને અકલ્યાણ પ્રાપ્ત કરાવે છે. જેને સંયમ અને પ્રમાદના ત્યાગપૂર્વક અહિંસાધર્મ પાળવો છે, તથા જે સ્થાવરજંગમ પ્રાણીનું સ્વરૂપ સમજે છે, તે તમે કહો છો તેવું કદી કહે કે કરે ખરો? વળી તમે કહો છો તેવું આ દુનિયામાં બને છે પણ ક્યાં? ખોળના પિંડાને કોઈ પુરુષ માની લે એવું ક્યાંય બન્યું છે? જે એવું કહે છે, તે જૂઠો છે અને અનાર્ય છે. [ ૩૦–૩૨ ]

વળી, મનમાં સાચી વાત સમજતા હોવા છતાં બહારથી બીજો ભાવ ધારણ કરવો, એ સંયમી લોકોનું લક્ષણ છે? સ્થૂળ અને પુષ્ટ ઘેટાને મારી, તેને કાપી, તેના માંસને મીઠું નાખી તેલમાં તળી, પીપર

૧. ટીકાકાર એમ કહે છે કે, મ્લેચ્છ લોકો વગેરેએ ધાડ પાડી હોય, તે વખતે કોઈ તેમના હાથમાંથી છૂટી જાય, અને પાછળ આવતા મ્લેચ્છોને છેતરવા પોતાનાં કપડાં ખોળના પિંડા ઉપર નાખીને ચાલ્યો જાય, પછી પેલા મ્લેચ્છો તેને અંધારામાં કે ધમાલમાં માણસ જાણી તેમાં ભાલો ખોસે ઇ૦.

ભભરાવીને તમારા ભોજન માટે તૈયાર કરવામાં આવે છે. પછી તે માંસને નિરાંતે આરોગતા છતાં, 'અમે પાપથી લેપાતા નથી' એવું તમે બોલો છો. એ તમારી રસલંપટતા અને દુષ્ટ સ્વભાવ જ વ્યક્ત કરે છે. જે કોઈ અજ્ઞાની તેવું માંસ ખાય, તેને પાપ લાગે જ. 'અમને દોષ લાગતો નથી,' એવું બોલવું મિથ્યા છે. કુશલ પુરુષો તેવું કાંઈ ખાવાની ઇચ્છા રાખતા નથી.

સર્વ જીવો ઉપર અનુકંપાવાળા મહામુનિ જ્ઞાતપુત્ર તેવો દોષિત આહાર ત્યાગ કરવાની ઇચ્છાથી, પોતાને ઉદ્દેશીને તૈયાર કરેલો આહાર જ સ્વીકારતા નથી. કારણકે, તેવા આહારમાં દોષની શંકા હોય છે જ. જેમને ભૂતપ્રાણીઓને સહેજ પણ દુઃખ થાય એવી પ્રવૃત્તિ નથી કરવી, તેઓને એવો પ્રમાદ કરવો કેમ પાલવે? સંયમી પુરુષનું ધર્મપાલન એવું સૂક્ષ્મ હોય છે. [૩૫, ૩૭-૪૨]

વળી, જે હંમેશાં બબ્બે હજાર સ્નાતક ભિક્ષુઓને જમાડે છે, તેને ભારે અસંયમી કહેવો જોઈએ. લોહીથી ખરડાયેલા હાથવાળો તે પુરુષ આ લોકમાં જ તિરસ્કારને પાત્ર છે. તેને પરલોકમાં ઉત્તમ ગતિ શાની હોય? [૩૬]

જે વાણીથી પાપને ઉત્તેજન મળે છે, તે વાણી કદી ન બોલવી. તેવી તત્ત્વ વિનાની વાણી ગુણોથી રહિત છે. તેમાંય દીક્ષિત કહેવાતા ભિક્ષુએ તો તેવું કદી ન બોલવું. [૩૩]

પરંતુ તમે લોકો તો વસ્તુના રહસ્યનો પાર પામી ગયા છો! અને પ્રાણીઓના કર્મનું ફળ પણ તમે વિચારી લીધું છે! પૂર્વ સમુદ્રથી પશ્ચિમ સમુદ્ર સુધીનું આખું વિશ્વ તમને હથેળીમાં જ દેખાય છે! [૩૪]

### વેદવાદી દ્વિજ

જે હંમેશાં બે હજાર સ્નાતક બ્રાહ્મણોને જમાડે છે, તે પુણ્યનો રાશિ પ્રાપ્ત કરીને દેવ બને છે, એવું વેદવાક્ય છે. [૪૩]

### આર્દ્રક

બિલાડીની પેઠે ઘેર ઘેર ખાવાની કામનાથી ભટકનારા બે હજાર સ્નાતકોને જે જમાડે, તે નરકવાસી થઈ, ફાડીખાવા તલપી રહેલાં પ્રાણી-

ઓથી ભરેલા નરકને પામે છે; દેવલોકને નહીં. દયાધર્મનો ત્યાગ કરી હિંસાધર્મ સ્વીકારનારો મનુષ્ય શીલ વિનાના એક પણ બ્રાહ્મણને જમાડે, તો તે એક નરકમાંથી બીજા નરકમાં ભટકયા કરે છે, તેને દેવગતિ કેમ કરીને હોય? [૪૪–૪૫]

### વેદાંતી[1]

આપણે બંને એક જ – સમાન – ધર્મને અનુસરીએ છીએ, પૂર્વે અનુસર્યા છીએ અને ભવિષ્યમાં પણ અનુસરીશું. આપણા બંનેના ધર્મમાં આચારપ્રધાન (યમનિયમરૂપી) શીલ તથા જ્ઞાનને આવશ્યક કહ્યાં છે. પુનર્જન્મની બાબતમાં પણ આપણને મતભેદ નથી. [૪૬]

પરંતુ, અમે એક, અવ્યકત, લોકવ્યાપી, સનાતન, અક્ષય અને અવ્યય આત્માને[2] માનીએ છીએ. તે બધાં જ ભૂતોને વ્યાપી રહ્યો છે. —જેમ ચંદ્ર તારાઓને. [૪૭]

### આર્દ્રક

જો એમ જ હોય તો પછી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને પ્રેષ્ય, તેમ જ કીડા, પંખી અને સાપ તથા માણસ અને દેવ એવા ભેદ જ ન રહે! તેમ જ (જુદાં જુદાં સુખદુ:ખ અનુભવતાં) તેઓ આ સંસારમાં રખડે પણ કેમ કરીને?

સંપૂર્ણ એવા કેવળજ્ઞાનથી લોકનું સ્વરૂપ પોતે જાણ્યા વિના જેઓ બીજાને ધર્મ ઉપદેશે છે, તેઓ પોતાનો અને બીજાનો બંનેનો નાશ કરે છે. સંપૂર્ણ જ્ઞાનથી લોકનું સ્વરૂપ સમજીને તથા પૂર્ણ જ્ઞાનથી સમાધિયુકત બનીને જે સંપૂર્ણ ધર્મ ઉપદેશે છે, તે પોતે પણ તરે છે અને બીજાને પણ તારે છે.

આમ તુચ્છકારવા લાયક જ્ઞાનવાળા(વેદાંતી)ઓને અને સંપૂર્ણ જ્ઞાન, દર્શન તથા ચારિત્રવાળા(જિનો)ને આપસમજથી સરખા કહીને હે આયુષ્મન્! તું પોતાની જ વિપરીતતા પ્રગટ કરે છે. [૪૮–૫૧]

---

૧. ટીકાકાર તેને એકદંડી કહે છે અને તેના મોંમાં સાંખ્ય દર્શનના સિદ્ધાંત મૂકે છે પરંતુ પછીના શ્લોક ઉપરની ટીકામાં તે કબૂલ કરે છે તેમ, અહીં વેદાંતવાદીનો જ ઉલ્લેખ છે

૨ મૂળ : પુરુષ.

### હસ્તીતાપસ

એક વર્ષમાં એક મહાગજને મારીને, બાકીના જીવો ઉપર અનુકંપાને લીધે અમે એક વર્ષ ગુજરાન ચલાવીએ છીએ. [૫૨]

### આર્દ્રક

એક વર્ષમાં એક પ્રાણી મારો છો માટે કાંઈ તમે દોષમાંથી નિવૃત્ત થયેલા ગણાઓ નહીં; પછી ભલે તમે બાકીના જીવોનો વધ ન કરતા હો. પોતાને નિમિત્તે એક પણ પ્રાણીનો વધ કરનારા તમારામાં અને ગૃહસ્થીઓમાં થોડો જ તફાવત રહે છે. તમારા જેવો આત્માનું અહિત કરનારો મનુષ્ય કેવલજ્ઞાની થઈ શકે નહીં. [૫૩–૫૪]

આવી આવી સ્વકલ્પિત માન્યતાને અનુસરવાને બદલે, જે માણસે જ્ઞાનીની આજ્ઞા અનુસાર પરમ મોક્ષમાર્ગમાં મન વાણી અને કાયાથી સ્થિર થઈ, પોતાના આત્માનું દોષોથી રક્ષણ કર્યું છે, તથા તેમ કરીને સમુદ્ર જેવા આ ભવસમુદ્રને તરવા માટે જેણે સર્વ સામગ્રી પ્રાપ્ત કરી છે, તેવો પુરુષ ભલે બીજાને ધર્મોપદેશ આપે. [૫૫]

એમ કહી, શ્રીસુધર્મસ્વામી થોભ્યા.

# ટિપ્પણો

**ટિપ્પણ નં૦ ૧:** ટીકામાં આર્દ્રક કુમારની વિસ્તૃત જીવનકથા આપેલી છે, તેનો સારાંશ આ પ્રમાણે છે:

મગધદેશમાં વસંતપુર ગામમાં સામાયિક નામનો ગૃહસ્થ રહેતો હતો. ક્રમેક્રમે સંસારથી વિરાગ પામી તે પોતાની સ્ત્રી સાથે ધર્મઘોષ આચાર્ય પાસે દીક્ષા લઈ સાધુ થયો. એક વખત સાધ્વી બનેલી પોતાની સ્ત્રીને જોઈ તેને મોહ ઉત્પન્ન થયો. એ વાતની જાણ તેની સ્ત્રીને થતાં, આમાંથી પોતાનો તથા પતિનો વ્રતભંગ થશે એમ માની, તે સ્ત્રીએ ખાવાપીવાનું છોડી પ્રાણત્યાગ કર્યો. પેલા સાધુએ પણ એ બનાવથી ખિન્ન થઈ, એ જ રીતે પ્રાણત્યાગ કર્યો.

બીજે જન્મે પેલી સાધ્વી વસંતપુરમાં એક શેઠની પુત્રી તરીકે જન્મી અને પેલો સાધુ આર્દ્રકપુરના રાજાનો પુત્ર આર્દ્રકકુમાર થયો. એક વાર તે કુમારે પોતાના પિતાને પોતાના મંત્રી દ્વારા શ્રેણિકરાજાને અમૂલ્ય ભેટો મોકલતો જોયો. એટલે કુતૂહલવશાત્ તેણે પણ તે રાજાના પુત્ર માટે પોતા તરફથી કંઈક ભેટ મોકલી. તેથી ખુશ થઈ, શ્રેણિકરાજાના પુત્ર અભયકુમારે બદલામાં આદિનાથની સુવર્ણપ્રતિમા આર્દ્રકને મોકલાવી. તેને દેખતાં આર્દ્રકના પૂર્વસંસ્કારો જાગ્રત થઈ આવ્યા અને તે સંસાર છોડી ચાલતો થયો.

ફરતો ફરતો તે એક વાર વસંતપુરમાં પેલા શેઠના જ બગીચામાં ધ્યાન ધરતો બેઠો હતો. ત્યાં તે શેઠની પુત્રીએ તેને જોયો. તે પોતાની સખીઓ સાથે બાલક્રીડા કરતી હતી. રમતમાં પોતાને વરની પસંદગી કરવાની આવતાં તેણે તે સાધુને પગ પકડી પોતાના પતિ તરીકે પસંદ કર્યો. વખત જતાં તે કન્યા ઉમરલાયક થઈ ત્યારે તેનો પિતા તેને માટે વરની તપાસ કરવા લાગ્યો. એટલે તે કન્યાએ તેને પોતે નાનપણમાં રમત દરમ્યાન કરેલી પસંદગીની વાત કરી; અને જણાવ્યું કે, હવે હું બીજા કોઈને મારા પતિ તરીકે સ્વીકારીશ નહિ. પિતાએ તેને ઘણી ઘણી સમજાવી પણ તેણે માન્યું નહીં. અંતે તેના પિતાએ કહ્યું કે, સાધુ તો સંસારત્યાગી હોય છે; તે લગ્ન કરી કોઈની સાથે ગૃહસંસાર માંડે નહીં. તેમજ તે સાધુ કોણ હતો, ક્યાંનો હતો તે પણ તું જાણતી નથી. ત્યારે કન્યાએ કહ્યું કે, હું તેમના પગ બરાબર ઓળખું છું. છેવટે તેના પિતાએ તેને સાધુસંન્યાસીઓને ભિક્ષાદાન આપવામાં પોતાનું જીવન વ્યતીત કરવાની સલાહ આપી.

એક દિવસ પેલો સાધુ જ ત્યાં ભિક્ષા લેવા આવી ચડ્યો. તેને પેલી કન્યાએ તરત ઓળખી કાઢ્યો. કન્યાની બધી વાત સાંભળી, પ્રસન્ન થઈ, તેણે

તેની સાથે લગ્ન કર્યું અને એક પુત્ર થતા સુધી ગૃહસ્થી તરીકે તેની સાથે રહેવાનું કબૂલ કર્યું. કાળાનુક્રમે તેને પુત્ર થયો અને તે બોલી ચાલી શકે તેટલી ઉંમરનો થતાં, તેણે સંસાર ત્યાગીને ફરી સાધુ થવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો. એટલે પેલી ચતુર સ્ત્રી તરત રેંટિયો કાંતવા બેઠી. તેના પુત્રે તેને તેમ કરતી જોઈને પૂછ્યું કે, મા તું શું કરે છે? ત્યારે તેણે કહ્યું કે, તારા પિતા આપણને અનાથ છોડી ચાલ્યા જાય છે, અને તું હજી કમાઈ શકે તેટલી ઉંમરનો છે નહિ, એટલે 'અનિંદ્ય તથા સ્ત્રીજનને ઉચિત એવા આ ઉદ્યમથી' તારું હું ભરણપોષણ કરીશ. આ સાંભળી પિતાને પ્રિય એવો તે બાળક કાચા સૂતરનું કોકડું લઈ, પોતાના પિતા બેઠા હતા ત્યાં ગયો અને તેમની આસપાસ તે કાચા સુતરના તાર વીંટતો કહેવા લાગ્યો કે, હવે તમે શી રીતે જવાના છો? બાળકે દીધેલા આંટા પિતાએ ગણી જોયા તો તે બાર થયા. એટલે તેણે બાર વર્ષ ગૃહસ્થી તરીકે રહેવાનું કબૂલ કર્યું. બાર વર્ષ પૂરાં થતાં તે ફરી પ્રવ્રજ્યા લઈ ચાલી નીકળ્યો. રાજગૃહ નગર તરફ આવતાં તેને ગોશાલક, હસ્તીતાપસ, બ્રાહ્મણો વગેરે સાથે વાદવિવાદ થયો. તે હસ્તીતાપસોએ રસ્તામાં એક નવો હાથી પકડીને બાંધ્યો હતો. તે આ સાધુને દેખતાં જ બધા બંધ તોડી નાખી છૂટો થઈ ગયો. આ બધું જાણી શ્રેણિક રાજાએ નવાઈ પામી આર્દ્રકને તેનું કારણ પૂછ્યું. એટલે આર્દ્રકે જવાબ આપ્યો કે, ઘરમાં કાચા સૂતરના તાંતણાથી બંધાયેલો હું છૂટો થઈને નીકળી શક્યો છું, એટલે મને દેખી આ હાથી તેના બળવાન પાશો તોડી શક્યો છે. સૂક્ષ્મ સ્નેહતંતુઓ જ તોડવા દુસ્તર છે.

## અધ્યયન ૭ મું

### નાલંદાનો એક પ્રસંગ

શ્રીસુધર્મસ્વામી બોલ્યા :

પૂર્વે રાજગૃહ[1] નામે નગરની બહાર ઈશાનખૂણામાં નાલંદા નામનો વાસ[2] હતો. તેમાં સેંકડો ભવનો આવેલાં હતાં. [ ૧ ] તેમાં લેપ નામનો એક સંપત્તિમાન ગૃહસ્થ રહેતો હતો. તે લેપ શ્રમણોનો અનુયાયી હતો. નાલંદાવાસમાં ઈશાનખૂણા તરફ તેની 'શેષદ્રવ્યા'[3] નામની એક મનોહર ઉદકશાળા[4] હતી. તેના ઈશાનખૂણામાં હસ્તિયામ નામનું ઉપવન હતું. [ ૨–૪ ] તેમાં આવેલા એકાદ મકાનમાં ભગવાન ગૌતમ[5] રહેતા હતા. તે ઉપવનમાં તેમના ઉપરાંત ભગવાન પાર્શ્વનો[6] અનુયાયી નિર્ગ્રંથ, મેદાર્ય ગોત્રનો ઉદક પેઢાલપુત્ર પણ રહેતો હતો.

એક વખત તે ગૌતમ પાસે આવી કહેવા લાગ્યો [ ૫ ]

હે આયુષ્યમાન ગૌતમ ! કુમારપુત્ર નામના શ્રમણનિર્ગ્રંથો કે જેઓ તમારા મતને અનુસરે છે, તેઓ વ્રત–નિયમ લેવા આવેલા ગૃહસ્થ પાસે એવો નિયમ લેવરાવે છે કે, 'બીજાની જબરદસ્તી બાદ કરતાં, બધું ન

---

૧. જૈનો અને બૌદ્ધોનું ધાર્મિક તીર્થ. ત્યાં બુદ્ધ તેમ જ મહાવીર અનેક વાર ચાતુર્માસ કરીને રહેલા. તેનું અત્યારનું નામ રાજગિર છે. તે બિહારપ્રાંતમાં બિહારથી લગભગ ૧૩–૧૪ માઈલ દક્ષિણે આવેલું છે.

૨. बाहिरिका : નગર બહાર વસેલી વસ્તી.

૩. મુખ્ય મકાન બાંધતાં વધેલા સામાનથી બાંધેલી.

૪. સ્નાનગૃહ.

૫. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં ૧.

૬. ભગવાન મહાવીર પહેલાંના ૨૩મા જૈન તીર્થંકર. પછીથી એ બંનેના અનુયાયીઓ એકત્રિત થઈ ગયા હતા

થઈ શકતું હોય તો થોડું પણ કરવાની ભાવનાથી,[1] (માત્ર) હાલતાં ચાલતાં (અર્થાત્ જંગમ – ત્રસ) પ્રાણીઓની હિંસા હું નહિ કરું.' પરંતુ બધાં પ્રાણીઓ વારાફરતી સ્થાવરજંગમ એવી યોનિઓમાં ભમ્યા જ કરતાં હોય છે. કોઈ વાર સ્થાવર પ્રાણી બીજા જન્મમાં જંગમ થઈને જન્મે છે, કે જંગમ પ્રાણી સ્થાવર થઈને જન્મે છે. એટલે કોઈ પ્રાણી માત્ર સ્થાવર નથી કે માત્ર જંગમ નથી. તેથી ઉપરની પ્રતિજ્ઞાવાળો ગૃહસ્થ સ્થાવર પ્રાણીઓની હિંસા કરવાની પોતાને છૂટ માની જ્યારે તેમની હિંસા કરે છે, ત્યારે તે પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે છે. કારણ કે, આ જન્મમાં સ્થાવર તરીકે જન્મેલા પ્રાણો આગલા જન્મના જંગમ પ્રાણો જ છે. માટે હું કહું છું તેમ નિયમ લેવરાવે તો કશો દોષ ન આવે. જેમકે: 'બીજાની જબરદસ્તી બાદ કરતાં, . . . થોડું પણ કરવાની ભાવનાથી હું અત્યારે જંગમ તરીકે ઉત્પન્ન થયેલાં પ્રાણીઓની હિંસા નહીં કરું.' આ પ્રમાણે નિયમ લે, તો તે ખરો નિયમ લીધો કહેવાય, અને એ પ્રમાણે નિયમ લેવરાવે તો જ ખરો નિયમ લેવરાવ્યો પણ કહેવાય. [૬–૭]

એટલે ભગવાન ગૌતમે તેને કહ્યું :

હે આયુષ્યમાન! મને તારું કહેવું મંજૂર નથી. કારણ કે, તારું કહેવું યથાર્થ નથી, પરંતુ માત્ર બીજાને નાહક મૂંઝવણમાં નાખનારું છે. તેમજ તું પેલા લોકો ઉપર જે પ્રતિજ્ઞાભંગનું આળ મૂકે છે, તે પણ ખોટું છે. કારણ કે, પ્રાણો એક કોટીમાંથી બીજી કોટીમાં જાય છે એ વાત સાચી; પરંતુ જેઓ આ જન્મમાં જંગમ તરીકે ઉત્પન્ન થયા હોય છે, તેમને જ પેલી પ્રતિજ્ઞા લાગુ પડે

૧. મૂળમાં આ શબ્દો છે: 'પેલા ગૃહસ્થે પોતાના પકડાયેલા છ પુત્રો (છોડાવવાનું અશકય લાગ્યું ત્યારે તેઓ)માંથી એકને છોડાવ્યો એ ભાવનાથી' તેની આવી કથા છે.: એક ગૃહસ્થના છ પુત્રો એક વાર રાજાના અપરાધમાં આવી જતાં તેણે તે છયેનો વધ કરવાની આજ્ઞા કરી. તે ગૃહસ્થે રાજા પાસે તેમને માફી આપવાની ઘણી વિનંતી કરી. પરંતુ રાજાએ માન્યું નહિ પછી તેણે અનુક્રમે છમાંથી પાંચને, ચારને, ત્રણને, બેને અને છેવટે વંશ રહે તેટલા પૂરતો એકને બચાવવાની આજીજી કરી. એટલે રાજાએ એક પુત્રને જીવતો રહેવા દીધો.

છે. તમે જેને 'અત્યારે જંગમ તરીકે ઉત્પન્ન થયેલાં' કહો છો, તેમને જ અમે 'જંગમ પ્રાણીઓ' કહીએ છીએ. એટલે એ બંને વાક્યાનો અર્થ સમાન છે. તો પછી હે આયુષ્યમન્! તું શા માટે તેમાંના એકને સાચું કહે છે અને બીજાને ખોટું કહે છે? તારો એ ભેદ ન્યાય્ય નથી. [ ૮–૯ ]

જંગમ પ્રાણીઓ તેમને કહેવાય કે જેમને જંગમ પ્રાણીઓ બનવા માટેના કર્મો ફલ આપવા લાગ્યાં હોય. અને એ કારણે તેમને તેવાં નામકર્મ પ્રાપ્ત થયાં હોય. તે જ પ્રમાણે સ્થાવર પ્રાણીઓનું પણ સમજવું. [ ૧૦–૧૧ ]

પછી ભગવાન ગૌતમે પોતાના મંતવ્યનું ઉદાહરણ આપતાં કહ્યું કે, કેટલાક મનુષ્યો એવો નિયમ લે કે, 'જેમણે મુંડ થઈને ઘરબાર છોડી પ્રવ્રજ્યા લીધી હશે, તેમની અમે મરતા સુધી હિંસા નહિ કરીએ.' તેમણે ગૃહસ્થીઓની હિંસા ન કરવાનો નિયમ લીધો નથી. હવે ધારો કે કોઈ શ્રમણ પ્રવ્રજ્યા લીધા બાદ ચાર પાંચ કે વધુ વરસ ચારે બાજુ રખડી થાકીને પાછો ફરી ગૃહસ્થી થાય. હવે ઉપરનો નિયમ લેનારો માણસ તે ગૃહસ્થ થયેલા શ્રમણને મારી નાખે, તો તેનો શ્રમણને ના મારવાનો નિયમ તૂટ્યો કહેવાય? નહિ જ. તે જ પ્રમાણે જેણે માત્ર જંગમ પ્રાણોની હિંસા છોડી દીધી હોય, તે આ જન્મમાં સ્થાવર બનેલા પ્રાણોની હિંસા કરે, તો તેથી તેના નિયમનો ભંગ ન જ થાય.[૧] [૧૪]

---

૧. આ ઉપરાંત મૂળમાં પ્રથમ ગૃહસ્થ હોઈ હિંસક, તથા પછી સંન્યાસી થઈ અહિંસક બનેલા અને પાછા પાંચ-દશ વર્ષ ગૃહસ્થ થઈ હિંસક બનેલા ગૃહસ્થનો દાખલો છે; તથા દીક્ષા લઈ જૈન શ્રમણ બનેલા ભિક્ષુ સાથે જેમ ખાઈ શકાય અને પાછો ફરી તે ગૃહસ્થી થાય ત્યારે ન ખાઈ શકાય, એવો દાખલો પણ છે. [ ૧૫–૧૬ ]

જો કે ૧૪મા ફકરાને અંતે જેમ તે ફકરામાં આપેલા દૃષ્ટાંતને મુખ્ય દલીલમાં લાગુ કરી આપ્યું છે, તેમ આ બે ફકરાનાં દૃષ્ટાંતોને કરી આપવામાં આવ્યાં નથી.

પછી ઉદકે ભગવાન ગૌતમને બીજો પ્રશ્ન પૂછ્યો : હે આયુષ્માન ગૌતમ! એવો કોઈ વખત આવે ખરો, જ્યારે બધાં જ જંગમ પ્રાણીઓ સ્થાવરકોટીમાં જ ઉત્પન્ન થયાં હોય અને તેથી જંગમ પ્રાણીઓની હિંસા ન કરવા ઇચ્છનાર શ્રમણોપાસકને તેવું વ્રત લેવાપણું અથવા કોઈની હિંસા કરવાપણું જ ન રહે? [૧૨]

ભગવાન ગૌતમે જવાબ આપ્યો : ના. અમારે મતે તેવું કદી બની શકે નહીં. કારણ, બધાં જ પ્રાણીઓની મતિ અને કૃતિ એકસાથે એવી હીન થઈ જાય કે જેથી તે બધાં સ્થાવર પ્રાણીઓ તરીકે જ જન્મે, એવું બનવું સંભવિત નથી. કારણ, દરેક સમયે જુદી જુદી શક્તિ અને પુરુષાર્થવાળા પ્રાણો પોતપોતાને માટે ભિન્ન ભિન્ન ગતિ તૈયાર કરી રહ્યા હોય છે. [૧૩] જેમ કે, કેટલાક પ્રવ્રજ્યા લેવાની શક્તિ વિનાના શ્રમણોપાસકો એમ વિચારે કે, અમારાથી ભિક્ષુપણું તો સ્વીકારાય તેમ નથી; પરંતુ અમે ચૌદશ, આઠમ, પડવો અને પૂનમે પરિપૂર્ણ પોષધવ્રત[૧] પાળીશું અને સ્થૂલ હિંસાત્યાગ, સ્થૂલ અસત્યત્યાગ વગેરે અણુવ્રતો સ્વીકારીશું, તથા અમારી ઇચ્છાઓની મર્યાદા બાંધીશું. તે પ્રમાણે લીધેલું વ્રત બરાબર પાળી, તેઓ મર્યા બાદ શુભ એવી દેવગતિ અથવા સુંદર કુળવાળી મનુષ્યગતિ પ્રાપ્ત કરે છે; જ્યારે બીજા કેટલાક શ્રમણોપાસકો સાધુ થવા કે ઉપર પ્રમાણે પોષધાદિવ્રત પાળવા પણ પોતાને શક્તિમાન ન માની, માત્ર અંત સમયે બધાં પાપ ત્યાગવાનું સંલેખનાવ્રત[૨] લેવા રાજી હોય છે. તેઓ તે પ્રમાણે કરીને, મર્યા બાદ ઉત્તમ દેવગતિ પામે છે. જ્યારે બીજા કેટલાક મોટી ઇચ્છાઓ, પ્રવૃત્તિઓ અને પરિગ્રહોવાળા અધાર્મિક પુરુષો માત્ર ત્રસ જીવોની હિંસા એકલી જ ત્યાગે છે; તેઓ પોતાનાં બીજાં પાપકર્મોને કારણે દુર્ગતિ પામે છે. જ્યારે બીજા કેટલાક મોટી ઇચ્છાઓ, પ્રવૃત્તિઓ અને પરિગ્રહો વિનાના ધાર્મિક પુરુષો માત્ર ત્રસ જીવોની હિંસા ત્યાગીને સદ્ગતિ પ્રાપ્ત કરે છે; વળી બીજા કેટલાક અલ્પ ઇચ્છા, પ્રવૃત્તિ અને પરિગ્રહવાળા ધાર્મિક પુરુષો ત્રસ

૧. જુઓ પાન ૧૯૭ ઉપરની નોંધ.
૨ જુઓ પાન ૧૯૮ ઉપરની નોંધ.

જીવોની હિંસા એકલી જ તજીને તથારૂપ સદ્ગતિ પ્રાપ્ત કરે છે. જ્યારે બીજા કેટલાક અરણ્યમાં, આશ્રમોમાં કે ગામ બહાર રહેનારા તથા ગુપ્ત ક્રિયા અને સાધના કર્યા કરનારા તાપસો વગેરે સંયમ અને વિરતિ ન સ્વીકારી, તથા કામભોગોમાં આસક્ત અને મૂર્છિત રહી, પોતાને માટે અસુરો અને પાતકીઓનાં સ્થાનમાં જન્મવારૂપી તથા ત્યાંથી છૂટીને પણ અંધ, બધિર કે મૂક તરીકે જન્મવારૂપી દુર્ગતિ તૈયાર કરે છે. [૧૭–૨૨]

વળી કેટલાક શ્રમણોપાસકો કે જેમનાથી પોષધવ્રત કે મારણાંતિક સંલેખના વ્રત વગેરે આકરાં વ્રતો પાળી શકાય એમ હોતું નથી, તેઓ પોતાની પ્રવૃત્તિના સ્થાનની મર્યાદા ઘટાડતા જવારૂપી સામાયિક દેશાવકાશિક વ્રત લે છે. આમ તેઓ તે મર્યાદા બહારનાં બધાં પ્રાણીઓની હિંસાનો ત્યાગ કરે છે. અને મર્યાદાની અંદર પણ જંગમ પ્રાણીઓની હિંસા ન કરવાનું વ્રત લે છે. હવે તે મર્યાદામાંના સ્થાવરજંગમ પ્રાણો પોતાનું આયુષ્ય પૂરું થયે તે મર્યાદામાંના જ જંગમ પ્રાણો તરીકે જન્મે છે, [૨૬] અથવા તે મર્યાદામાંના સ્થાવર પ્રાણો તરીકે જ જન્મે છે,[૧] અથવા તે મર્યાદા બહારના સ્થાવર કે જંગમ પ્રાણો તરીકે જન્મે છે. તે જ પ્રમાણે તે મર્યાદા બહારના જે જંગમ કે સ્થાવર પ્રાણો હોય છે, તે પણ આયુષ્ય પૂરું થયે તે મર્યાદામાંના જંગમ પ્રાણો તરીકે જન્મે છે, કે તે મર્યાદામાંના સ્થાવર પ્રાણો તરીકે જન્મે છે, કે તે મર્યાદા બહારના સ્થાવર કે જંગગ પ્રાણો તરીકે જન્મે છે. [૨૭–૩૪]

આમ, જ્યાં જુદા જુદા પ્રાણો પોતપોતાનાં જુદાં જુદાં કર્મો અનુસાર જુદી જુદી ગતિ પામ્યા જ કરે છે, ત્યાં કોઈ વખત એવું કેમ કરીને બને કે જ્યારે બધા જ એક સમાન જ ગતિ પામ્યા હોય? [૩૫] વળી જુદાં જુદાં પ્રાણીઓ જુદા જુદા આયુષ્યવાળાં પણ હોય છે. એટલે તેઓ જુદે જુદે સમયે મરણ પામી જુદી જુદી ગતિ પ્રાપ્ત કરે છે.

---

૧. 'કે જેમનું કાંઈ પ્રયોજન વિના (અનર્થ) હિંસા ન કરવાનું તેણે વ્રત લીધું હોય છે' — એવો ભાગ સ્થાવર પ્રાણોના ઉલ્લેખ પછી આવ્યા કરે છે.

એટલે એવું પણ કદી ન બને કે બધાં પ્રાણીઓ એક સાથે જ મરણ પામી, એક સરખી ગતિ પ્રાપ્ત કરે કે જેથી કોઈને વ્રત લેવાપણું કે હિંસા કરવાપણું જ ન રહે! [૨૩-૨૫]

આમ ઉદકના સ્વભાવને અનુકૂળ ( લાંબો લાંબો ) જવાબ આપી, ભગવાન ગૌતમ તેને સલાહરૂપે કહેવા લાગ્યા કે, હે આયુષ્માન ઉદક! જે મનુષ્ય, પાપકર્મ ત્યાગવાને અર્થે જ્ઞાનદર્શનચારિત્ર પ્રાપ્ત કરીને પણ બીજા કોઈ શ્રમણબ્રાહ્મણની ખોટી નિંદા કરે છે, તે ભલે ને પોતાને તેમનો મિત્ર માનતો હોય, તો પણ પોતાનો પરલોક બગાડે છે.

ત્યારબાદ પેઢાલપુત્ર ઉદક ભગવાન ગૌતમને નમસ્કાર વગેરે આદર કર્યા વિના જ પાછો પોતાને ઠેકાણે ચાલવા માંડ્યો. [૩૬] એટલે ગૌતમે તેને ફરીથી કહ્યું, હે આયુષ્મન્ ! કોઈ શિષ્ટ શ્રમણ કે બ્રાહ્મણ પાસે ધર્મયુક્ત એક પણ આર્ય સુવાક્ય સાંભળવાનું કે શીખવાનું મળવાથી આપણને આપણી બુદ્ધિથી વિચારતાં એમ લાગે કે, આજે આમણે મને ઉત્તમ યોગ-ક્ષેમના સ્થાને પહોંચાડ્યો, તો તે માણસે પેલા શ્રમણબ્રાહ્મણનો આદર કરવો જોઈએ, પૂજ્યબુદ્ધિથી તેને નમસ્કાર કરવા જોઈએ, તેનું સંમાન કરવું જોઈએ, તથા કલ્યાણકારી મંગળમય દેવતાની જેમ અથવા દેવમંદિરની જેમ તેની ઉપાસના કરવી જોઈએ. [૩૭]

એટલે પેઢાલપુત્ર ઉદકે ભગવાન ગૌતમને કહ્યું :

આવા શબ્દો પૂર્વે મેં કદી જાણ્યા નહોતા કે સાંભળ્યા નહોતા, તથા કોઈએ મને કહ્યા નહોતા. તેથી હું તે પ્રમાણે વર્ત્યો નથી. પણ હે ભગવાન, હવે એ શબ્દો સાંભળીને મને તે શબ્દો ઉપર શ્રદ્ધા, વિશ્વાસ તથા રુચિ પ્રાપ્ત થયાં છે. અને હું કબૂલ કરું છું કે, તમારું કહેવું બરાબર છે. [૩૮]

એટલે ભગવાન ગૌતમે તેને કહ્યું : હે આર્ય! એ શબ્દો ઉપર શ્રદ્ધા, વિશ્વાસ અને રુચિ કર. કારણ, અમે જે કહ્યું છે તે બરાબર છે.

પછી પેઢાલપુત્ર ઉદકે ભગવાન ગૌતમને કહ્યું :

હે ભગવન્! તમારી પાસે હું ચાર વ્રતવાળા[1] ધર્મમાંથી પાંચ મહાવ્રતવાળા તથા પ્રતિક્રમણવિધિવાળા[2] ધર્મમાં આવવું ઇચ્છું છું. [ ૩૯ ]

ત્યારે ભગવાન ગૌતમે તેને કહ્યું : તને જેમ સુખ થાય તેમ કર.

એટલે પેઢાલપુત્ર ઉદકે ભગવાન મહાવીર પાસે પાંચમહાવ્રતવાળો અને પ્રતિક્રમણવિધિવાળો ધર્મ સ્વીકાર્યો. [ ૪૦ ]

આમ કહી, શ્રીસુધર્મસ્વામી થોભ્યા.

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩. પાર્શ્વનાથનો ધર્મ પ્રતિક્રમણ વિનાનો છે; કારણ કે, તેમના સાધુઓ કારણ હોય ત્યારે જ પ્રતિક્રમણ કરે છે; નહીં તો નથી કરતા. અને મહાવીર જિનના સાધુઓ તો કારણ હોય કે ન હોય પણ પ્રતિક્રમણ અવશ્ય કરે છે. માટે મહાવીર જિનનો ધર્મ પ્રતિક્રમણ-વાળો છે.

# ટિપ્પણો

**ટિપ્પણ નં૦ ૧:** ગૌતમ ઇંદ્રભૂતિ એ મહાવીરના મુખ્ય શિષ્ય હતા તથા તેમના અગિયાર ગણધરોમાંના એક હતા. તે પૂર્વાશ્રમમાં બ્રાહ્મણ હતા. તેમના પિતાનું નામ વસુભૂતિ અને માતાનું નામ પૃથિવી હતું. તે ઈ. સ. પૂ. ૬૦૭માં રાજગૃહ નજીક ગોબ્બર ગામમાં જન્મ્યા હતા. તે પોતે વેદવિદ્ અધ્યાપક હતા અને તેમનું શિષ્યવૃંદ મોટું હતું. તે મહાવીરના અનુયાયી કેવી રીતે થયા તેનું વર્ણન આ ગ્રંથના ઉપોદ્ઘાતની શરૂઆતમાં આપેલું છે. પરંતુ એક વાર જૈન થયા બાદ તેમનો મહાવીર સ્વામી પ્રત્યેનો અનુરાગ સૌથી ઉત્કટ હતો. તે અનુરાગ જ તેમને અંતિમ કેવળજ્ઞાન પ્રાપ્ત થવામાં આડે આવતો હતો. આથી ભગવાન મહાવીરે તેમને પોતાના નિર્વાણની રાત્રીને આગલે દિવસે નજીકના ગામમાં કોઈ દેવશર્મા નામના બ્રાહ્મણને ઉપદેશ આપવા મોકલી દીધા. પછી પાછલી રાતે ભગવાન નિર્વાણ પામ્યા. પાછા ફરતાં તે સમાચાર જાણી, ગૌતમ મહાશોકમાં મગ્ન થઈ ગયા; અને તે દરમ્યાન જ તેમને કેવળજ્ઞાન થઈ ગયું. આ સૂત્રમાં જ તેમને ભગવાન તરીકે ઉલ્લેખ્યા છે, એ ઉપરથી સંઘમાં તેમનું સ્થાન કેટલું ઊંચું હશે તે દેખાઈ આવે છે.

**ટિપ્પણ નં૦ ૨:** પાર્શ્વનાથનો ધર્મ ચાતુર્યામિક કહેવાતો. કારણ કે, તેમના સિદ્ધાંતમાં, બ્રહ્મચર્યવ્રતનો પરિગ્રહવ્રતમાં જ સમાવેશ કરી લેવામાં આવેલો હોવાથી, અહિંસા, સત્ય, અચૌર્ય અને અપરિગ્રહ એ ચાર જ યામો હતા. પરંતુ વખત જતાં ધીમે ધીમે સાધુઓ ધીટ થતા ગયા અને બ્રહ્મચર્યનો વ્રત તરીકે સ્પષ્ટ ઉલ્લેખ ન હોવાથી તેનું પાલન કરવાની અગત્ય કબૂલ ન કરવા લાગ્યા. એટલે ભગવાન મહાવીરે, બ્રહ્મચર્યને પાંચમા મહાવ્રત તરીકે જુદું પાડયું. જુઓ ઉતરાધ્યયન ૨૩–૨૬.

**ટિપ્પણ નં૦ ૩:** પોતે રોજ કરેલાં કર્મો રોજ તપાસી જવાં તથા કરેલા પાપકર્મનો ખેદ કરી, ગુરુ આગળ કબૂલ કરી, ફરી તેને ન કરવાના નિશ્ચય સાથે પ્રાયશ્ચિત્ત સ્વીકારવાના વિધિને પ્રતિક્રમણવિધિ કહે છે.

# સૂત્રકૃતાંગમાંનાં સુભાષિતો

૧

चित्तमन्तमचित्तं वा, परिगिज्झ किसामवि ।

अन्नं वा अणुजाणाइ, एवं दुक्खा ण मुच्चइ ॥

જ્યાં સુધી માણસ (કામિનીકાંચન વગેરે) સચિત્ત કે અચિત્ત પદાર્થોમાં આસક્તિવાળો છે,[1] ત્યાં સુધી તે દુઃખમાંથી મુક્ત થતો નથી. (૧–૧–૨)

सयं तिवायए पाणे, अदुवाऽन्नेहिं घायए ।

हणन्तं वाऽणुजाणाइ, वेरं वड्ढइ अप्पणो ॥

જ્યાં સુધી માણસ (પોતાના સુખ માટે) બીજા પ્રાણોની હિંસા કર્યા કરે છે,[2] ત્યાં સુધી તે પોતાનું વેર વધાર્યા કરે છે. (૧–૧–૩)

एयं खु नाणिणो सारं, जन्न हिंसइ किंचण ।

अहिंसासमयं चेव, एतावन्तं वियाणिया ॥

જ્ઞાનીના જ્ઞાનનો સાર એ છે કે, તે કોઈની હિંસા કરતો નથી. અહિંસાનો સિદ્ધાંત પણ એટલો જ છે. (૧–૪–૧૦)

संबुज्झह ! किं न बुज्झह ? संबोही खलु पेच्च दुल्लहा ।

णो हूवणमंति राइओ, नो सुलभं पुणरावि जीवियं ॥

જાગો! તમે સમજતા કેમ નથી? મૃત્યુ બાદ જ્ઞાન પ્રાપ્ત થવું દુર્લભ છે. વીતી ગયેલી રાત્રીઓ પાછી આવતી નથી અને મનુષ્યજન્મ ફરી મળવો સહેલો નથી. (૨–૧–૧)

---

૧. મૂળમાં : "અથવા બીજાઓ તેમ કરતા હોય તેને અનુમતિ આપે છે" એટલું વધારે છે.

૨. અહીં પણ મૂળમાં : "જાતે કરે, બીજા પાસે કરાવે કે કોઈ કરતો હોય તેને અનુમતિ આપે" એટલું વધારે છે.

जमिणं जगती पुढो जगा, कम्मेहिं लुप्पंति पाणिणो ।
सयमेव कडेहिं गाहइ, णो तस्स मुच्चेज्जऽपुट्ठयं ॥

જગતમાં પ્રાણીઓ પોતાનાં કર્મોથી જ દુઃખી થાય છે, અને સારીમાઠી દશા પ્રાપ્ત કરે છે. કરેલું કર્મ ફળ દીધા વિના કદી અલગ થતું નથી. (૨–૧–૪)

जे यावि बहुस्सुए सिया, धम्मिय माहण भिक्खुए सिया ।
अभिणूमकडेहिं मुच्छिए, तिव्वं ते कम्मेहिं किच्चति ॥

માણસ ભલેને બહુ શાસ્ત્રો ભણેલો હોય, ધાર્મિક હોય, બ્રાહ્મણ હોય કે ભિક્ષુ હોય, પરંતુ જો તેનાં કર્મો સારાં ન હોય,[1] તો તે દુઃખી થવાનો જ. (૨–૧–૭)

जइ वि य णिगणे किसे चरे, जइ वि य भुंजिय मासमंतसो ।
जे इह मायाइ मिज्जइ, आगंता गब्भाय णंतसो ॥

કોઈ ભલે નગ્નાવસ્થામાં વિચરે, કે મહિનાને અંતે એક વાર જ ખાય; પણ જો તે માયાયુક્ત હોય, તો તે વારંવાર ગર્ભવાસ પામવાનો. (૨–૧–૯)

पुरिसोवरम पावकम्मुणा, पलियन्तं मणुयाण जीवियं ।
सन्ना इह काममुच्छिया, मोहं जन्ति नरा असंवुडा ॥

હે મનુષ્ય! પાપકર્મથી નિવૃત્ત થા. માણસનું જીવિત અલ્પ છે. જગતના પદાર્થોમાં આસક્ત અને કામભોગોમાં મૂર્છિત એવા અસંયમી લોકો મોહ પામ્યા જ કરે છે. (૨–૧–૧૦)

ण य संखयमाहु जीवियं, तह वि य बालजणो पगब्भई ।
बाले पापेहिं मिज्जई, इति संखाय मुणी ण मज्जई ॥

જીવિત ફરી સાંધી શકાય તેવું નથી એમ ડાહ્યા પુરુષો વારંવાર કહે છે, છતાં મૂઢ મનુષ્યો ધૃષ્ટતાપૂર્વક પાપોમાં મગ્ન રહ્યા કરે છે. એ જોઈ મુનિ પ્રમાદ ન કરે. (૨–૨–૨૧)

---

[1] મૂળ : 'અસદાચરણમાં મૂર્છિત હોય.'

महयं पलिगोव जाणिया, जा वि य वंदणपूयणा इहं ।
सुहुमे सल्ले दुरुद्धरे, विउमंता पयहिज्ज संथवं ॥

આ જગતનાં વંદનપૂજનને કાદવના ખાડા જેવાં જાણવાં. એ કાંટો બહુ સૂક્ષ્મ છે, તથા મહા મુશ્કેલીએ કાઢી શકાય તેવો છે. માટે વિદ્વાને તેની સરસા ન જવું. (૨–૨–૧૧)

अग्गं वणिएहि आहियं, धारेन्ती राइणिया इहं ।
एवं परमा महव्वया, अक्खाया उ सराइभोयणा ॥

દૂર દેશાવરથી વેપારીઓએ આણેલાં રત્નો રાજાઓ જ ધારણ કરી શકે છે. તેમ રાત્રીભોજનત્યાગ સાથેનાં આ મહાવ્રતો પણ કોઈ વીરલા જ ધારણ કરી શકે છે. (૨–૩–૩)

वाहेण जहा व विच्छए, अबले होइ गवं पचोइए ।
से अन्तसो अप्पथामए, नाइवहे अबले विसीयइ ॥

एवं कामेसणं विऊ, अज्ज सुए पयहेज्ज संथवं ।
कामी कामे ण कामए, लद्धे वा वि अलद्ध कण्हुई ॥

નબળા બળદને તેનો હાંકેડુ ગમે તેટલો મારીઝૂડીને હાંકે, પણ તે ઊલટો ગળિયો બનતો જાય છે, અને છેવટે ભાર ખેંચવાને બદલે થાકીને બેસી પડે છે. તેવી સ્થિતિ વિષયરસ ચાખેલા માણસની છે. પરંતુ તે વિષયો તો આજે કે કાલે છોડીને ચાલ્યા જવાના છે એમ વિચારી, કામી પુરુષે પ્રાપ્ત થયેલા કે કોઈક કારણથી પ્રાપ્ત ન થયેલા કામોની વાસના છોડી દેવી. (૨–૩–૫, ૬)

मा पच्छ असाधुता भवे, अच्चेही अणुसास अप्पगं ।
अहियं च असाहु सोयई, से थणई परिदेवई बहुं ॥

અંતે પસ્તાવું ના પડે માટે અત્યારથી જ આત્માને ભોગોમાંથી છૂટો કરી સમજાવો. કામી પુરુષ અંતે ઘણો પસ્તાય છે અને વિલાપ કરે છે. (૨–૩–૭)

इणमेव खणं वियाणिया, णो सुलभं बोहिं च आहियं ।

एवं सहिएऽहिपासए, आह जिणे इणमेव सेसगा ॥

વર્તમાન કાળ એ જ એકમાત્ર તક છે! અને બોધપ્રાપ્તિ સુલભ છે નહીં. એમ સમજી, પોતાના કલ્યાણમાં તત્પર થાઓ! અત્યારના જિનો પણ એમ જ કહે છે, ભવિષ્યના પણ એમ જ કહેશે. (૨–૩–૧૯)

जेहिं काले परिक्कन्तं, न पच्छा परितप्पए ।

ते धीरा बन्धणुम्मुक्का, नावकंखन्ति जीवियं ॥

જેઓ યોગ્ય સમયે પરાક્રમ કરે છે, તેઓ જ પાછળથી પસ્તાતા નથી. તે ધીર પુરુષો બંધનોમાંથી ઉન્મુક્ત હોઈ, જીવિતમાં આસક્તિ વિનાના હોય છે. (૩–૪–૧૫)

जेहिं नारीण संजोगा, पूयणा पिट्ठओ कया ।

सव्वमेयं निराकिच्चा, ते ठिया सुसमाहिए ॥

જેઓ કામભોગો અને પૂજનસત્કારને ત્યાગી શક્યા છે, તેઓએ બધું જ ત્યાગ્યું છે. તેવા લોકો જ મોક્ષમાર્ગમાં સ્થિત થઈ શક્યા છે. (૩–૪–૧૭)

उदगेण जे सिद्धिमुदाहरन्ति, सायं च पायं उदगं फुसन्ता ।

उदगस्स फासेण सिया य सिद्धी, सिज्झिंसु पाणा बहवे दगंसि ॥

સવારસાંજ નાહવાથી જ જો મોક્ષ મળતો હોય, તો પાણીમાં રહેનારા કેટલાય જીવો મુક્ત થઈ જાય. (૭–૧૪)

उदयं जई कम्ममलं हरेज्जा, एवं सुहं इच्छामित्तमेव ।

अंधं व णेयारमणुस्सरित्ता, पाणाणि चेवं विणिहन्ति मन्दा ॥

પાણી જો પાપકર્મો ધોઈ નાખતું હોય, તો પુણ્યકર્મોને પણ ધોઈ નાખે! એટલે તેમનો સિદ્ધાંત મનોરથમાત્ર છે. આંધળા નેતાને અનુસરનારાની પેઠે તે મૂઢ લોકો નિરર્થક જીવહિંસા કર્યા કરે છે. (૭–૧૬)

भारस्स जाआ मुणि भुञ्जएज्जा, कंखेज्ज पावस्स विवेग भिक्खू ।

दुक्खेण पुट्ठे धुयमाइएज्जा, संगामसीसे व परं दमेज्जा ॥

મુનિએ સંયમના નિર્વાહાર્થે જ આહાર ગ્રહણ કરવો; પોતામાંથી સર્વ પાપો દૂર થાય એમ ઇચ્છવું; તથા દુઃખો આવી પડે તો સંયમનું શરણ લઈ, સંગ્રામને મોખરે ઝઝૂમતો હોય તેમ આંતર શત્રુને દબાવવો. (૭–૨૯)

पमायं कम्ममाहंसु, अप्पमायं तहावरं ।
तब्भावादेसओ वा वि, बालं पण्डियमेव वा ॥

પ્રમાદ એ કર્મ છે અને અપ્રમાદ એ અકર્મ છે. તે બે હોય કે ન હોય તે ઉપરથી માણસ પંડિત કે મૂર્ખ કહેવાય છે.( ૮–૩ )

जं किंचुवक्कमं जाणे, आउक्खेमस्स अप्पणो ।
तस्सेव अन्तरा खिप्पं, सिक्खं सिक्खेज्ज पण्डिए ॥

પોતાના જીવનના કલ્યાણનો જે કોઈ ઉપાય જાણવામાં આવે, તે બુદ્ધિશાળી મનુષ્યે જીવન દરમ્યાન તરત જ શીખી લેવો. ( ૮–૧૫ )

सुयं मे इदमेगेसिं, एयं वीरस्स वीरियं ।
सातागारवणिहुए, उवसन्ते निहे चरे ॥

બુદ્ધિમાન પુરુષો પાસેથી મેં સાભળ્યું છે કે, સુખશીલતાનો ત્યાગ કરી, કામનાઓને શાંત કરવી તથા નિરીહ થવું એ જ વીરનું વીરત્વ છે. ( ૮–૧૮ )

जे याबुद्धा महाभागा, वीरा असमत्तदंसिणो ।
असुद्धं तेसिं परक्कन्तं, सफलं होइ सव्वसो ॥

જેઓ વસ્તુનું તત્ત્વ સમજ્યા નથી, તેવા મિથ્યાદૃષ્ટિવાળા પુરુષો લોકોમાં પૂજ્ય ગણાતા હોય તેમ જ ધર્માચરણમાં મહા વીર જેવા હોય, તો પણ તેઓનો બધો પુરુષાર્થ અશુદ્ધ છે અને તેનાથી તેમને બંધન જ થાય છે. ( ૮–૨૨ )

जे य बुद्धा महाभागा वीरा सम्मत्तदंसिणो ।
सुद्धं तेसिं परक्कन्तं, अफलं होइ सव्वसो ॥

પરંતુ જે પુરુષો વસ્તુનું તત્ત્વ સમજ્યા છે, તેવા જ્ઞાની પુરુષોનું ધર્માચરણ શુદ્ધ છે અને તેને લીધે તેઓ બંધાતા નથી. ( ૮–૨૩ )

तेसिं पि न तवो सुद्धो, निक्खन्ता जे महाकुला ।

जं नेवन्ने वियाणन्ति, न सिलोगं पवेज्जए ॥

મોટા કુળમાં ઉત્પન્ન થયેલા હોઈને જેઓએ સંન્યાસ લીધો હોય, અને જેઓ મહા તપસ્વી હોય, તેવાઓનું તપ પણ જો કીર્તિની ઇચ્છાથી થયેલું હોય તો તે શુદ્ધ નથી. જે તપ બીજા જાણતા નથી, તે જ ખરું તપ છે. પોતાની પ્રશંસા કદી ન કરવી. (૮–૨૪)

अप्पपिण्डासि पाणासि, अप्पं भासेज्ज सुव्वए ।

खन्तेऽभिनिव्वुडे दन्ते, वीतगिद्धी सया जए ॥

સુંદર વ્રત ધારણ કરનારા પુરુષે થોડું ખાવું, થોડું પીવું અને થોડું બોલવું; તથા ક્ષમાયુક્ત, નિરાતુર, જિતેંદ્રિય અને કામનારહિત થઈ, સદા પ્રયત્નશીલ રહેવું. (૮–૨૫)

लद्धे कामे ण पत्थेज्जा, विवेगे एवमाहिए ।

आयरियाइं सिक्खेज्जा, बुद्धाणं अन्तिए सया ॥

પ્રાપ્ત થયેલા કામભોગોમાં પણ ઇચ્છા ન થવી એનું નામ વિવેક. પોતાના આચાર હંમેશાં ડાહ્યા પુરુષો પાસેથી શીખવા. (૯–૩૨)

सुस्सूसमाणो उवासेज्जा, सुप्पन्नं सुतवस्सियं ।

वीरा जे अत्तपन्नेसी, धिइमन्ता जिइन्दिया ॥

મુમુક્ષુએ પ્રજ્ઞાયુક્ત, તપસ્વી, પુરુષાર્થી, આત્મજ્ઞાનના વાંછુક, ધૃતિમાન તથા જિતેંદ્રિય ગુરુને હંમેશાં શુશ્રૂષાપૂર્વક સેવવા. (૯–૩૩)

अगिद्धे सद्दफासेसु आरम्भेसु अणिस्सिए ।

सव्वं तं समयातीतं, जमेयं लवियं बहु ॥

શબ્દાદિ વિષયોમાં અલુબ્ધ રહે અને નિંદિત કર્મો ન કરે; (એ મુખ્ય ધર્માચરણ છે.) બાકી બધું જે લંબાણથી કહ્યું છે, તે સિદ્ધાંત બહારનું છે. (૯–૩૫)

जे आयओ परओ वा वि णच्चा, अलमप्पणो होन्ति अलं परेसिं ।

तं जोइभूतं च सयावसेज्जा, जे पाउकुज्जा, अणुवीइ धम्मं ॥

પોતાની અંદર તેમજ બહાર—એમ બંને રીતે સત્યને જાણીને જેઓ પોતાને તેમ જ બીજાને તારવાને સમર્થ છે, તેવા જગતના જ્યોતિરૂપ તથા ધર્મનો સાક્ષાત્કાર કરી તેને પ્રગટ કરનાર ( મહાત્મા )ની સોબતમાં હંમેશ રહેવું. (૧૨-૧૯)

णिक्किंचणे भिक्खु सुलूहजीवी, जे गारवं होइ सिलोगकामी ।

आजीवमेयं तु अबुज्झमाणो, पुणोपुणो विप्परियासुवेन्ति ॥

સર્વસ્વનો ત્યાગ કરીને લૂખાસૂખા આહાર ઉપર જીવનારો બનીને પણ જે ગર્વિષ્ટ તથા સ્તુતિની કામનાવાળો હોય છે, તેનો સંન્યાસ એ તેની આજીવિકા છે. જ્ઞાન પામ્યા વિના તે ફરી ફરી સંસારમાં ભટકશે.

एवं ण से होइ समाहिपत्ते, जे पन्नवं भिक्खु विउक्कसेज्जा ।

अहवा वि जे लाहमयावलित्ते, अन्नं जणं खिसइ बालपन्ने ॥

જે માણસ પોતાની પ્રજ્ઞાને કારણે કે બીજી કોઈ વિભૂતિને કારણે મદમત્ત થઈ બીજાનો તિરસ્કાર કરે છે, તે સમાધિ પ્રાપ્ત કરી શકતો નથી. (૧૩-૧૪)

गन्थं विहाय इह सिक्खमाणो, उट्ठाय सुबम्भचेरं वसेज्जा ।

ओवायकारी विणयं सुसिक्खे, जे छेय से विप्पमायं न कुज्जा ॥

શાસ્ત્ર શીખવા ઇચ્છનારાએ કામભોગોનો ત્યાગ કરી, પ્રયત્નપૂર્વક બ્રહ્મચર્યનું સેવન કરવું તથા ગુરુની આજ્ઞાનું પાલન કરતા કરતા ચારિત્રની શિક્ષા પ્રાપ્ત કરવી. ચતુર શિષ્યે પ્રમાદ ન કરવો. (૧૪-૧)

संखाइ धम्मं च वियागरन्ति, बुद्धा हु ते अन्तकरा भवन्ति ।

ते पारगा दोण्ह वि मोयणाए, संसोधियं पण्हमुदाहरन्ति ॥

ધર્મનો સાક્ષાત્કાર કરીને જે જ્ઞાનીઓ ઉપદેશ આપે છે, તેઓ જ સંશયનો અંત લાવી શકે છે. પોતાની તેમજ બીજાની એમ બંનેની મુક્તિ સાધનારા તેઓ જમાનાઓથી પુછાતા પ્રશ્નોનો નિવેડો આપી શકે છે. [૧૪-૧૮]

अन्ताणि धीरा सेवन्ति, तेण अन्तकरा इह ।

इह माणुस्सए ठाणे, धम्ममाराहिउं णरा ॥

બુદ્ધિમાન પુરુષો (વસ્તુઓના) અંત સેવે છે માટે જ સંસારનો અંત લાવી શકે છે. મનુષ્યલોકમાં આપણે ધર્મની આરાધના માટે જ મનુષ્ય થયા છીએ. (૧૫-૧૫)

ખંડ ૨

धम्मं कहन्तस्स उ णत्थि दोसो, खन्तस्स दन्तस्स जिइन्दियस्स ।
भासाय दोसे य विवज्जगस्स, गुणे य भासाय णिसेवगस्स ॥

ધર્મ કહેવામાત્રથી દોષ લાગતો નથી, — જો તે કહેનાર ક્ષાંત હોય, દાંત હોય, જિતેંદ્રિય હોય, વાણીના દોષો ત્યાગનારો હોય અને વાણીના ગુણો સેવનારો હોય. (૬-૫)

वायाभियोगेण जमावहेज्जा, णो तारिसं वायमुदाहरेज्जा ।
अट्ठाणमेयं वयणं गुणाणं, णो दिक्खिए बूय सुरालमेयं ॥

જે વાણી બોલવાથી પાપને ઉત્તેજન મળે, તે વાણી કદી ન બોલવી. દીક્ષિત ભિક્ષુએ ગુણોથી રહિત તથા તથ્ય વિનાનું કાંઈ ન બોલવું. (૬-૩૩)

बुद्धस्स आणाए इमं समाहिं, अस्सिं सुठिच्चा तिविहेणं ताई ।
तरिउं समुद्दं व महाभवोघं, आयाणवं धम्ममुदाहरेज्जा ॥

જ્ઞાનીની આજ્ઞાનુસાર મોક્ષમાર્ગમાં મન વાણી અને કાયા – એમ ત્રણે પ્રકારે સ્થિત થઈ, જે પોતાની ઇંદ્રિયોનું રક્ષણ કરે છે તથા સમુદ્ર જેવા આ સંસારને તરવા માટે જેની પાસે સર્વ સામગ્રી છે, તે પુરુષ ભલે બીજાને ધર્મોપદેશ આપે. (૬-૫૫)

# પૂર્તિ

**ઉપો૦ પા૦ ૪૪-૭:** આ પુસ્તકના ઉપોદ્ઘાતમાં (પા ૪૦ તથા ૪૨) જણાવ્યું છે કે ભગવાન મહાવીરનો જન્મ ઈ. સ. પૂ. ૫૯૯માં થયો હતો અને તે ઈ. સ. પૂ. ૫૨૭માં નિર્વાણ પામ્યા હતા. સામાન્ય રીતે અત્યાર સુધી જૈનપરંપરામાં એ જ સમય સ્વીકારાતો આવ્યો છે અને અર્વાચીન વિદ્વાનોનાં પુસ્તકોમાં પણ મોટે ભાગે સ્વીકારાય છે. પરંતુ થોડો સમય થયાં, તે બાબતમાં એક અગત્યની ચર્ચા શરૂ થઈ છે. તેનો કાંઈ છેવટનો નિર્ણય આવી ગયો છે એમ તો ન જ કહેવાય, પણ તે ચર્ચા કયા મુદ્દાઓ ઉપર ચાલે છે તેનો કાંઈક ખ્યાલ આપવા સારુ, તે ચર્ચાવાળી એક લેખમાલાનો ટૂંક સાર અહીં આપ્યો છે.[1]

પ્રખ્યાત જૈન લેખક મેરુતુંગે વિ. સં. ૧૩૬૧ એટલે કે ઈ. સ. ૧૩૦૪માં 'પ્રબંધચિંતામણિ' ગ્રંથ રચ્યો અને બે વર્ષ બાદ 'વિચારશ્રેણી' ગ્રંથ રચ્યો. તેમાં તેમણે વીર સંવત અને વિક્રમ સંવતની ગણતરી જણાવતાં નીચેના અર્થના શ્લોકો ટાંક્યા છે:

'જે રાત્રે અર્હત્ તીર્થંકર મહાવીર નિર્વાણ પામ્યા, તે રાત્રે અવન્તીના રાજા પાલકનો રાજ્યાભિષેક થયો. પાલક રાજાનાં ૬૦ વર્ષ અને નંદ (રાજાઓ)નાં ૧૫૫; ૧૦૮ મૌર્યોનાં અને પુષ્યમિત્રનાં ૩૦; બલમિત્ર અને ભાનુમિત્રનાં ૬૦, તથા નભોવાહનનાં ૪૦; ગર્દભિલનાં ૧૩ વર્ષ અને શકનાં ૪.'

એ શ્લોકોમાં આ પ્રમાણે મહાવીરના નિર્વાણ અને વિક્રમના રાજ્યારોહણ વચ્ચે ૪૭૦ વર્ષ વીત્યાં એમ જણાવ્યું છે. વિક્રમ સંવત ઈ. સ. પૂ. ૫૭થી શરૂ થનો ગણીએ, તો એ હિસાબે મહાવીર ઈ. સ. પૂ. ૫૨૭માં નિર્વાણ પામ્યા હતા એમ ઠરે. એક વાત તો નક્કી જ, કે એ શ્લોકો વિક્રમ સંવત એવું નામ સ્વીકારતા હોવાથી તે આઠમા નવમા સૈકા જેટલા અર્વાચીન છે. કારણકે ત્યાર પહેલાં વિક્રમસંવત એવું નામ જાણીતું નહોતું.

હવે, એ સમય બીજી ઐતિહાસિક ગણતરીઓ સાથે બંધબેસતો આવે છે કે નહિ તે તપાસીએ.

બૌદ્ધ ગ્રંથોમાં 'નિગંઠનાતપુત્ત' (નિર્ગ્રંથ જ્ઞાતપુત્ર' એટલે કે જ્ઞાત નામના રાજવંશમાં જન્મેલો નિર્ગ્રંથ)ના જે સંખ્યાબંધ ઉલ્લેખો મળે છે,

---

૧. મૂળ માટે જુઓ 'ઇંડિયન એન્ટીકવરી' વર્ષ ૧૯૧૪.

તે ભગવાન મહાવીરને લગતા છે એ તો હવે નિઃશંક સાબિત થઈ ચૂક્યું છે. એ જ ગ્રંથો ઉપરથી એ પણ જણાઈ આવે છે કે, બુદ્ધ અને મહાવીર બંને સમકાલીન હોઈ, એક જ સમયે ઉપદેશ કરતા હતા.

ભગવાન બુદ્ધ ઈ સ. પૂ. ૪૭૭ ની આસપાસ નિર્વાણ પામ્યા હતા એ વસ્તુ અનેક ઐતિહાસિક પ્રમાણોથી નિશ્ચિત થયા જેવી છે. હવે, જો મહાવીર ઈ. સ. પૂ. ૫૨૭ માં નિર્વાણ પામ્યા હોય, તો તે વખતે બુદ્ધ ૩૦ વર્ષના જ હોય. (કારણ કે નિર્વાણ વખતે તે ૮૦ વર્ષના હતા.) અને બુદ્ધે ૩૬ મા વર્ષ પહેલાં ધર્મોપદેશ જ શરૂ કર્યો નહોતો, એટલે બંને એક સમયે જ ઉપદેશ કરતા હતા એ બીના ઘટી શકે નહિ.

વળી, બંને અજાતશત્રુ રાજાના સમય દરમ્યાન હયાત હતા એ વાત બંને સંપ્રદાયના ધર્મગ્રંથો ઉપરથી નિશ્ચિત થઈ શકે છે. પરંતુ અજાતશત્રુ બુદ્ધના મૃત્યુ પૂર્વે ૮ વર્ષ પહેલાં જ રાજા થયો હતો; એટલે મહાવીર જો ઈ. સ. પૂ. ૫૨૭ માં નિર્વાણ પામ્યા હોય, તો તે વખતે અજાતશત્રુ રાજા જ બન્યો ન હોય.

આમ બુદ્ધના કાલનિર્ણય સાથે જૈન પરંપરાને ઘણો વિરોધ આવે છે. એટલે બેમાંથી એક કાલનિર્ણયને ખોટો ગણવો જોઈએ. પરંતુ બુદ્ધના કાલ-નિર્ણયને બીજાં ઐતિહાસિક પ્રમાણોનો સારા જેવો ટેકો છે, એટલે તેને ખોટો ગણી શકાય તેમ નથી. પરંતુ આ જગાએ હેમચંદ્ર જેવા પ્રસિદ્ધ જૈન લેખક જ ઉપર જણાવેલી જૈનપરંપરામાં અમુક સુધારો સૂચવે છે. આપણે ઉપર મેરુતુંગે ટાંકેલા શ્લોકોમાં જોઈ આવ્યા કે, તેમાં મૌર્યવંશ એટલે કે ચંદ્રગુપ્ત મહાવીરના નિર્વાણ પછી ૨૧૫ વર્ષે ગાદીએ આવ્યો એમ જણાવ્યું છે. પરંતુ હેમચંદ્ર પોતાના 'સ્થવિરાવલીચરિત' (પરિશિષ્ટ પર્વન્)માં જણાવે છે કે, 'મહાવીરના નિર્વાણ પછી ૧૫૫ વર્ષે ચંદ્રગુપ્ત રાજા થયો.' આપણે હેમચંદ્રનો એ સુધારો કબૂલ રાખીએ, તો મહાવીરના નિર્વાણકાળ અને વિક્રમ સંવત વચ્ચે ૨૧૫+૨૬૫ને બદલે ૧૫૫+૨૫૫ એટલે કે ૪૧૦ વર્ષ ગયાં હતાં એમ ઠરે; એટલે કે મહાવીર ઈ. સ. પૂ. ૪૬૭માં નિર્વાણ પામ્યા હતા એમ નક્કી થાય.

મહાવંશમાં જણાવ્યા પ્રમાણે અજાતશત્રુ બુદ્ધના નિર્વાણ (ઈ સ. પૂ. ૪૭૭) પહેલાં ૮ વર્ષે (ઈ. સ. ૪૮૫માં) ગાદીએ આવ્યો હતો. અને ગાદીએ આવ્યા પછી તેનું પહેલું જ કાર્ય કોશલના વૃદ્ધ રાજા સાથે લડાઈ હતું. હવે ભગવતીસૂત્રમાં જણાવ્યા પ્રમાણે ગોશાલ એ યુદ્ધ પછી તરત જ શ્રાવસ્તીમાં મરણ પામ્યો હતો. અને મહાવીર ગોશાલના મૃત્યુ પછી ૧૬ વર્ષ જીવ્યા હતા.

એટલે પણ મહાવીરનો નિર્વાણસમય ઈ. સ. પૂર્વે ૪૬૮–૬૭ જેટલો આવીને ઊભો રહે.

અલબત્ત, હેમચંદ્રની ગણતરી પ્રમાણે ચંદ્રગુપ્તનું રાજ્યારોહણ ઈ. સ. પૂ. ૩૧૨માં થયું હતું એમ ઠરે. બીજાં પ્રમાણો પ્રમાણે તે સમય તેનાથી ૧૦–૧૨ વર્ષ પહેલાં હોવો જોઈએ. પરંતુ સંભવ છે કે, મહાવીર પછી ૧૫૫ વર્ષે ચંદ્રગુપ્તનું રાજ્યારોહણ થવાને બદલે તે વખતે ચંદ્રગુપ્તના રાજ્ય દરમ્યાનની જૈનોને લગતી કોઈ મહા અગત્યની બીના જ બની હોય. અને આપણે જાણીએ પણ છીએ કે, ચંદ્રગુપ્તના રાજ્ય દરમ્યાન ૧૩ વર્ષનો કારમો દુકાળ પડ્યો હતો અને તે પ્રસંગે જૈનોમાં શ્વેતાંબર દિગંબરના ઝઘડાનું મૂળ નંખાયું હતું.

પરંતુ મહાવીરનો નિર્વાણસમય ઈ. સ. પૂ. ૪૬૭માં માનવાને બીજાં પણ કારણો છે. હેમચંદ્ર સુધ્ધાં સમગ્ર જૈનપરંપરા ભદ્રબાહુનું મૃત્યુ વીર પછી ૧૭૦ વર્ષે થયેલું માને છે. હવે જો મહાવીરના નિર્વાણનું વર્ષ ઈ. સ. પૂ. ૫૨૭ લઈએ, તો ભદ્રબાહુનું મૃત્યુ ઈ. સ. પૂ. ૩૫૭માં માનવું જોઈએ. જૈનપરંપરા ભદ્રબાહુનો ચંદ્રગુપ્તના રાજ્યકાળ સાથે નિકટ સંબંધ માને છે. પરંતુ ચંદ્રગુપ્તનો રાજ્યકાળ ઈ. સ. પૂ. ૩૨૩–૨૯૮ની વચ્ચે જ મૂકી શકાય તેમ છે. એટલે એ બે વાતો બંધ બેસતી આવતી નથી. હવે જો ઈ. સ. પૂ. ૪૬૭ ને નિર્વાણનું વર્ષ સ્વીકારીએ, તો ભદ્રબાહુનું મૃત્યુ ઈ. સ. પૂ. ૨૯૭માં ઠરે – જે ચંદ્રગુપ્તના રાજ્યકાળ દરમ્યાન આવીને ઊભું રહે.

અહીં એક અગત્યની દલીલનો રદિયો આપવાનો રહે છે. દીઘનિકાય (૩–૧૧૭) અને મજ્ઝિમનિકાય (૨–૨૪૩) માં જણાવ્યું છે કે, બુદ્ધ શાક્યોના સામગામમાં હતા ત્યારે તેમને ખબર મળ્યા કે નાતપુત્ર પાવામાં મરણ પામ્યા છે અને તેમનો સંઘ ફાટફૂટથી છિન્નભિન્ન થઈ જવાની અણી પર આવ્યો છે. આ ઉલ્લેખ પ્રમાણે તો મહાવીર બુદ્ધ પહેલાં નિર્વાણ પામ્યા હોવા જોઈએ; અને આપણી ગણના પ્રમાણે તો બુદ્ધ (ઈ. સ પૂ. ૪૭૭) ની પછી મહાવીર (ઈ. સ. પૂ. ૪૬૭) નિર્વાણ પામવા જોઈએ. પણ ઉપર જણાવેલા ઉલ્લેખો ઉપર નીચેનાં બે કારણોથી વજૂદ મૂકવા જેવું નથી

એક તો એ કે, એ ઉલ્લેખોમાં મહાવીરના મૃત્યુસ્થાન તરીકે જે પાવા જણાવ્યું છે, તે કુસિનારની નજીક શાક્યોના દેશમાં આવેલું પાવા છે. જ્યારે જૈનો મહાવીરના મૃત્યુસ્થાન તરીકે જે પાવા જણાવે છે, તે તો બિહારમાં ગિરિયકથી ૩ માઇલ દૂર આવેલું પાવાપુરી ગામ છે. ઉપરાંત મહાવીરના મૃત્યુ સમયે જૈનસંઘ છિન્નભિન્ન થવાની અણી ઉપર આવ્યો હતો એવો કશો જ ઉલ્લેખ જૈન ગ્રંથોમાં મળતો નથી જૈનગ્રંથો સામાન્ય રીતે

પોતાના સંઘમાં પડેલી ફાટફૂટ છુપાવવાને બદલે તેની કાળજીપૂર્વક નોંધ લેતા માલૂમ પડે છે. એટલે નિકાયના લેખકોએ બહુ પછીના સમયમાં જુદી જુદી સાંભળેલી વાતોનો ભળતો જ છબરડો વાળ્યો હોય એમ બની શકે.

બીજું કારણ એ કે, બૌદ્ધગ્રંથોમાં બુદ્ધ સાથે રાજા બિંબિસારનું નામ વધારે આવે છે; જ્યારે, જૈનગ્રંથોમાં મહાવીર સાથે બિંબિસારના પુત્ર કૂણિક ( અજાતશત્રુ ) નું નામ વધુ આવે છે. ઉપરાંત બૌદ્ધગ્રંથોમાં મગધની જૂની રાજધાની રાજગૃહ પ્રાધાન્ય ભોગવે છે, જ્યારે જૈન ગ્રંથોમાં કૂણિકની નવી રાજધાની ચંપા મુખ્ય સ્થાન લે છે એ વસ્તુ અજાતશત્રુના રાજ્યના અંતભાગને વધુ સૂચિત કરે છે, કે જે વખતે બુદ્ધ હયાત ન હોય પણ મહાવીર હયાત હોય.

# સૂચિ

[વાદોનાં નામ, કેટલાંક વિશેષનામો, તથા વ્યાખ્યાઓવાળા કેટલાક શબ્દોની]

